ગયું હતું. તેની ઓના નાકમાં નથ નહોતી. સાથે નાકનું એક નસકોરૂં પણ ગેબ. જાણે શૂરપણખાની "નૃકાપી"—સાચી નકલ થઇ ગઇ હતી. શરીર ઉપરનાં તમામ લુગડાં લોહીમાં તરબોળ થઇ રહ્યાં હતાં. ત્યાં ઝુંપડાંમાં પડી પડી ડૂસી પણ બોલતી હતી–"બાપ સંગડાં લૂગડાં પણ સહુ મળ્યાં; પણ ક્યાંઇ એનનો પત્તો મળ્યો. !"

હવે ન્હાનીવહુને માટે દયાશંકરને ગભરાટ વધ્યો. તે વિચારવા લાગ્યો. "શિવશંકરના ઘરનાં માણસો સાંભળશે તો શું કહેશે ? હાય ! હવે હું એ લોકો પાસે શું મોઢું લઇને જાઉં ? એ બધાં એમ કહેશે કે તમે તો ચાલ્યા આવ્યા પણ અમારી ન્હાની વહુને ક્યાં મૂકતા આવ્યા ? ત્યારે હું શું જવાબ આપીશ ! એ લોક એમ સમજશે કે મેં પરાયું માણસ જાણીને વધારે તપાસ પણ નહિં કરી હોય.

"હે ભગવાન ! મેં એવું તે શું ઘોર પાપ કર્યું હશે, કે જેને લીધે મારે માથે આ ભારે–કલંકનો બોજો આવી પડ્યો ! હાય ! ઓઓની વાત સાંભળવાથી મારી આ શું દુર્ગતિ થઇ ! ભગવાન મ્હોત આપે તો સારૂં. હવે હું ક્યાં જાઉં ? ક્યો તપાસ કરૂં ? એનો ક્યાંઇ પત્તો લાગતો નથી."

આવી રીતે શરીરે ક્ષીણ ગાંડાની માફક એક એક જગ્યાએ દસ દસવાર તપાસ કરી. ક્યારેક ગોદાવરી ઉપર–ક્યારેક ઝુંપડાંઓમાં–ક્યારેક મુડદાંઓના ઢગલામાં, અને ક્યારેક પોલીસ ચોકીએ તપાસ કરી. છેવટ એક ડુક્રાએ કહ્યું કે બહુ ઘાયલ થવાથી પોલીસ વાળાઓએ ન્હાનીવહુને હોસ્પીટલમાં મોકલી આપી છે. આ સાંભળતાંજ દયાશંકર ત્યાં પહોંચી ગયો અને જોયું તો ન્હાની વહુ એક ખાટલામાં પડી છે. તેની છાતી જાણે મોટા પત્થરથી કચરાઇ ગઇ હોય તેની લાગતી હતી; દયાશંકરને જોતાંજ જખમી છાતીને બે હાથે પીટતી "લલ્લુ ! લલ્લુ !" કરતી રોવા લાગી.

"ભાઈ ! ભાઈ ! તમે મારા લલ્લુને લાવી આપો. અરે અત્યાર સુધી એણે કોઈ નહિં ખાધું હોય. જાઓ. તમે જલ્દી જઇ તેને તેડી આવો. હું એને ખવરાવીશ. હવે રાત પડવા આવી છે. લલ્લુ કેની પાસે સુઇ રહેશે ! હું શું મ્હોં લઇને ઘેર જાઉં ! સાસુજી લલ્લુને તેડવા આવશે ત્યારે હું શું કહીશ ? ભાઇ ! એકવાર જઇ તમે ફરીવાર તપાસ કરો. ક્યાંઇ પડ્યો હોય તો ઉપાડી આવો."

અરે અભાગણી ન્હાનીવહુ ! તારા છોકરાનું હવે આ દુનિયાપર એક નામ નિશાન નથી. એનું માખણ જેવું કોમળ શરીર લાખો પુરૂષોના પગતળે પડીને છુંદાઇ ગયું. આ વખતની એની શોકાતુર માતાની વ્યાકુળતા અને મર્મ ભેદી કાતરોક્તિ લખવાને આ જડ લેખણ સમર્થ નથી. જેઓએ આ કરૂણોત્પાદક દેખાવને પોતાની આંખે જોયો હશે તેઓજ આ પુત્રવિયોગી માતાનો દયાજનક ચિતાર કંઇક કંઇક સમજી શકશે. ન્હાની વહુને રોતાં રોતાં લોહીની ઉલટી થઇ અને થોડીવાર પછી મૂર્છાવશ થઇ ગઇ.

બીજે દિવસે તાર મળવાથી શિવશંકર નાશક આવી પહોંચ્યા. ત્યાં આ શોકદાયક વૃત્તાંત સાંભળીને પ્રથમતો ખુબ રોયા. ન્હાની વહુએ પણ તેમને જોઇને મ્હોં ઢાંકીને રોવા માંડ્યું. થોડીવાર પછી શિવશંકરે દયાશંકરને કહ્યું: "પુણ્યનું ફળતો હાથોહાથ મળી ગયું. હવે કોઇ રીતે આને ઘેર લઇ જવાનો બંદોબસ્ત કરવો જોઇએ." ન્હાની

અને જે કલ્પના પ્રેર્યો
વિચરતો સર્વ બ્રહ્માંડે;

ફરતો બેફિકર સઘળે,
કરતો સાહ્યબી કાલે,
ગુમાવી આજ તે બેઠો,
મટી સાહેબ થયો બંદી* !

અહા ! જે કીર્તિનાં મોજાં
ઉછળતાં કલ્પના દરિયે,
વિરામ્યાં સર્વ ઘડીભરમાં;—
વિધાતા ! આમ શીદ કીધું ?!

એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલ; } મુંબાઈ. } કરીમ મહમદ.

---

# વિવિધ વિહાર.

## કમળા અને લક્ષ્મી વચ્ચેનો સંવાદ.

*કમળા ( લક્ષ્મીને )—બ્હેન, આજ હજી રસોઇમાં છો ?*

લક્ષ્મી—આ અષાડી બીજ આવી તેપર પકવાન કરું છું; વળી થોડા રોજમાં મ્હારા દીયરની રજા પણ પૂરી થઇ રહે છે.

કમળા—મ્હારા જેવાંનાં સાસરાંની પૈસા સંબંધીની સ્થિતિ સાધારણ હોય તેનું તો ઠીક; પણ તમને ઇશ્વરે સારી કમાણી આપી છે ને એક રસોયો નથી રાખતા એ તો લોભ કહેવાય હો.

લક્ષ્મી—બ્હેન, લોભ માટે નથી. આપણા આળસને લઈ આપણા પતિને એક વધારે માણસનો નોકર કરવો તે કેમ પ્રસન્ન કરીયે ?

કમળા—એમાં નોકર શેના ! રસોયો આપણો નોકર થયો કે આપણે તેનાં ! બેન, તમારી વાતો એવીને એવી,

લક્ષ્મી—તું બરાબર સમજી નહિ. જો કે, મ્હારે સાસરે ત્રણસો રૂપિયાનો મહિનો મળે છે. હવે, કામના બોજાને લઇને તારા ભાણેજને ભણાવવાનો વખત મળતો નથી, તેથી દશ રૂપિયાના માસિક પગારથી એક શિક્ષક રાખવો પડયો છે. તેને આપણી મહેનતનો ત્રીશમો ભાગ આપ્યો કહેવાય. તેવીજ રીતે રસોયાને પંદરેક રૂપિયાનો મહિનો આપીએ તો તેને પણ આપણી મહેનતનો વીશમો ભાગ આપ્યો કહેવાય કે નહિ ?

લક્ષ્મી—વળી તે જે પંદરેક રૂપિઆ બચે તેનું ઘરમાં રાચ રચીલું ધારીયે અગર ધર્માદામાં વાપરીયે તો ઉગી તો નીકળે ?

કમળા (હસીને)—બરાબર સમજાયું હો. આ તમારૂં કહેવું મ્હને રજેરજ ખરૂં ભાસે છે. પણ બ્હેન, રસિકના બાપને ત્રણસો રૂપિયાનો મહિનો મળે છે; તમારો દેર તો ગણ્યા ગાંઠ્યા વીશ રૂપિયા કમાય છે. ઠીક વખત ભેળાં રહ્યાં લેખાઓ. હવે ઠાલાં ઘાસ શું ખમોછો ? રૂડાં નોખાં થઇને નોખા ઘરબારી તો કહેવાઓ ? તમે તો ગોરા લોકની રૂઢી પ્રસન્ન કરી અમને પણ વખતો વખત તે રૂઢીના ફાયદા સમજાવો છો. તો મેં સાંભળ્યું છે કે ગોરા લોકોમાં તો પરણીને નોખા થવાનોજ રિવાજ. તમે આ રિવાજથી અજાણ્યાં તો નહિ હો.

લક્ષ્મી (જરા હસીને)–બ્હેન, પાશ્ચિમાત્ય લોકોના જે જે રિવાજ તે સઘળા સારા એમ ન કહી શકાય. પૂનમને દિવસ ચંદ્રમા ઘણું અજવાળું આપે છે; એટલે કે તેની ઉ. જળી બાજુનો ઘણો ભાગ આપણી ભણી હોય છે. તેથી એમ માનવું કે તેને અંધારી બાજુજ નથી ને ભૂલ ભરેલું કહેવાય. અલ્બત, બ્રીટીશ લોકોના કેટલાક રિવાજો પ્રશં- સનીય છે. છતાં આ રિવાજ કે પરણીને નોખું થવું તેને આપણે વખાણી શકશું નહિ.

કમળા—આપણા કરતાં બ્રીટીશ લોક વધારે સુધરેલ છે; તો તેઓએ જે રિવાજ પોતાનામાં કરેલ છે તે વખાણવા જેવો કેમ નહિ ?

લક્ષ્મી—તે સુધરેલા કહેવાતા લોકો કેટલીક બાબતમાં આપણા વડવા જેટલે પહો- ચ્યા પણ નથી. હાલ આ બાબત સાથે આપણે સબંધ નથી ધરાવતાં. અવિભક્ત કુટું- બના ફાયદા ગેરફાયદાને ઉદ્દેશીને વાત કરીયે... ધારો કે મારા દીયર નોખા થયા. હવે ' એક તોલડી તેર વાનાં માગે ' એ મુજબ હાલ કેટલુંક એવું છે કે એક ખર્ચેજ ઉ- કલે છે તે નોખાં થયે નોખું ખર્ચ કર્યા વિના ચાલેજ નહિ. તો મારા સસરાનાં કુટું- બમાંથી આવક વધી. હવે કહો કે ઘાસ નોંખાં રહેવાથી કે ભેળાં રહેવાથી ।

કમળા—એ તો ખરૂં.

લક્ષ્મી—વળી. વિધવાઓનાં ભરણ પોષણ માટે ઘણી તકલીફનું મૂળ આ નોખાં થવાનો રિવાજ જ છે. નહિ તો બિચારી વિધવાને એટલું ભરણ પોષણનાં દુઃખ થવાનો અવકાશ જ ક્યાંથી રહે ?

કમળા--એ બરાબર કહ્યું. હવે મને વાત ગળે બરાબર ઉતરી. મારા કાકાજીના દીકરાની વહુનું બગડ્યું છે; પણ તે દેરથી નોખી છે તો રોટ્યા વિષે વખતો વખત બવાડા થાય છે.–પહેલું પણ ખાઈ પરવારી છે. અને મારી માશીના સઘળા દીકરા ભેળા છે; તેમાં વચલા દીકરાની વહુ વિધવા છે. આ તો જો દેર સૌ સારા છે તેથી તેને સારી રીતે રાખે છે. નહિતર પણ ભેળા છે તો ખાંડ ખાઇને તેને જીવતી પાળવી ને મુને બાળવી જ જોતને ?

લક્ષ્મી--હવે સમજી. પણ લોકો આપણા કેટલાક રિવાજો નિન્દી કાઢી બ્રીટીશના રિવાજોને પ્રાધાન્યપણું આપે છે. હવે, તેઓના અમુક રિવાજ આપણા કરતાં સારા પણ બાકીના રિવાજ વિષે પણ બે ઘડી વિચાર કર્યા વિના તેને હલકા ગણી મુકે છે.

કમળા—તમારી ને મારી બન્નેની વય તો સરખી છે. તમે તો આંખનાં કાળાં કાઢી લ્યો એવાં છો. અને અમે તો તમે દેખો તેવાં છિયે. એ સઘળું તમે વાંચો વિચારો છો તેથીજ તો. ઠીક બેન, હવે વેળા થવા આવવાથી હું જઇશ. તમારી વાતથી મને બહુ ખુશી થાય છે. હવે જઇશ ( જાય છે. )

લક્ષ્મી—કમળા... આવજે.

શંકરલાલ જસદણકર.

---

## સ્ત્રી કેળવણી.

**કેળવણી એટલે શું**—આ સંસાર મિથ્યા છે, એની માયા ખોટી છે, સહુ સ્વાર્થનાં સગાં છે, મરણ સમયે કોઇ સાથે આવતું નથી, લક્ષ્મી ચંચળ છે, મિત્રતામાંયે કાંઇ નથી, અને ' સ્ત્રીની પ્રીતિતો એથીયે ખોટી ' છે, માટે ખાલી મોહ છોડીને હરિભજન કરવું, સાધુઓનો " સત્સંગ " (?) કરવો, અને માયામાંથી મુક્ત થવું,—એ અને એવાં વિચારો આપણા દેશમાં ઘણા પ્રાચીન કાળથી પ્રચાર પામેલા છે. નરસિંહ મહેતો અને મીરાંબાઇ, ધીરોભક્ત અને ભોજોભક્ત વગેરે અનેક કવિઓએ એ વિચારો જુદી જુદી રીતે આપણા જનસમાજ આગળ મૂક્યા છે, અને તે ઘણા ઉત્સાહથી આપણાં સ્ત્રી પુરૂષોમાં વંચાયા છે. એ વિચારોમાં કંઇ પણ સત્ય નથી એમ તો કોઇથી કહેવાશે નહીં. અને એમ કહેવાનો આ લેખનો આશય પણ નથી. તત્વજ્ઞાનની ઉંડી દૃષ્ટિથી જોતાં એમાંના કેટલાક વિચારોમાં ઘણું ગંભીર સત્ય સમાયલું છે, અને માણસનું હૈયું જ્યારે દુઃખના ભાર હેઠળ દબાતું હોય ત્યારે એ વિચારોથી એને ઘણું આશ્વાસન મળે છે. પણ એ વિચારોનો અકાળે અને અસ્થાને ઉચ્ચાર થતો ઘણીવાર જોવામાં આવે છે, માણસનાં જીવનને એથી શુષ્ક અને નીરસ થતું ઘણીવાર જોવામાં આવે છે, આ સંસાર અને તેનાં સગાં સમ્બન્ધી તરફની કર્તવ્યબુદ્ધિ કંઇક શિથિલ થતી આપણે નિહાળીયે છીએ, અને માણસનો આત્મા કુસુમથી પણ કુમળો, છતાં વજ્રથી પણ કઠણ એવી સ્નેહની સાંકળથી અન્યની સાથે જોડાવાને બદલે સર્વથી વિમુખ થઇને કંઇક જૂદીજ સૃષ્ટિમાં ભમતો આપણને જણાય છે. ઇશ્વરે જે આ વિચિત્ર જગત્પ્રતિબિમ્બની રચના કરી છે તે એક ' માયામયી મહા સુષુપ્તિ ' *—માયાની, અવિદ્યાની ભરેલી ઘોર નિદ્રા છે, જેની અંદર સંસારી જીવો પોતાનાં ખરાં સ્વરૂપને ભૂલીને સુઇ રહ્યા છે; આ વિશ્વની સૃષ્ટિ એ પરમાત્માની એક લીલા માત્ર છે, × એક રમત જેવી છે;—એ વિચારો ઘણા પ્રૌઢ અને ઉન્નત છે, મનુષ્યની વિચાર શક્તિનો ઉત્કર્ષ એમાં સ્પષ્ટ દેખાય છે, અને આ દાળ, ભાત, ને શાકની દુનિયાંથીપર એવી અવનવી સૃષ્ટિમાં લઇ જવાનું સામર્થ્ય એમાં રહેલું છે. છતાં પદ્ સાધનની સંપત્તિ મેળવવાને અસમર્થ એવાં સામાન્ય મનુષ્યો સંસારથી કંટાળીને તેના મિથ્યાત્વના જે ફડાકા મારે છે તે તો એક પ્રકારનું બાયલાપણુંજ છે, સંસારમાં અનેક પ્રકારનાં કર્તવ્ય જે મનુષ્યના શિરપર ઇશ્વરે મુકેલાં

---

*જુઓ રા. રા. કમળાશંકર પ્રણીત " શ્રી શાંકરભાષ્યાનુવાદ, " અધ્યાય ૩, પાદ ૪, સૂત્ર ૩, પૃષ્ઠ ૩૧૮.

×જુઓ ' શ્રી શાંકરભાષ્યાનુવાદ, ' અધ્યાય ૨, પાદ ૧, સૂત્ર ૩૩, પૃષ્ઠ ૫૨૬

છે તે યથાયોગ્ય બજાવવાની અસમર્થતા ઢાંકીને સુખમાં રહેવાની એ એક બારી છે, અને નૈતિક બળની ખામીને છુપાવવાનું એ એક નિર્બળ અને અધોગતિ પમાડનારૂં સાધન છે. એવું આચરણ

" नियतं कुरु कर्म त्वं कर्म ज्यायोह्यकर्मणः।
" शरीरयात्रापिचते न प्रसिद्ध्येदकर्मणः॥

( તું નિરંતર કર્મ કર, અકર્મ કરતાં કર્મ શ્રેષ્ઠ છે. ત્હારી શરીર—યાત્રા, ત્હારો દેહ નિર્વાહ, પણ અકર્મથી, કર્મ ન કરવાથી, સિદ્ધ નહીં થાય. )

" कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। "

( કર્મમાંજ ત્હારો અધિકાર છે, ફળમાં કદી નહીં ).

ઇત્યાદિ ભગવદ્ગીતાનાં ઉપદેશ વાક્યોથી ઉલટું છે.

કર્મ કરવાં પણ કર્મ ઉપર આસક્તિ રાખવી નહીં; ફરજ બજાવ્યા પછી એ આપણાં વર્તનથી આપણને જે આનંદ મળે તેટલાથીજ સંતોષ માનવો, અને એ કર્મનું ફળ અનુકૂળ આવે કે પ્રતિકૂળ નીવડે તે વિષે બેદરકાર રહેવું એવો ઉપદેશ શ્રી કૃષ્ણે અર્જુન પ્રત્યે કરેલો છે, અને એ વચનાનુસાર વર્તવાથીજ મનુષ્ય પોતાનું શ્રેય સાધી શકે છે અને કૃતાર્થ થાય છે.

કલાપીનાં " ભરત " એ નામનાં કાવ્યમાં જગત તજનારો મહાત્મા એક મૃગબચ્ચાંની માયામાં બન્ધાય છે અને એ માયામાંથી છુટવાનો વિચાર કરે છે ત્યારે કવિ તેને બોધ દેતાં કહે છે કેઃ—

મંદાક્રાન્તા " ખેંચે છે તે, પ્રણયી દિલને, દેવું, હાય ! શાને;
ધક્કો દેવા, મૃદુ હૃદયને, યોગી; તું કેમ ઇચ્છે ?
ત્હારા આવા, નિયમ સઘળા, શુષ્ક લાગે મ્હને તો,
મીઠી વૃત્તિ, કુદરતી અરે ! બાળવા ઇચ્છતો ક્યાં ?
વ્હાલું છે તો, કયમ દૂર કરે ? નેત્રમાં કેમ અશ્રુ; ?
ધક્કો દેતાં, પ્રણયીદિલને, શ્રેય હું તો ન માનું,
આવાને શું, તુજ હૃદયને, ચાહતાં પાપ થાય ?
સ્વાર્થી તું છે, પણ પ્રણયથી, કાંઇ ત્હારૂં ન જાય.
સાક્ષી પૂરે, તુજજિગરએ, આંસુથી વાતને આ,
ત્હેની સામે, કઠિન બનીને, થાય છે આગ્રહી કાં ?
પીવા ત્હેને, હૃદય ઝરણું, રેડ છે ત્હેંજ પાડી,
બીજે ક્યાં તે, જન હૃદયની, પામશે વ્હાણુ આવી ?
એનો ત્હારાં, સમિધ કુશને, સ્પર્શતાં એ હરે છે !
તું ખીજે તો, મૃદુમૃદુ થઈ, ગેલ કેવાં કરે છે !
તું રીઝે તો, તુજ તરફએ, હાંસથી દોડી આવે !
એ નેત્રોથી તુજજિગરથી, વાત છાની કરે છે !

વાળવાનોજ રસ્તો છે. પુત્ર જન્મથી વિશેષ આનંદ થાય તેતો કેટલેક અંશે સ્વાભાવિક છે, પણ પુત્રી જન્મથી શોક પામવાનું કારણ સ્હેલાઈથી સમજી શકાય તેમ નથી. પુત્રી જો પોતાનાં કર્તવ્યમાં ઉત્સુક રહીને માબાપની આપેલી કેળવણીને સફળ કરે તો તેથી શું માબાપને ખુશી થતી નથી ? મંદવાડમાંજ નહીં, પણ સંસારના અનેક અગત્યના પ્રસંગોએ, પુત્રના કરતાં પુત્રીનું કોમળ હૃદય માબાપને દિવ્ય આશ્વાસન આપવાને અને પોતાની બાળકીને માટે અભિમાન ધરાવવાને સમર્થ નથી ? આપણા સંસ્કૃત કવિઓએ પુત્રની પ્રશંસામાં ઘણું લખ્યું છે, ત્યારે પુત્રીનીતો "નિન્દા" કરવાનીજ જડી હોય એમ લાગે છે. "સુભાષિતરત્નભાણ્ડાગાર "માં અનેક સંસ્કૃત કવિઓનાં સુભાષિતોનો સંગ્રહ કરવામાં આવેલો છે; તેમાં દરેકની "પ્રશંસા" અને "નિન્દા"ના અનેક શ્લોકો આપવામાં આવ્યા છે, જેમકે "કાવ્ય પ્રશંસા," "કુ કાવ્ય નિન્દા," "સત્પુત્ર પ્રશંસા," "કુપુત્ર નિન્દા" વગેરે. પણ એ સંગ્રહ કર્તાને "કન્યા પ્રશંસા"નો એકપણ શ્લોક જડયો નહીં, કન્યા વિષે એક જડયો ખરો, પણ તે "નિન્દા"નો ! એ શ્લોક નીચે પ્રમાણે છેઃ-

"जातेति कन्या महती हि चिन्ता
कस्मै प्रदेयेति महान् वितर्कः ।
दत्ता सुखं यास्यति वा न वेति
कन्या पितृत्वं खलु नाम कष्टम् ॥"

એ શ્લોકપરથી કન્યાના પિતાને શોકનાં બે કારણો જણાય છે; એકતો, કોને કન્યા આપવી તે વિષેની ચિન્તા; અને બીજું, આપ્યા પછી સુખી થશે કે નહીં તે વિષેની ચિન્તા; જ્યાંસુધી વરોની પસંદગી કરવાનું ક્ષેત્ર ઘણું ન્હાનું રહેશે (અને હાલમાં તો કેટલીકવાર પરદેશગમન કે એવા કોઈ વિષયની તકરારને લીધે એકેક ન્યાતમાંજ જુદા જુદા વિભાગ પડી જાય છે ) ત્યાં સુધી પ્રથમ ચિન્તા ખસેડવી મુશ્કેલ જણાય છે, તો પણ બાળ વયમાં લગ્ન કરવાને બદલે પરણાવવા સંબન્ધી ચિન્તાનો મ્હોટો ભાગ ભણાવવામાં રોકે તો કન્યાના ભવિષ્ય વિષેની ફીકરનો બોજો એકલાં માબાપને શિર રહેવાને બદલે તે કંઈક અંશે કમી થાય ખરો, અને યોગ્ય કેળવણીથી પોતાના ખાસ સંજોગોને અનુકૂળ થતાં શીખવવામાં આવ્યું હોય તો બીજું કારણતો લગભગ સમૂળગું નષ્ટ થાય. વળી, લગ્ન આદિ પ્રસંગોની કેટલી અનિષ્ટ રૂઢિઓ, અને અધરણી સમયની ક્રિયામાં કેટલુંક નિર્લજ્જપણું ધુસી ગયલું જોવામાં આવે છે તે દૂર કરવા માટે કેળવણી જેવું ઉત્તમ સાધન કીયું?

—મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

## સેવાસદન સંબંધી ચર્ચા પત્રનો ખુલાસો.

અમારા આ માસિકમાં સપ્ટેમ્બર માસના અંકમાં 'એક બ્હેને' કેટલાક પ્રશ્ન કર્યા હતા. કાંઈક કારણોને લીધે તેનો ઉત્તર અપાયો નહોતો તેમ અન્યવાચકવર્ગ તરફથી પણ ઉત્તર ન મળવાથી, સ્ત્રી-ઉપયોગી સેવાસદન જેવી સંસ્થા સંબંધે સ્ત્રીયોમાંજ પ્રગટ થતા સુન્દરીસુબોધમાં સ્ત્રીયેજ પુછેલા પ્રશ્ન અનુત્તરિત રહે એ ઠીક નહિ માની એનો ખુલાસો અત્રે આપવો યોગ્ય ધાર્યો છે આ ઉત્તર લેખકને ઠીક લાગે તે પ્રમાણે આપ્યા છે

અને લેખક સેવાસદનનો એક તંત્રવાહક હોવાથી-સેવાસદન તરફથી ઉત્તર મળ્યા છે અને તેથી સેવાસદનને તે બંધનકારક છે એમ માનવાનું કાંઈ કારણ નથી. આટલી સૂચના કહી ક્રમવાર ઉત્તર આપવા શરૂ કરૂં છું.

સુંદરીસુબોધ તેમજ અન્ય માસિકો અને પત્રોમાં સેવાસદન સંબંધી વિગતો આવવા માંડેલી હોવાથી એ વિશે કાંઈ ખુલાસાની આવશ્યકતા રહી લાગતી નથી.

૧ અભ્યાસક્રમ બાંધવામાં આવ્યો છે, તે ક્રમ સેવાસદન તરફથી પ્રકટ કરેલા સૂચીપત્ર ઉપરથી મળશે. નવીન સંસ્થા હોવાથી હજી સુધી મુદ્દત નક્કી કરવામાં નથી આવી પરન્તુ તે થોડા સમયમાં નક્કી થશે.

૨ 'દયાની બ્હેનો'-સેવાભગિનીઓને મુંબાઈમાંજ કાર્ય કરવાનું છે એમ નહિ પરન્તુ હિંદ તો શું પરન્તુ દુનિયાંના ગમે તે વિભાગમાં સેવાસદનના ઉદ્દેશ સાચવી કાર્ય કરવાની સ્વતંત્રતા છે. ગામે ગામ સેવાસદનની શાખાઓ ઉઘડેલી જોવા સેવાસદનના સ્થાપકો ઉત્સુક છે.

૩ સેવાભગિની—દયાની બ્હેનને ત્હેની ઈચ્છા વિરૂદ્ધ કોઈ સ્થળે જવાની ફરજ પાડવામાં નથી આવતી.

૪ સદનમાં સામાન્ય રીતે ત્રણ વર્ષનો ક્રમ છે પરન્તુ સદનવાસીને જ્યારે ઈચ્છા થાય ત્યારે છૂટા થવાની સ્વતંત્રતા છે.

૫ સદનમાં અમૂક વિષયના અભ્યાસ માટેજ જોડાવાની ઈચ્છા હશે તો તેમ થઈ શકે છે.

૬ હજી સુધી કોઈ પણ તરેહનો પોષાક નિર્ણિત થયો નથી.

૭ સદનમાં દાખલ થયા પછી 'દયાની બ્હેન'ને કાંઈ અકસ્માત્ થાય ને જીંદગી પર્યંત અશક્ત થાય તો, જે સંસ્થાએ જન સેવા કરવાનું કાર્ય માથે લીધું છે તે સંસ્થા ત્હેને ર્‌હેતી મૂકે અને ત્હેના જીવન માટે કાંઈ પણ દરકાર ન રાખે તે માનવું એ સંસ્થા છે તે વિશે હલકો મત બાંધવા જેવું છે.

૮ સેવાસદનના કાયદાકાનુનોને માન આપી રહેનાર સેવાભગિનીઓનું સર્વે રીતે રક્ષણ કરવું એ સેવાસદનના વ્યવસ્થાપકોની ફરજ છે.

૯ સેવાસદનવાસી બ્હેનોને પોતપોતાના આશ્રમમાં પોતપોતાનાં ધર્મકાર્ય કરવાની છૂટ છે અને તેમ હોવાથી અવસાન સમયે પોતપોતાની જ્ઞાતિ પ્રમાણે ઉત્તર ક્રિયા કરવામાં આવવીજ જોઇએ ને થશે.

'એક બ્હેન'ને આટલા ખુલાસા બસ થશે. અંતે આ ઉત્તરો સેવાસદનના એક તંત્રવાહક તરીકે અપાયા છે એમ માની સેવાસદનનું વ્યવસ્થાપક મંડળ આ ઉત્તર પ્રમાણે વર્તવા બંધાયલું છે એમ ન માનવા વિનંતિ છે.

મેઘનાદ અને નાગર ઑફિસ. } સુબન્ધુ,
મુંબાઈ. } ( બન્ધુસમાજ. )

## "સેવાસદન" એટલે શું ?

મુંબાઈ-ગુજરાતના વર્તમાનપત્રોમાં સેવાસદનમાં થતાં વ્યાખ્યાનો વિશે વખતો વખત લેખ આવે છે; સુરત વનિતા-વિશ્રામનાં સ્થાપક અને તંત્રવાહક બ્હેન મ્હાની બ્હેન ગજ્જરે ગુજરાત-કાઠીઆવાડમાંના પોતાના પ્રવાસ દ્વારા વનિતાવિશ્રામ-સેવાસદન ઉપર વ્યાખ્યાનો આપી એ શબ્દો જાણીતા કર્યા. આમ છતાં એક નહિ પણ અનેક બાજુથી સેવાસદન' એટલે શું ? ના પ્રશ્ન થયે જાય છે. મ્હને મ્હારા સ્નેહીઓ, પત્રમાં પૂછે છે કે સેવાસદન એટલે શું ! ત્યાં શું થાય છે ? મેઘનાદ-નાગરના વાચકો ખુલાસા માટે અનેક પત્રો મોકલે છે. સુંદરી સુબોધમાં 'એક બ્હેને' કેટલાક પ્રશ્ન પૂછયા હતા ( એના ઉત્તર જુદા આપ્યા છે). તળ મુંબાઇમાં પણ યુરોપીઅન-પારસી વગેરે કોમ તો પૂછે પરન્તુ હિંદુ ભાઇઓ પણ પૂછે છે. આ વસ્તુ સ્થિતિ હોવાથી સેવાસદન એટલે શું એ અત્રે સ્હમજાવવું અયોગ્ય નહિ મનાય. આ સ્થળે તેમજ સેવાસદન સંબંધીના સર્વ લેખો તે સંસ્થાના એક સત્તાધારી તરીકે લખાયા છે એમ ન માનવા સૂચન છે.

સેવાસદન એટલે જ્યાં જન સમાજની સેવા કરવામાં આવે છે અને સેવા કરતાં શિખવવામાં આવે છે તે. સેવાસદન સંસ્થાના સૂત્રો Life a Trust 'જીવન અમાનત' અને One at Core 'મતાંતરમાં પણ અંતર એક' આ બે સૂત્રોના અર્થ જેટલા ગંભીર છે તેટલાજ વર્તનમાં મૂકવામાં કઠિન છે. જીવનને, જન સમાજનું હિત કરવા કેવળ સ્નેહમય બની પરસેવા કરવા થાપણ માનવી એ મનોબળ ઓછું ન હોવું જોઇએ. તેજ પ્રમાણે મનનું ધાર્યું ન થયું એટલે ક્ષણેક્ષણે મ્હોડાતાં મનુષ્યો, પોતાથી જુદા મત દર્શાવનાર તરફ સ્વાભાવિક તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય છે એવા મનુષ્યો મતાંતરમાં પણ અંતર એક રાખી શકે તો પછી જગતમાં કલહને સ્થાનજ કયાં મળી શકે ! સેવા-પરહિત કરવું હોય તો આ બે સૂત્રોનું પાલન આવશ્યક છે. અને સેવાસદનનો લાભ લેતી સેવાભગિનીઓમાં ત્હેનાં બીજ રોપાય એજ મહેચ્છા.

સેવાસદનના સૂત્રોનું ભાન કરાવી હવે એમાં થતા કાર્યનું દિગ્દર્શન કરાવીયે. સેવાસદનના બે મૂખ્ય વિભાગ છે. એક સેવાસદનશિક્ષણમંદિર. અને બીજું સેવાસદન આશ્રમ. શિક્ષણમંદિરમાં માત્ર ગૃહિણીઓનેજ શિક્ષણ આપવામાં આવે છે. ગૃહિણીઓ એટલે જેઓ હાલમાં ગૃહિણી અવસ્થા ભોગવતી હોય કિંવા ભૂતકાળમાં તે અવસ્થા ભોગવી હોય. ટુંકામાં વિવાહિત તેમજ વિધવાને માટેજ છે, બાલકીઓને આમાં સ્થાન નથી.

સેવાસદનશિક્ષણમંદિરના અભ્યાસક્રમનો લાભ લેતી સ્ત્રી-વિદ્યાર્થીઓને પ્રવેશપત્રિકા ભરી આપવી પડે છે. પ્રવેશપત્રિકા ન ભરનારને દાખલ કરવામાં નથી આવતાં. આ શિક્ષણમંદિર હિંદુ મુસલમાન તેમજ પારસીને માટે ખુલ્લું છે.

શિક્ષણ માટે તેમજ બીજી તરેહના લાભ માટે કોઇ પાસેથી પાઇ પણ લેવામાં નથી આવતી. અભ્યાસક્રમમાં ઇંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, ઉપચાર વિદ્યા, આરોગ્યવિદ્યા ઇશ્વરચિંતન, અને તાત્કાલિક મદદનું જ્ઞાન, શરૂઆતથી અને જેમ અને તેમ ટુંક સમયમાં મળી શકે તે પ્રમાણે આપવામાં આવે છે. આનંદની વાત એ છે કે સર્વ શિક્ષણ સુશિક્ષિત સ્ત્રીઓ આપે છે. શિક્ષણમંદિરનો સમય દિવસના બેથી ચાર હોવાને લીધે

સામાન્ય વર્ગની સ્ત્રીઓ જેમને ગૃહકાર્ય કરવાનું હોય છે તે પણ હેનો લાભ લે છે. શિક્ષણ મંદિરના પેટા વિભાગ તરીકે કાર્યશાળા પણ ચાલે છે. આ શાળા દિવસના દસથી ચાર વાગ્યા સુધી ખુલ્લી રહે છે અને એ શાળામાં ભરત, ગુંથણ, સીવણનું કામ શિખવવામાં આવે છે. આ શાળાના સંબંધમાં ચિત્રકામને માટે ટુંક સમયમાં વ્યવસ્થા થનાર છે. શિક્ષણ મંદિરના અભ્યાસક્રમમાં વ્યાખ્યાનમાળાની ગોઠવણ કરવામાં આવી છે. અને એ ગોઠવણ પ્રમાણે દર બુધવાર અને શનિવારે જે દિવસે બીજો અભ્યાસ બંધ રાખવામાં આવ્યો છે તે દિવસે સુશિક્ષિત સ્ત્રીયો પાસે માતૃભાષામાં વ્યાખ્યાન અપાવવામાં આવે છે. સેવાસદનમાં અભ્યાસ કરતી સ્ત્રીઓ ઉપરાંત બ્હારની સ્ત્રીઓ પણ આ વ્યાખ્યાનમાળાનો લાભ લે છે. ભાષણ ગુજરાતી, મરાઠી અને હિંદુસ્તાનીમાં અનુક્રમે થાય છે.

સેવાસદનનું બીજું પણ મુખ્ય અંગ આશ્રમ છે. હિંદુ આશ્રમ, મુસલમાન આશ્રમ અને પારસી આશ્રમ એવા ત્રણ વિભાગ કર્યા છે. પ્રત્યેક આશ્રમમાં સેવાભગિનીઓને રાખવામાં આવે છે હેમના માનસિક, નૈતિક શિક્ષણને માટે યોગ્ય ધ્યાન આપવામાં આવે છે અને હેમને ખાવા પીવા રહેવા વગેરેની વ્યવસ્થા કરવામાં આવે છે. આ આશ્રમમાં રહી-શિક્ષણ ન હોય તો તે લઇ સામાન્ય રીતે જેઓને સેવા કરવા જીવન અર્પણ કરવાની પ્રબળ ઇચ્છા હોય તેમનેજ માટે છે. સેવિકાઓની સંસ્થા આપણામાં નિયમિત ન હોવાથી શરૂવાતમાં એવી સેવિકાઓ મળવી મુશ્કેલ છે ને મળે તો કદાપિ યોગ્ય વ્યવસ્થા ન થાય તે પણ સંભવિત છે; પરન્તુ ધૈર્ય—શાન્તિ અને શુદ્ધ હેતુ ને ઈશ્વરશ્રદ્ધાથી કાર્ય કરતાં જય મળેજ. આશ્રમનો લાભ સામાન્ય રીતેહિંદુ કોમમાં તો વિધવાજ લઈ શકે. આશ્રમવાસી એટલે સદનવાસીને માટે જૂદીજ પ્રવેશપત્રિકા છે.

સેવાસદનનું ત્રીજું અંગ ગૃહસ્થ સેવિકાપદ્ધતિનું છે.

જે ગૃહસ્થ સ્ત્રીઓ સેવાસદનમાં હમેશને માટે રહી ન શકતી હોય અને તેમ છતાં હેમને જનસમાજની સેવા કરવા ઉત્કટ ઇચ્છા હોય તેઓ ગૃહસ્થ સેવિકા તરીકે કામ કરી શકે છે. દુનિયાના વ્યવહારમાં, હરતાં ફરતાં કોઇ પણ તરેહનું કાયાથી-વાચાથી-કે શક્તિઅનુસાર દ્રવ્યથી ગરીબનું હિત કરવામાં આવે તો પણ તે સેવા કરી ગણાય છે. આપણા હિંદુ સંસારમાં અજાણપણે કે ઉત્સાહથી આવી કંઇક સેવાઓ થાય છે પરન્તુ એ વ્યવસ્થાને સુઘટિત કરવી એજ ઉદ્દેશ છે. સેવા ભગિનીઓને અનાથાશ્રમો, ઇસ્પીતાલો, ગરીબનાં ઘરોની મૂલાકાત લેવામાં અનાથ ગરીબને જોઇતી દવા—કપડાં, કે અન્નની સર્વ અનુકૂળતા સેવાસદન તરફથી કરી આપવામાં આવે છે. હજુ કાંઈ થતું નથી. બ્હારનો ડોળ છે, એ કહેવું જેટલું સહેલું છે તેટલું તંત્ર ચલાવવું—ગરીબોના આવાસોમાં ધક્કા ખાવા—સાહાય્ય કરવી સહેલું નથી. આ વિચારો આપણામાં હજી જામ્યા નથી. જેમ જેમ જામશે તેમ તેમ હેનાં પરિણામો વધારે ઉત્સાહક નિવડશે.

સેવાસદનનું ચોથું અંગ દવાશાળા છે. દવાશાળામાં સામાન્ય રોગની દવા આપવા ઉપરાંત—આંખના દર્દથી પીડાતા માટે ખાસ ગોઠવણ કરવામાં આવી છે. દવાશાળા દરરોજ સ્હવારમાં કેળવાયલા સ્ત્રી દાક્તરો હસ્તક ચાલે છે અને કોઇ પણ વર્ગના સ્ત્ર બાલકોને માટે ખુલ્લી છે. દવા કે દાક્તરી સલાહ માટે પાઇ પણ લેવામાં નથી આવતી.

દ્વારા.ળાની સાથે ગરીબ સ્ત્રીઓ માટે મેડીકલ વોર્ડ ઉઘાડવામાં આવ્યો છે જ્યાં માંદી સુવાવડી સ્ત્રીઓ માટે સર્વ વ્યવસ્થા કરવામાં આવે છે.

આ પ્રમાણે સેવાસદનમાં કાર્ય કરવામાં આવે છે. જેટલા ઉદ્દેશ છે તેટલા અને તે પ્રમાણે કદાપિ ફ્લ આવતું કેટલાકને નહિ લાગતું હોય તો હ્મેમાં સેવાસદનનો દોષ નથી પરન્તુ આપણો જ દોષ છે. આ સંસ્થા ઉત્તમ થાય, હ્મેની શાખાઓ સ્થળે સ્થળે ઉઘડે તે માટે જનસમાજ, સંસ્થાના સ્થાપકો, સંસ્થાનો લાભ લેતી સેવિકાઓ, અને સંસ્થાને સાહાય્ય આપનાર વચ્ચે ઉત્સાહપૂર્વક, સ્નેહયુક્ત એકતા-પ્રયત્ન થવાની જરૂર છે. આવી સંસ્થાને કોઇપણ તરેહની મદદ આપવી એ એક જાતનો સ્વાર્થ સાચવ્યોજ કહેવાશે તો પરાર્થ માટે નહિ તો સ્વાર્થ માટે પણ શા માટે સાહાય્ય ન કરવી ! આટલા વિવેચન પછી " સેવાસદન એટલે શું ! " " હ્મેમાં શું થાય છે ? " " અમે સ્હમજ્યા વિના શી સાહાય્ય આપીયે ? " એવા પ્રશ્ન નહિ થાય એવો વિશ્વાસ છે. સેવાસદનના ઉચ્ચ હેતુઓ વાચક વર્ગમાં સ્થાપિત થાય, જન સેવા બજાવવા સ્ત્રીઓ ઉત્સુક થાય અને આપણા દેશમાં સેવિકાઓ ઉન્નતિ કાર્યમાં આગળ પડતો ભાગ લેતી થાય એટલીજ ઇચ્છા દર્શાવી વિરમું છું.

| | |
|---|---|
| સેવાસદન, ગીરગામ; મુંબાઈ. | સુબન્ધુ, ( બન્ધુસમાજ. ) |

## ' સ્ત્રી જન્મની સાર્થકતા. '

આ વાર્તા નાની છોકરીઓથી માંડીને તે નેવું વર્ષની ડોસીઓ જ્યારે જ્યારે દેવ દર્શને જતી હોય છે ત્યારે અથવા બૈરાંના સમુહમાં જ્યાં કોઇને શીખામણ દેવાતી હોય ત્યાં તથા જ્યાં સ્ત્રી સમાજ ભરાતી હોય ત્યાં તેમજ કથા વાર્તા થતી હોય ત્યાં સર્વ સ્થળે સંભળાતી હોય છે. આપણાં પદ, ગરબીઓ, ગીતો વિગેરેમાં સ્ત્રીઓનાં સાંસારીક કર્તવ્યોનું સુચન એક અથવા બીજા શબ્દોમાં સાંભળવામાં આવે છે. આપણા પુરાણીઓ જ્યાં કથા કીર્તન થતાં હોય ત્યાં વિગેરે સર્વ સ્થળે શાસ્ત્રમાંથી સ્ત્રીઓની ઘણી હકીકત સંભળાવે છે. અને આપણુ સ્ત્રીઓ પણ એવી વાત કહેવામાં કુશળ હોઇએ છીએ. અહો એમાં તે શું ! એ તો અમે જાણીએ છીએ એમ કહી પોતાનામાં વ્યવહારીક કુશળતા કેટલી બધી છે તે જાણી અભીમાન ધરાવીએ છીએ.

પરમ પ્રીય બ્હેનો,

એમાં શું ? જાણવું અને કહેવું-એટલામાંજ સ્ત્રી જન્મની સાર્થકતા આવી જાય છે.

બ્હેનો,

સ્ત્રી જન્મની સાર્થકતા જાણવામાં તેમ સાંભળવામાં નથી પણ જાણેલું અને સાંભળેલું જાતે અનુભવવામાં છે. અનુભવ વિનાનું જ્ઞાન કેવળ નકામું છે, એવું વિદ્વાનો

તેમ શાસ્ત્રીઓ અને સંતો પણ કહે છે. સ્ત્રીઓ મહામાયાની વિદ્યમાન મુર્તિઓ છે. અને શ્રી મહામાયા જગતની ઉત્પતી–સ્થીતિ પોષક શક્તિ છે. માટે આપણે સર્વ સ્ત્રીઓ જગતની ઉન્નતિ કરવાનું સાધન છીએ. પ્રકૃતિ પુરૂષનું અર્ધું અંગ છે તો પછી નારી વર્ગ પણ પુરૂષ વર્ગનું અર્ધું અંગ છે કેમકે એકલા પુરૂષથી પણ જગતનો ઉદ્ધાર થઇ શકતો નથી. હા. કદાચિત પુરૂષો ધારે તો પોતે એકલા સાધુ સન્યાસી કે યોગી થઇ પોતાની જાતનું તેમ પોતાના જીવાત્માનું કલ્યાણ કરી શકે ખરા પરંતુ પુરૂષ વર્ગ એકલાથીજ માયાની ગુંચો ઉકેલી જગતનું કલ્યાણ બની શકે નહી. જેમ વિકટ પ્રદેશમાં જવાને માટે વિકટ માર્ગના ભોમીયાની જરૂર પડે છે તેમજ મહામાયાની કૃતિ આ જગત પ્રદેશમાં વિજયવંત થવાને સ્ત્રી રૂપી ભોમીઆની જરૂર પડે છે. સંસારરૂપી રથને સ્ત્રી અને પુરૂષરૂપી બે પૈડાં છે. જેમ એક પૈડા વિના બીજું પૈડું નકામું પડે છે, તેમજ સ્ત્રી પુરૂષરૂપી પૈડાં પણ એક એક વિના આ સંસારરૂપી રથ ચલાવવા શક્તિવંત થતાં નથી. હાલ નવી શોધો કરી સાઇકલો બનાવી છે. છતાં હેને પણ બેજ પૈડાં હોય છે. એક પૈડું કોઇ પણ ઠેકાણે સ્વારીમાં ખપ લાગ્યું દીઠું તેમ સાંભળ્યું પણ નથી પરંતુ હવે પછીની નવી નવી શોધોમાં ભલે કદાચિત કોઇ તેવી શોધ કરે તો તે ભવિષ્યના હાથમાં છે. વળી આપણા મનુ મહારાજ કે જેના નામ ઉપર મનુસ્મૃતિ કહેવાય છે તે મનુસ્મૃતિમાં પણ કહેલું છે કે

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।

એવો શ્લોક ઘણેખરે ઠેકણે ટાંકેલો આપણે જોઇયે છીએ. આ ઉપરથી તાત્પર્ય કહેવાનું એ છે કે સ્ત્રીઓનો જન્મ જેવો તેવો નથી. પણ ઘણો મહત્વનો છે. સ્ત્રીઓ પરમાત્માની મહાન શક્તિરૂપ છે, સ્ત્રીઓની મહત્તા તે સંસારમાં સ્ત્રીઓનાં કર્તવ્ય તેને લીધે છે. સ્ત્રીઓ પોતાનાં કર્તવ્યપાલનમાંજ પુરૂષો ઉપર હુકમ બજાવે છે. અને પોતે પતિનું દાસીપણું કરતાં છતાં શેઠપણું ભોગવે છે. જેમ કે વાણીઓ પોતે જાતે ખેતી ન કરતાં પણ ખેડુત કણબીની મહેનતનું ફળ તમામ જાતે ભોગવતો છતો પણ દુકાનમાં બેઠો બેઠો ખેડુત કણબીનો શેઠ છે. તેવીજ રીતે આપણે સ્ત્રીઓ પણ બ્હાર મજુરી કરવા ન જતાં આપણા પોતાનાજ ઓરડામાં બેઠાં બેઠાં કર્તવ્યપાલનથીજ પુરૂષવર્ગ ઉપર પ્રધાનપણું ભોગવીએ છીએ. આ બધું શાથી ? આપણાં સ્ત્રીપણાના કર્તવ્યપાલનથીજ. સ્ત્રી કર્તવ્યપાલન ન કરતી હોય તો તે કેવી, તે શ્રીભામિનીભુષણનો આરંભ જે શ્લોકથી થાય છે તેવીજ એટલે કે .

**द्वारंकिमेकं नरकस्यनारी** વિગેરેઃ સ્ત્રીઓ નરકનું દ્વાર છે, પુરૂષવર્ગનું અધઃપતન કરાવનારી છે; જેવા ઉપર ગુણ કહ્યા તેથી ઉલટીજ. માટે સ્ત્રીજન્મની સાર્થકતા શામાં છે ? યથાર્થ કર્તવ્યપાલનમાંજ. સ્ત્રીઓનું યથાર્થ કર્તવ્ય શું ? આને માટે આપણે સ્ત્રીઓના મુખ્ય બે ભાગ પાડવા પડશે. સધવા અને વિધવા. પ્રાચીન સમય જુદો હતો કથા પુરાણમાં સ્ત્રીઓની મહત્તા વાંચીએ છીએ તે કાળ જુદો હતો આ કાળ જુદો છે. પ્રથમ સ્ત્રીઓ સતી થતી હતી હાલ કોઇ કોઇ થાય છે પણ તે જવલ્લેજ. હાલ કોઇ સતી થવા ઇચ્છે તો તેને સરકારની શીક્ષા ખમવી પડે. હાલનો અને પ્રથમનો દેશકાળ જુદાં જુદાં છે. હાલ વિધવાઓને માટે જુદું કર્તવ્ય ઉભું થયું છે. તેમજ સંસારનાં

અને રૂઢિના બંધન પણ જુદાં જુદાં છે. પ્રથમ આપણે સંધવા સ્ત્રીઓનાં કર્તવ્ય માટે બોલીએ. આપણે બધાંએ સ્વર્ગસ્થ શ્રીગોવર્ધનરામભાઇના બનાવેલા સરસ્વતિચંદ્રનો બીજો ભાગ વાંચ્યો હશે. તેમાં ગુણસુંદરી પોતાના પતિ વિદ્યાચતુરને સ્ત્રીઓના ધર્મ કહી બતાવે છે તે તેમાં કહે છે કે,

"અમારે શું અમારૂં ઓછું છે ? અમારાં શરીર તેમ અમારાં મન સંસારના ગર્ભ ધારણ કરવાને માટે સરજેલાં છે. અમારાં શરીર છે તે સંસારને ઉછરવાનું સ્થાન છે. એ શરીરને પુરૂષના સંસારને ધકકેલે ચડાવવાં તે જીભની પાસે દાંતનું કામ કરાવવાનો પ્રયત્ન જેવું છે. તમે દાંત—અને અમે જીભ—તમે તમારૂં કામ કરો. અમે અમારૂં કરીશું. તમે કમાવ—અમે ઘર સંસાર નીભાવીશું. સ્ત્રી વિના તમારી કમાઇનો અર્થ કોણ સંચવશે? તમે પણ પેટની સેવા સારૂં જીવશો. તમારા કુટુંબની—તમારા ઘરની—તમારા મનની તમારા આનંદની તેમ તમારા ધર્મની સંભાળ કોણ લેશે? શું ઈશ્વરે જગત એવું નિર્મેલું છે કે સ્ત્રીએ પણ ધનની સેવા કરવી !

"અમને અમારૂં જે આવું મ્હોટું કર્તવ્ય છે તે શીખવામાં મદદ આપો. તમારી પાસે દ્રવ્ય વધે તો અમને અમારા કામમાં ઉંચી પદવી આપો. કુમારા પુરૂષો ગરીબ હોય છે ત્યારે પોતે પોતાનો ચ કરને રસોઇઓ બને છે. તેવીજ રીતે ગરીબ પતિની સ્ત્રી બને છે. રસોઇનું કામ સોંપીને સ્ત્રીને હલકી કરી નાંખી એવું બોલનારા વગર વિચાર્યું બોલે છે. કારણ તે કામ તો સ્થિતિ પ્રમાણે પુરૂષ અને સ્ત્રી ઉભયને કરવું પડે છે. દસ રૂપીઆ કમાવા બન્દરમાં મજુરી કરવી અથવા બસેં રૂપીઆ કમાતા દાક્તર બની દવા ઉકાળવી અને ગુંમડાંના પરૂમાં હાથ બોળવા તેનાં કરતાં રસોઇને કીયા ઈશ્વરે હલકી કરી છે જે ? અમે અમારી જુદી રસોઇમાં ચલાવીશું. તમારાં સાધન વધે અને રસોઇઓ રાખી આપશો તો તમારા ઘરને ઠેકાણે મ્હેલ રચીશું. તમારા પુત્રને તમારા જેવા કરી આપીશું. તમને જે વિદ્યા સેવવા અવકાશ નહી મળે તે અમે સેવીશું. તમારી રસવાસનાને—તમારા કવિત્વને—તમારા જ્ઞાનને—તમારા શૌર્યને—તમારી દેશભક્તિને ઋણાનુબંધ પ્રમાણે ઉછેરીશું; અને વધારીશું. જીભ કોમળ કામ કરશે અને દાંત કઠોર ચાવણું ચાવશે. તમારાથી અમારૂં કામ નહી થાય. અમે અમારૂં કામ યોગ્ય રીતે કરી શું તોજ તમારો સંસાર આગળ ચાલશે. વળી કહે છે કે સ્ત્રી પુરૂષના હક સરખા નથી તો કોણ કહે છે કે સરખા નથી. ખાવું પીવું સર્વ તમારે તેમ અમારે સરખું જોઇએ છીએ. પણ સરખા હક કરીને તમારાથી ગર્ભ ધરાવાનો નથી ને અમારાથી અમારૂં કામ છોડાવાનું નથી. સેવ્ય સેવક એ નામથી કોઈ મ્હોટું નાનું બનતું નથી. શેઠ નોકરને વાસ્તે મજુરી કરે છે ને નોકર શેઠને સારૂ મજુરી કરે છે. દેખાવમાં શેઠ ઉપરી અને નોકર હાથ નીચે પણ, ઉભયને પરસ્પરની ગરજ, હાથ ઉપર અને પગ નીચે આથી ઈશ્વરને મન હાથ વધારે નથી અને પગ ઓછા નથી; શાના વગર ચાલશે ?

"સ્ત્રી પુરૂષને પણ એમજ છે. મ્હારાને તમારા સરખા હક પણ મને ઈશ્વરે તમારા કરતાં ચાર તસુનીચી કરી તે કંઇ હવે ઉંચા થવાશે ને સ્ત્રી મટી પુરૂષ થવાશે? અમારા કામમાં તમે અમને અયોગ્ય હરકત કરતા હો, અમને માણસને ઠેકાણે ઢોર ગણતા

હો ત્યારે તમારો દોષ. આતો શું ? પુરૂષ તો પુરૂષનું કામ કરે રહ્યો ને સ્ત્રીએ ઘરની ચીન્તા ન ઉપાડવી ને હાહાડમરાં બની ટાપટીપ કરી ગપાટા મારવાને બેસી રહેવું ને ધણીને કહેવું કે મારે તો ખાવાનું જોઇએ, પ્હેરવાનું જોઇએ; એ તો કેવું કે મારૂં તારૂં સહીયારૂં ને મ્હારૂં મ્હારૂં પોતાનું. પરંતુ તમે તમારા બ્હારના કામના વમળમાંથી થાકી ઘેર આવો ત્યારે તમારી પદવી જેટલા ઉંચા સુખસંસારમાં તમને લઈ લેવા એ અમારૂં કામ અને એમાં અમારી વડાઈ." આ વિગેરે અનેક અમુલ્ય વચનો કહી, ગુણસુંદરીએ પોતાના પતિ વિદ્યાચતુરને સ્ત્રીઓના ધર્મ કહી બતાવ્યા છે. પ્રીય બ્હેનો આ ઉપરથી આપ સર્વ સમજી શકશો કે સ્ત્રીઓને માથે કેટલાં બધાં કર્તવ્યનો બોજો છે. આપણે ભણેલાં ન હોઇયે તો કાંઈ હરકત નહી કારણ કર્તવ્યપાલનમાં ભણેલાંની જરૂર હોતી નથી. ભણવાની જરૂર વાંચવા લખવામાં જરૂર પડે છે.

હવે ભણતર પણ ઘણું સ્હેલું થયું છે. હવે આપણા લોકોમાંથી સ્ત્રીઓને ન ભણાવવી જોઇએ એવા વ્હેમ જતા રહ્યા છે–અને વગર ભણેલી સ્ત્રીઓ પણ હવે ભણવાનો આરંભ કરે છે. ગુજરાતી ભણેલી સ્ત્રીઓ સંસ્કૃત અને અંગ્રેજી શીખવાને પણ બનતી મહેનતનો આરંભ કરેછે; વળી ભણવાનાં સાધનોપણ સારાં મળે છે. દરેક સ્થળે કન્યાશાળાઓ થવા માંડી છે–સુરતમાં આપણા માનવંતાં ન્હાનીબ્હેને તથા બજુબ્હેને વનિતા વિશ્રામ ઉઘાડ્યો છે વળી આપણા અમદાવાદમાં પણ તે ખોટ પુરી પાડવા ન્હાની બ્હેને સુરતની શાખારૂપ વનિતાવિશ્રામ ખોલ્યો છે તેમાં શ્રીમતી રૂક્ષ્મણીબેન તથા સુલોચનાબેન તનમનથી મહેનત કરે છે; તેમજ મુંબાઇમાં પણ આપણા જડજ સાહેબ દયારામભાઇ તથા મી. મલબારીના પ્રયત્નથી સેવાસદનની સ્થાપના થઇ છે તેમાં પણ પ્રો. ગજ્જર સાહેબ તેમ તેમનાં પત્ની સૌ. કાસીબાઈ તનમનથી મહેનત લેઇ દેખરેખ રાખે છે. સ્ત્રીઓને ભણાવવામાં તેમ તેમના આચરણો સુધારવા બનતી કાળજીરખાય છે; અનાથ સ્ત્રીઓને મદદ પણ મળી શકે છે, એવું વનિતાવિશ્રામની નાની ચોપડીમાં લખ્યું છે. આ રીતે સ્ત્રીઓને કેળવણી આપવાનાં સાધનો છે. સ્ત્રીઓને વાંચનાનાં પુસ્તકો પણ આપણી માતૃભાષામાં છે. મામેરૂં, નળાખ્યાન, ઓખાહરણ, નરસિંહ મહેતાનાં પદો વીગેરે ચોપડીઓ થોડી કીંમતે વેચાતી મળે છે તેમજ વળી નવી નવી ચોપડીઓ પણ ઘણીજ બોધદાયક લખાઇ છે અને લખાય છે. શ્રીમન્ નૃસિંહાચાર્યજી કૃત શ્રી ભામીનીભુષણમાં સ્ત્રીઓનાં તમામ કર્તવ્યો બતાવવામાં આવ્યાં છે. વળી સરસ્વતીચંદ્ર ચાર ભાગ જેવો ગ્રંથ અંગ્રેજી ભણેલા અને મુંબાઇની સ્વતંત્ર હવા ખાધેલા વિદ્વાન નર રત્ન સ્વર્ગસ્થ શ્રી ગોવરધનરામભાઇ જેવાને હાથે લખાયલ છે. તેમનાં પુત્રી અ. સૌ. સ્વર્ગસ્થ બ્હેન લીલાવતીની જીવનકલા પણ કેવી વાંચવા લાયક છે ? લીલાવતીબ્હેનને આપણામાંથી ઘણાએ દીઠાં પણ નહી હોય તેમ તેમના પીતાએ એમનુ જીવન વૃતાન્ત લખ્યું ત્યાં સુધી ઘણાં ખરાંએ તેમનુ નામ પણ સાંભળ્યું નહી હોય પરંતુ તે બ્હેન કેવાં સદ્‌ગુણી અને કર્તવ્યશીલ હતાં તે સર્વ તેમના જીવનવૃતાન્તમાં લખેલું છે. માટે સ્ત્રીઓને તે ખાસ વાંચવાની જરૂરછે. તેમજ વળી રા. ભાઈ અમૃતલાલ પઢીયારનાં સ્વર્ગ પણ કેવાં મજેનાં પુસ્તકો છે? આવાં પુસ્તકો આપણી સ્ત્રીજાતિને સ્ત્રીઓનાં કર્તવ્યો સમજાવવા તૈયાર છે. વળી વિદ્વાન બ્હેનોના નમુના જોવા હોય તો સૌ. વિદ્યાબ્હેન

તથા સૌ. શારદાબ્હેન બી. એ. થયેલાં છે તેમજ શ્રીમતી સરલા દેવી કેવાં વિદ્વાન છે? તેઓ સ્ત્રીઓને પોતાનું કર્ત્તવ્ય સમજાવવા તથા સ્ત્રીજાતિનું ગૌરવ વધારવા કેવાં કેવાં ઉત્તમ ભાષણો આપે છે? વળી આપણાં ન્હાની બેન પણ સ્ત્રીઓની ઉન્નતિ કરવામાં પોતાનું જીવન અર્પણ કરી રહ્યાં છે અને આપણાં અમદાવાદમાં પણ રૂક્ષ્મણી બ્હેન તથા સુલોચના બ્હેન પણ સ્ત્રીઓને કેળવવા માટે તનમનથી અને ધનથી અથાગશ્રમ વેઠી કાળજી રાખે છે, તો પછી આવાં આવાં અનેક સાધનો સ્ત્રી જાતિને પોતાનાં કર્ત્તવ્યો વધારવા તેમ બતાવવા તૈયાર છે. માટે સુજ્ઞ બ્હેનો, પ્રમાદનો ત્યાગ કરી સત્વર આવા પ્રયત્નમાં ભાગ લેશો એજ પ્રાર્થના છે. અસ્તુ.

સૌ. સત્યમતી.

---

## ઉત્તમ સ્ત્રી અને ત્હેનું કર્ત્તવ્ય.

'જગતમાં પુરૂષને સ્ત્રીના જેવું સંબંધી આધાર તથા ધર્મનો સંગ્રહ, સહાય કરનાર બીજું કોઇ પણ નથી' — આદિપર્વ.

'સ્ત્રીઓનું પ્રેમે કરી લાલનપાલન અને પોષણ કરવાથી તેઓ લક્ષ્મીરૂપ થાય છે અને તેમ નહિ કરવાથીજ તેજ સ્ત્રીઓ અલક્ષ્મી રૂપ થાય છે. — ભિષ્મપીતા.

'જે કુળમાં સ્ત્રીઓ દુઃખથી શોકાતુર રહે છે એજ કુળનો દુઃખથી નાશ થાય છે, અને જે કુળમાં સ્ત્રીઓ પ્રસન્ન રહે છે, એ કુળ હમેશાં વધતું જાય છે અથવા ઉંચું થાય છે' — મનુ.

'પુજના લાયક, મહાભાગ્યશાળી, પવિત્ર અને ઘરને શોભા આપનારી સ્ત્રીઓને ઘરની લક્ષ્મી ગણેલી છે, માટે સ્ત્રીઓની પ્રયત્ન પૂર્વક રક્ષા કરવી' — વિદુરનીતી.

'પુરૂષને અરણ્યમાં પણ એક સ્ત્રી વિશ્રામારૂપ મનાયલી છે તથા જેને સ્ત્રી હોય છે, તે પુરૂષ વિશ્વાસપાત્ર ગણાય છે, માટે સ્ત્રી પુરૂષને એક મોટો આધાર ગણાય છે' — આદિપર્વ.

'ધર્મ, અર્થ તથા કામ સમયે પુરૂષને સ્ત્રી સહાયતા કરનારી છે અને પરદેશ જતી વખતે વીશ્વાસ કરવા યોગ્ય પણ તેજ હોય છે.' — શાન્તિપર્વ.

'વિદ્વાનો ઘરને ઘર નથી કહેતા પણ ગૃહિણી (સ્ત્રી) ને ઘર કહે છે. ઘર સુન્દર હોવા છતાં પણ તો જે સ્ત્રી વિનાનું હોય છે તો તે અરણ્ય સરખું થઇ પડે છે.' — શાન્તિપર્વ.

'આ લોકોમાં સ્ત્રી, એ પુરૂષનું અર્ધું અંગ તથા ઉત્તમોતમ મિત્ર છે. કારણ કે, સહાય વિનાના પુરૂષને આ જગત વિષે લોકવ્યવહારમાં સ્ત્રી સહાયતા કરનારી છે.' — મહાભારત.

'માનવીમાં સ્ત્રી શ્રેષ્ઠાઈ ઉત્પન્ન કરનાર છે,' — સેન્ટ પોલ.

'( ત્હારી ) મેહિનીની ખુબી બીનકેળવાયેલા માણસને માલૂમ પડતી નથી.'
ડબલ્યુ એલીસન

'મારી જિન્દગીને ટકાવી રાખનારી પ્યારી મૂર્તિ ( સ્ત્રીજ ) છે.' ફ્રેનટીસ.

'ત્હમારી જિન્દગીનું મુખ્ય કામ પ્યારજ છે,' લીટલટન.

'( ત્હમે ) મધુર હાસ્યથી આસાયશ આપો છો અને સજળ નેત્રોથી દયા ઉત્પન્ન કરો છો.' પારનેલ

'ત્યાં સ્ત્રીનું રાજ્ય છે, ! માતા, પુત્રી યા પત્ની ( તરીકે. ) મોંટગોમેરી.

'સ્ત્રીઓને આંખોને આનંદ પમાડવા સરજવામાં આવી છે ! યંગ

'હું જે પળે મારા ઘરમાં દાખલ થાઉં છું કે સઘળી ચિંતા દૂર થાય છે.'
એડમંડ બર્ક.

'હે સ્ત્રી ! તું મરદના સુખ દુઃખની ભાગિયણ છે ! સેન્ડ.

'અને શોકાતુર મરદનાં અશ્રુ લુસી નાખે છે.' જે. બેલ.

'દરેક કોમળ અને સાચા સદ્‌ગુણો તારામાં મળી આવે છે.' જોનસન.

જ્યાં જ્યાં તું જાય છે ત્યાં ત્યાં સુખી થઈ બીજાને પણ સુખી કરે છે.' કુપર.

'ખરે ! તું આફતમાં દિલાસો આપવાને અને મરદની ચિંતા ઓછી કરવાને સરજાયલી છે.' મીસીસ બારબોલ્ડ.

'અપમાન થાય તો તે તું નમ્રતાથી ખમી રહે છે અને આફતમાં આનંદી રહે છે'
મીસીસ હીમન્સ.

અગર જો તું મોટી મોટી આશાઓ બાંધે છે, તોપણ સહનશક્તિમાં તું અચળ છે.
બાઇરન.

નટવરલાલ ક. વૈષ્ણવ.

# સુન્દરીસુબોધ.

વર્ષ ૬ ઠ્ઠું. ] ઈ. સ. ૧૯૦૯ માર્ચ—ચૈત્ર, વિ. સં. ૧૯૬૫. [ અંક ૭ મો.

## ज्ञानसुगन्ध.

### सतिने सुख शुं ?

(धनाश्री.)

सति मन पति सुखधाम, व्हेनि, सति मन पति सुखधाम,
अन्य न को विश्राम;—व्हेनि.

पति सुख सति ते थइने दासी. पतिनी, मूकी माम,
निज इच्छा अरपण करी पतिने, धाति मन निष्काम—व्हेनि.

स्वर्ग लोक के अन्य उर्ध्वना, लोकतणुं नहिं काम,
पति मुख जोतां, न्होतां, सति तो, हर्षे थए जाम.—व्हेनि.

स्मरण पतिनुं भजन पतिनुं, जपती पतिनुं नाम,
घेली पतिनी, व्हाली पतिनी, पतिविण भूले भान.—व्हेनि.

हसति पतिथी रमती पतिथी, जमति पतिनो प्रसाद,
सुख पण पतिमां, दुःख पण पतिमां, मानी सत्य तमाम—व्हेनि.

प्रभु सम गणीने प्रेमज करती, मळवा मोक्षनुं धाम,
दुर्गति पतिनी, गुणीयल दासी, पद व्हेनी आराम.—व्हेनि.

तन मन धनने अरपण करती, जाणी उरना राम,
सति मन पति परमेश्वर त्यां पछी, देव पूजे शुं काम.—व्हेनि.
अष्ट प्रहर पति ध्यानज धरती, पतिमां सुखनुं ठाम,
प्रेम वायु थइने पतिना हृदय वसे जइ धाम.—व्हेनि.

स्वर्गस्थ (गोदावरीबाई) त्रिभुवनतनया

## કાવ્યકુંજ.

### યાચક પુત્રી.

હરિણી.

હૃદય ઉપરે તે કન્યાએ સુબાહુ મુકયા હતા.
દીસતીજ હતી બાળા એ તો અવર્ણ્ય મનોહરા.
લલિત ચરણે ધાર્યાં ન્હોતાં વિભૂષણ શોભિતાં
નૃપ સમિપ તે આવી ઉભી દરિદ્ર સુકન્યકા— ૧

મન્દાક્રાન્તા.

ધીમી ચાલે; મુકુટ ધરીને રાજ્યસિંહાસનેથી
આવ્યો લેવા નૃપ ઉતરીને માનથી સુંદરીને.
જોતાં સર્વે અમીર વદીયા આમ આશ્ચર્યકારી
બાળા સારૂ, કુસુમ સરખી તે થકી માન પામે. ૨

હરિગીત.

શ્યામ વાદળિયોની વચ્ચે ચંદ્ર જેમ દીપી રહે
શોભતી તેવી બાલિકા યાચક તણાં વસ્ત્રો વિષે;
એકે વખાણ્યાં ચક્ષુ ત્હેનાં, કોઇએ ભ્રુટિકા વળી,
ને શ્યામ કેશ વખાણીયા, તો કોઈએ વદનાકૃતિ. ૩

શિખરિણી.

કંઈ એવું ન્હોતું મધુર મુખડું દીઠું કદીએ
બધી તે ભૂમિમાં નહિં સ્વરૂપમાં દિવ્ય સમ તે;
વદ્યો રાજા તેથી શપથ દૃઢ નિશ્ચિત લઇને,
થશે રાણી મ્હારી નકીજ પ્રિય બાળા ગરીબ તે. ૪

સૌ. સુમતિ.

# વાર્તાલહરી.

## પુનર્લગ્ન.

" છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન ! સૌભાગ્યથી કંઈ*
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન શૃંગારથી કંઇ. "

'કલાપિ'ના કેકારવ.

ઉનાળાની રળીયામણી સાંજે ચોપાટીપરના એક નાના બંગલાના ઝરૂખામાં મણીલાલ ઇઝીચેરપર પડયા પડયા પોતાની પત્નિ કમળાને " ભર્તૃહરી નીતિશતક " સમજાવી રહ્યા હતા. ઘડીઆળમાં સાડાપાંચનો ટકોરો થયો. અને દાદરપર ચડવાનો અવાજ આવ્યો "મોટી બ્હેન, મોટી બ્હેન, જુઓ મંગળાને સાસરેથી વસંતની ચુંદડી + આવી" શ્વાસ ભેર આવતી બાળા બોલી. તેના એક હાથમાં પુસ્તકથી ભરેલું પાકીટ હતું ને બીજે હાથે મંગળાની ચુંદડીનો પાલવ સાહ્યો હતો. નિર્દોષતા ને બાલ્યભાવના મન્દહાસ્યથી તેની મુખમુદ્રા ચળકતી હતી. " બહુ મઝાની છે બ્હેન " કમળાએ જવાબ દીધો. " બ્હેન મારે સાસરેથી ચુંદડી ક્યારે આવશે " માતાનો છેડો ઝાલી ઉંચી દ્રષ્ટીએ આતુરતાથી બાળા ચારૂમતીએ પુછ્યું.

કમળાએ ટુંકોજ જવાબ દીધો " આવશે. " મણીલાલે પુસ્તક બંધ કર્યું ને માથાપર હાથ ફેરવતા બોલ્યા-ચારૂ ! તારે માટે નવીન ચુંદડી મંગાવીશું, તને કયો રંગ પસંદ છે ?" ચારૂ લાડતી પિતાના ઉછરંગમાં પડતી બોલી, બાપુજી, કસુબી રંગ બહુ મઝાનો હો ! આપણા સુરેંદ્રને પણ તે બહુજ પ્રિય હતો. ચોમાસામાં એક બીજાના ખંભાપર હાથ રાખી આકાશમાં થયેલા મનહર મેઘધનુષ્યમાં અમે કલાકોના કલાક એ રંગ જોયા કરતાં. જ્યારે ને ત્યારે સુરેંદ્ર કસુબી રંગજ પસંદ કરે ખરૂં બાપુજી?" " હા બ્હેન પણ આજે આપણે બાબુલનાથ જવાનું છે તમે તૈયાર થાઓ કમળા " મણીલાલે ઉપર પ્રમાણે વાત ફેરવી.

ચારૂ નિમાણે મુખડે બોલી,"ના, તે મારે તો બાબુલનાથ કંઇ આવવું નથી. તમને ખબર છેને કે તે દીવસે સુરેંદ્ર સીક હતો ને મેં રડતાં રડતાં બાબુલનાથની પ્રાર્થના કરી કે તેને સાજો કરે,પણ બાબુલનાથે મારી પ્રાર્થના સ્વીકારી નહીને સુરેંદ્ર સાજો થયોજ નહિ."

મણીલાલ ટુંકામાં પતાવતાં બોલ્યા "બેટા ! નિર્માણ થયેલું બનવાનું બની જાય છે."

ચારૂ—ના બાપુજી બાબુલનાથ તો સર્વશક્તિમાન ને દયાળુ છે. છતાં મારાપર દયા ન કરી. હા. તમને તો ઝાઝુ ન લાગે પણ મારો તો રમત ગમતનો સદાનો સાથી હો. " સુરેંદ્રના સ્મરણથી તેનું હૈયું દ્રવીભુત થયું અને નિર્દોષ બાળસ્નેહ અને શોકથી બાલીકા રડવા લાગી. કમળા રડતી રડતી અન્દર ચાલી ગઈ. મણીલાલે ચારૂને રમતે વળગાડી પણ તેનાં નયન કોરાં ન્હોતાં.

× × × ×

---

* હાડીના સ્વર્ગસ્થ ઠાકોર સાહેબ.

+ લગ્ન થયા અગાઉ કુંવારી બાળાઓને વસંતરૂતુમાં સાસરેથી આવતી ચુંદડી.

બાબુલનાથને રસ્તે જતાં મણીલાલની આંગળી પકડી ચાલતી ચારૂમતી બોલી—બા પુજી એક વખત આપણે બધાં બાબુલનાથ જતાં હતાં ત્યારે એક ગાડીના ઝપાટામાંથી સુરેંદ્રે મને કેવી બચાવી લીધી હતી ?" આગળ ચાલતાં, રેકરીપર જવાની પગથી ચડતાં તર્જની લાંબી કરતી બોલી—" મોટી બ્હેન, તે દીવસે હુંને સુરેંદ્ર કેવાં તમારી આગળ આગળ ચડી અહીં વિશ્રાંતિ લેતાં બેઠાં હતાં ? અને શ્રમીત થયાથી મારા ચહેરાપર આવેલો પસીનો કેવી માયાથી સુરેંદ્રે રૂમાલથી પોતાને હાથે લુછયો હતો ?"

મણીલાલને ફેમીલી સહીત એક લગ્નમાં જવાનું આમંત્રણ હતું. સુન્દર શોભામાં સજ્જ થઈ મોટા આયનામાં જોતી નાની ચારૂમતી બોલી—મોટી બ્હેન ! આપણો સુરેંદ્ર સાજો થયો હોત તો તે પણ આજે કેવા સુન્દર પોષાકમાં હોત ! અને મને આવા પોષાકમાં જોઈ કેવો ખુશી થાત ?" લગ્નમાં જઇ લગ્ન ખલાસ થતાં પાછા વળતાં ચારૂએ માતાને પુછ્યું: "કમુ બ્હેન, લગ્નમાં મંડપ કે માણેકસ્થંભ કેમ ન જણાયાં ? તે સ્ત્રીઓનાં મંગળ કેમ ન સંભળાયાં ?" કમળા ચુપજ રહી પણ મણીલાલ ચારૂના ચહેરાપર બારીકાઈથી નિહાળતો બોલ્યો-" ચારૂ ! વરકન્યાનાં આજે પુનર્લગ્ન હતાં એટલે એવું કાંઈ ન્હોતું." પુનર્લગ્નના નુતન શબ્દથી અજાયબ થતી ચારૂ બોલી—પુનર્લગ્ન ? પુનર્લગ્ન એટલે શું ? વળી લગ્ન તો ખરાંજને, પુનર્લગ્ન હતાં તો શું થયું ? કંઇ મંડપ માણેકસ્થંભને મંગળ વિના તે લગ્ન થતાં હશે કે ?" મણીલાલ કંઇક વધારે ભાર મુકીને બોલ્યો "જો બ્હેન કન્યામાં એક વખત લગ્ન થઇ ગયાં હતાં; અને તેનો પતિ નાની વયમાં ગુજરી ગયો તેથી તે કન્યાનાં આજે બીજા પતિ સાથે ફરીને લગ્ન થયાં.

ચારૂ નવાઈ સાથે બોલી—"ફરીને લગ્ન થયાં ? તે શા માટે ? અને બાપુજી આવી રીતે એક સ્ત્રી અને પુરૂષ ફરી ફરીને કેટલીવાર લગ્ન કરી શકે ?" આનો ઉત્તર આપતાં મણીલાલને કંઈક વિચાર કરવો પડયો પણ બંગલો નજીક આવતાં ઉત્તર સાંભળ્યા વિનાજ બાળા દોડી ગઈ. કમળા ઘણુંજ ધીમુંને કંઈક કંટાળતે સાદે બોલી—

"વ્હાલા ! આવી આવી વાતો લંબાવીને છોકરીને શા માટે કહેતા હશો ?"—"કમળા આ વાત લંબાવીને તેના શરૂ થનાર જીવનના એક પાઠની આજે મેં શરૂઆત કરી છે" મણીલાલે જવાબ દીધોને કમળાએ નિશ્વાસ મૂકયો.

\+ \+ \+ \+

એક સુન્દર રૂમની અંદર પંદરેક વર્ષની બાળા એક ઉંચી જાતનાં કીમતી પોલકાને ઝાલર લગાડતી હીંડોળે બેઠી હતી. તે પોલકું તેના લગ્નમાં પહેરવાનું હતું. આ બાળા તે ચારૂમતી હતી. ઘરમાં લગ્નની તૈયારી ચાલતી હતી, પણ એકની એક પુત્રીના લગ્ન પ્રસંગને પટતો ઉત્સાહ કમળાના મુખપર જણાતો ન્હોતો. તેનાં દરેક કાર્યમાં મન્દતા જોવામાં આવતી. ચારૂનાં લગ્ન યશવંતરાય નામના વિદ્વાન શ્રીમાન અને કિર્તિવાન યુવક સાથે થનાર હતાં. એકાદ બે વખત બીજાઓની સમક્ષમાં તે ચારૂના જાહેર પ્રસંગમાં આવ્યો હતો, અને તેની મર્યાદશીળ રીતભાતે ચારૂનું સારૂં સર્ટિફિકેટ મેળવ્યું હતું. એકાદ વખતતો યશવંતના કેટલાક સદ્ગુણની ચારૂએ જાહેરમાં પ્રસંશા પણ કરી હતી.

લગ્ન કાર્યમાં ઘરનાં ખાસ માણસ વિના અડચણ પડતાં એક વખત ચારૂએ કહ્યું કે "આજે સુરેંદ્ર હોત તો કેટલો ઉપયોગીને મદદકર્તા થઇ પડ્યો હોત!" કોઇએ તેનો ઉત્તર આપ્યોજ નહિ.

આજે આલર સુની ચારૂ વિચારે ચડી—"વસંત સારો પતિ નિવડશે કે કેમ? મારી પરિક્ષામાં ભુલ તો નહિ થતી હોય! આ લગ્ન સુખી નીવડશે કે કેમ! અરેરે લગ્ન પ્રસંગ જેટલો આનંદદાયક છે, તેટલોજ દુઃખરૂપ છે. તેમાં પણ ભુલ થયે જીંદગી બરબાદ જાય છે." ઘડીભર ચુપ રહી વિશ્વાસ નાખતી બોલી—સુરેંદ્ર! સુરેંદ્ર! કેવો ભલો ને માયાળુ છોકરો! જો તે બચ્યો હોત—આ જીરલેયુ દરદનો ભોગ ન થઇ પડ્યો હોત, તો મોટપણે એક નરરત્ન નીવડત. મારા લગ્નમાં તે કેવો ઉત્સાહથી ભાગ લેત! અને વસંતની પરિક્ષામાં તે મને કેવો મદદ રૂપ થઈ પડત?" તેના ગાલપરથી અશ્રુ વહેવા લાગ્યાં અને તેણે તેના ચહેરામાં સૌંદર્યનો નુતન પ્રકાશ ઉમેર્યો. પોલકું નીચે મુકી તે થોડીવાર રડતીજ બેઠી. વધારે રેબીનની જરૂર પડતા પિતાની રૂમમાં તે લેવા ગઈ. ટેબલનું ખાનું ઉઘાડતાં કેટલાક કાગળો નીચે સરી પડયા તે પાછા ઠેકાણે મુકવાના ઉદ્દેશે ઉચકતાં એક કાગળમાં "સુરેંદ્ર" શબ્દ વચાયો ને વાંચવાની ઉત્કંઠા થઇ કાગળને રેબીન લઈ પોતાની રૂમમાં આવીને કાગળ વાંચવા લાગી. વાચતાંજ તેના ચહેરાનો રંગ દરેક ક્ષણે બદલવા લાગ્યો, અને તેની અસરથી હૃદયની વ્યથા થઈ તેનું શરીર કંપવા લાગ્યું.

ચારૂમતીના પીતા મણીલાલનાં વૃદ્ધ માતુશ્રીએ પોતાની મૃત્યુશૈયામાં પુત્ર પાસેથી વચન લીધું કે પોતાની વર્ષીની અંદર ચારૂનું કન્યાદાન આપી તે ફળ સ્વર્ગવાસી માતુને અર્પણ કરવું. આવું વચન આપતાં મણીલાલને સ્વાભાવિક સંકોચ થયો, પણ હેતાળ માનું છેલ્લામાં છેલ્લું વચન ન પાળવાનુ તેનું સામર્થ્ય નહોતું. માતુશ્રી પાસે જળ મુક્યું ને ડોશીનો આત્મા સદ્‌ગતી પામ્યો.

ઉપરનાં કારણસર ચારૂમતીનાં લગ્ન બાળ વયમાં મણીલાલના ખાસ મિત્ર હરી- લાલના પુત્ર સાથે કરવામાં આવ્યાં હતાં. લગ્ન પછી બાલક જમાઇ સુરેંદ્રરાયને સાથેજ લઇ મણીલાલ મુંબાઈ આવ્યા, બાલક વરકન્યા પતિ પત્નિના સંબંધથી કેવળ અજ્ઞાનજ હતાં, તો પણ બાળકાળના પરિચયે તેમની વચ્ચેનો પ્રેમ દિનપ્રતિદિન વૃદ્ધી પામવા લાગ્યો. આખા દીવસમાં તે એક બીજાથી ઘડીપણ વિખુટાં ન્હોતા પડતાં. ખાવા પીવામાં, હરવા ફરવામાં અને રમવામાં તેઓ એક બીજાનાં વ્હાલાં સોબતી હતાં.

પરંતુ એટલામાં સુરેંદ્રને પ્લેગ લાગુ થયો, વખણાતા ડોકટરોની મેડીસીન ચાલુ કરવામા આવી, પણ તેની તબીયત બગડવા લાગી. "તમને કેમ છે સુરેંદ્ર!" કહેતાં નાની ચારૂનાં નયન આંસુમાં તરવા લાગતાં, અને "મારી પાસે રહેજે ચારૂ" કહેતો સુરેંદ્ર ચારૂનો હાથ પકડી રાખતો. ત્રીજેજ દીવસે અકસ્માત ચમકીને સુરેંદ્ર બોલ્યો "દેવનાં દુદંભી સાંભળ્યાને ચારૂ! હું જાઉં છું. અને હું જ્યાં જાઉં છું ત્યાં તું મારી પાસે આવીશ ત્યારે પુષ્પના હારને વેણી લઈ સ્વર્ગની સીડીએ તારા સામો આવીશ. હું જાઉં છું. પિતા-ચારૂ-પ્રભુ, પ્રભુ!" આવી રીતે ઉગતી અવસ્થામાંજ સુરેંદ્ર-ભાગ્યેજ

ઉપરના ભ્રાન્તિજનક કાગળે તેના અંતઃકરણની કોમળમાં કોમળ લાગણી વિશેષ જાગ્રત કરી અને લગ્નનો અપુર્વ આનંદ સુરેંદ્રના પ્રેમમાં—તેની મધુરી યાદગીરીમાં જ લીન થઈ ગયો. જેમ જેમ તે આગળ વાંચતી ગઈ તેમ તેમ તેનું હૃદય પીગળતું ગયું; તેનાં સુન્દરને કાળાં નેત્રોનો પ્રકાશ ઝાંખો પડી ગયો, અને તેના ખીલતા ને સૌંદર્યમય ચહેરાપર શોક પરતાવાનો અન્ધકાર ફરી વળ્યો. અચંબાથી, ગભરાટથી, શરમથી, શોકથી અને નિરાશાથી તેનું કોમળ કાળજું ઉથલી પડયું. બે ત્રણને ચાર વખત કાગળ વાંચ્યો.

"હું કોણ ? વિધવા ? ને આ મારાં લગ્ન નહિ પણ પુનર્લગ્ન ? સુરેંદ્ર કોણ ? તે મારા પતિ ! અરે આ બધું શું !" તે ગભરાણીને પુષ્કળ રડી. જરા શાંત પડતાં વિચાર કરતાં ખરી વાત ખ્યાલમાં આવી. પોતાની વાસ્તવિક સ્થિતિથી માહીતગાર થઈ. અમુક નિશ્ચય કર્યો અને રડતીજ પોતાની અશ્રુથી ભીંજાયલી પથારીમાંથી ઉઠીને યશવંતને બંગલે ગઇ.

શરમાળ પ્રકૃતિની ચારૂને એકાએક પોતાને બંગલે આવેલી જોઈ—તેના ચહેરાપરનો સ્પષ્ટ જણાઇ આવતો અવનવો ફેરફાર જોઈ યશવંત ચમક્યો. દીવાન ખાનામાં પગ મૂકતીજ ચારૂ બોલી—યશવંતરાય ! ! મને જોઇને તમે ચમકો છો ! પણ મારી વાત સાંભળી વિશેષ ચમકશો. તમને અવકાશ તો છે ?

યશવંત આશ્ચર્ય પામતો બોલ્યો—મને પુષ્કળ અવકાશ છે, તમારે માટે મને હંમેશાં અવકાશ હોવોજ જોઇએ પણ તમારી તબીયત કેમ છે?

ચારૂ—મને ઠીકજ છે, પણ સાંભળો અને મારા પ્રશ્નોના ખરા સલાહકારક તરીકે ખરાજ જવાબ આપો. સાંભળો, યશવંત ! ! અમ્રતની સમજથી વિષપાન થતું હોય, જુજ વિષ અંગમાં ગયું હોય, ને બાકી પીવાની તૈયારીમાં હોઇએ; તે સમયે તેની ખરી પરિક્ષા થાય તો શું કરવું જોઇએ ?

યશવંત—એવુંજ હોય તો તે વિષને વગર વિલંબે ફેંકીજ દેવું પડે; અને અજ્ઞાનતાથી થઈ ગયેલું પાન જીવનની સલામતી ખાતર વમન દ્વારા બહાર કાઢવું જોઈએ.

ચારૂ—આભાર થયો ભાઇ, આભાર થયો.

યશવંત—આજે તમારી તબીયત બરાબર નથી એમ મને લાગે છે. પણ મને પૂછવાની રજા આપશો કે આવા સવાલોનો અર્થ શું ! મારે માટે તમને કોઇએ ભરમાવ્યાં હોય અને તેના પરિણામે આવા પ્રશ્ન હોય તો તમને ચેતાવવાની જરૂર જોઉં છું કે ચારૂ મારે માટે મત બાંધવામાં તમારી ભૂલ થાય છે. નિકષની કસોટીએ હું ટચનુંજ સોનું નીવડીશ.

ચારૂ—નહિ ભાઈ આપને માટે કંઈ છેજ નહિ. સાંભળો સ્થીર મનથી સાંભળો આજસુધી મારી વસ્તુતઃસ્થિતિથી હું અજ્ઞાતજ હતી. મારાં માવિત્રોનાં વાત્સલ્યપી ભરપુર હ્રદયને તેમ રાખવુંજ કદાચ શ્રેયકર લાગ્યું હશે; પરંતુ આજે મારી અજ્ઞાનતાના

પડળ ઉતરી ગયાં છે. હું જોઈ શકી છું કે હું કુંવારી નહિ પણ વિધવાજ છું અને તમારી સાથે લગ્ન નહિ પણ પુનર્લગ્નજ થનાર હતાં."

યશવંત વચમાંજ બોલી ઉઠયો—પણ તેથી શું થયું ! તમોને એવી રીતે અજ્ઞાન રાખવામાં અમુક હેતુ સમાયલો હતો; પણ હું તો સર્વ જાણું છું ને મારી ખુશીથીજ પુનર્લગ્ન કરૂં છું " ચારૂ ખુરશીપરથી ઉઠી ઘુંટણ મંડીએ પડી બોલી ' નહિ, મારાં પુનર્લગ્ન કદી પણ થશેજ નહિ, મારા પતિ તો એક સુરેંદ્રજ હતા. વ્હાલા સુરેંદ્રના મૃત્યુનો જખમ મને આ દુનિયાંના કોઈ પણ ઔષધથી રૂઝાય તેમ નથીજ. તમે નથી જાણતા કે–" દેહ લગ્નની વિધવાને પુનર્લગ્ન સમી મુક્તિ નથી "

પણ " સ્નેહ લગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી. "*

જો કે પતિ પત્નિના સંબંધથી અમે અજ્ઞાનજ હતાં તોપણ અમારી વચ્ચેનો સ્નેહ અતર્ક્ય હતો. યશવંતભાઈ ! ! ક્ષમા કરો, આપના લાયકની બીજી સુશીલ કન્યાની શોધ કરો. મને તો આપની ભગિનીજ માનો અને આપની ભગિની ચારૂ તો હવે પોતાનું અવશેષ રહેલું જીવન નિષ્કલંક વૈધવ્યમાંજ પુર્ણ કરશે " યશવંત દિગ્મુઢજ બની ગયો વિચાર કરતો તેને ઉઠાડવા દુરથીજ વિનવવા લાગ્યો.

ચારૂ બોલી—નહિ ભાઈ ! જયાં સુધી મારી વિનતિ ધ્યાનમાં નહિ લેવાય ત્યાં સુધી હું ઉઠનાર નથી.

યશવંત પાંચેક મિનિટ રહ્યા બાદ ગંભીરને દઢ અવાજે બોલ્યો—" બ્હેન ચારૂમતી ! ! મારી ઇચ્છા વિરૂદ્ધ મને આ ક્ષણે જે ખેદ થાય છે, તેને માટે ક્ષમા કરજે. જા, આજથી આ યશવંત તારા પ્રત્યે હમેશાં એક સહોદર બન્ધુ જેવો વિશુદ્ધ ભાવ રાખશે" યશવંતરાયનાં દ્રઢ પ્રોમીસથી તેના સુન્દર નેત્રોમાં પ્રકાશી નીકળેલો સંતોષ સ્પષ્ટ જણાવા લાગ્યો, તે બંગલાનાં પગથીઆં ઉતરતી મનમાંજ ગણગણી કે—

" પ્રિય સ્વામીને શાન્તિ મળે એવું અનેરૂં આદરૂં. "+

કહેવાની જરૂર નથી કે બાળા ચારુમતીએ પોતાનું નિષ્કલંક વૈધવ્યજીવન માત પિતા ને શ્વસુરની અનુમતીથી પરોપકાર અર્થે "સેવાસદન" ને અર્પણ કર્યું.

બ્હેન " વિ."

---

વૈધવ્ય: વ્હાલી બાબાં ! સહન કરવું એય છે એક લ્હાણું:
સમ્બન્ધીના મરણ પછી, ના સર્વ સમ્બન્ધ તૂટે.

બાબાં ! લ્હારા મૃદુ હૃદયને આપ વૈધવ્ય આપી,
ઉંચે ઉંચે તુજ દિલ જરી લેઇ ધીમે ઉપાડે.

બાપુ ! આ સૌ સુખ દુખ તણી વેડ નાંખી નથી કૈં,
આ તો બાજી કુદરત તણી માત્ર કલ્યાણકારી.

કલાપી.

---

* ન્હાનાલાલ દ. કવિ. + વસન્ત વિનોદી.

# સુસ્મિતા.

કુસુમકાન્તે બી. એ. ની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી હતી અને હાલ મુંબાઈમાં રહીને એમ. એ. નો અભ્યાસ કરતો હતો. કુસુમકાન્તના પિતાએ સરકારી રાજ્યમાં નોકરી કરી હતી અને હાલ તેઓ પેનશન ઉપર હતા. તેમણે કુસુમકાન્તને બી. એ. સુધી ભણાવ્યો હતો અને હવે તેઓ આગળ અભ્યાસ કરવાનું ખર્ચ આપી શકે તેમ નહોતું તેથી તેઓ કુસુમકાન્તને વારંવાર નોકરી લેવાનું કહેતા હતા છતાં કુસુમકાન્તનો વિચાર નોકરી ન લેતાં આગળ અભ્યાસ કરવાનો હોવાથી તે એમ. એ. ને માટે અભ્યાસ કરતો હતો. કુસુમકાન્તની મા હેને નાનો મુકીને ગુજરી ગઇ હતી. તેથી હેના પિતાએ ફરીથી લગ્ન કરેલું હતું. તે સ્ત્રીને પણ એક પુત્ર તથા એક પુત્રી હતાં કુસુમકાન્તની સાવકી મા ઘણીજ ડાહી અને પ્રેમાળ હતી. તે કુસુમ ઉપર પોતાના પુત્ર પુત્રી કરતાં પણ વિશેષ પ્રેમ રાખતી હતી. કુસુમ પણ હેને પોતાની સગી માના જેવી જ ચ્હાતો હતો. કુસુમકાન્તનું લગ્ન તેની ન્યાતના ગૃહસ્થ ગુલાબરાયની પુત્રી સુસ્મિતા સાથે થયું હતું. સુસ્મિતા ઘણીજ સૌંદર્યવાન અને ગુણવાન હતી આવી. સર્વ ગુણ સંપન્ન પત્ની મેળવવાને તેમની આખી ન્યાતમાં ફક્ત કુસુમકાન્ત ભાગ્યશાળી બન્યો હતો. સુસ્મિતાના પિતાને પુત્ર નહિ હોવાથી પ્રજામાં ફક્ત બે પુત્રીઓ જ હતી. સુસ્મિતા મ્હોટી પુત્રી હતી અને નાનીનું નામ સુવદના હતું. સુસ્મિતાની ઉમર સોળ વર્ષની હતી. પરંતુ કુસુમકાન્ત મુંબાઇમા અભ્યાસ કરતો હોવાથી તે પોતાના પિતાને ઘેર રહેતી હતી. છતાં સુસ્મિતા અને કુસુમકાન્ત વચ્ચે પત્રવ્યવ્હાર ખાનગી રીતે ચાલતો હતો. "હું બે માસની રજામાં રાજનગર આવીશ" એવું કુસુમકાન્તે સુસ્મિતાને લખેલું હોવાથી તથા બે માસ ચાલતો હોવાથી તે કુસુમકાન્તની રાહ જોયા કરતી હતી, પરંતુ કુસુમકાન્ત ક્યારે અને કયે દિવસે આવનાર હતો તે નક્કી લખ્યું નહોતું. આથી સુસ્મિતા હમેશાં પોતાની સખી નીર્મળા પાસે જઇને નવીનચંદ્રને ત્યાં કાંઈ પત્ર આવ્યો છે કે કેમ અને તે અત્રે ક્યારે આવનાર છે તે ખબર કાઢતી હતી કારણ જેવો સ્નેહ એ બન્ને સખીઓ વચ્ચે હતો તેવોજ પ્રેમ નીર્મળાના વર નવીનચંદ્રને અને કુસુમકાન્તને હતો આથી સુસ્મિતા પોતાના પતિ ક્યારે આવનાર છે તે વિષેનો નવીનચંદ્રના ઉપર પત્ર આવ્યો હોય હેને માટે ત્યાં ખબર કાઢતી હતી. આજે કાંઈ કામ પ્રસંગ હોવાથી સુસ્મિતા નીર્મળાને ઘેર ગઈ હેવીજ હેને નીર્મળાએ "વધામણી છે બ્હેન વધામણી," એમ કહેતાં સુસ્મિતા આશ્ચર્ય પામી અને બોલી.

સુસ્મિતા—બેન નીર્મળા શાની વધામણી.

નીર્મળા—જો કાંઈ વધાઇ આપે તો કહું.

સુસ્મિતા—પણ બ્હેન જાણીએ તો ખરાં કે શી વધામણી છે પછી વધાઈની વાત. જો વધાઈ આપવી પડે તેમ હશે તો ત્હારાં કરતાં કાંઇ વધારે છે.

નીર્મળા—જેને માટે તું હમેશાં ખબર પુછતી હતી તે ત્હારા પ્રીય પતિ કુસુમકાન્ત ગઇ રાત્રે મુંબાઇથી અત્રે આવેલા છે.

સુસ્મિતા—શું સાચી વાત બ્હેન તને તે કોણે કહ્યું.

નીર્મળા—સવારમાં એમને ઘેરથી નોકર ત્હારા બનેવીને બોલાવવા આવ્યો હતો તેણે કહ્યું કે કુસુમકાન્ત રાતના આવ્યા છે તે આપને બોલાવે છે તેથી તેઓ ક્યારના ગયા છે હવે તો આવતા પણ હશે.

સુસ્મિતા પોતાના પતિ એકાએક આવ્યા અને અત્યારમાં નવીનચંદ્રને તેડવાને નોકર મોકલ્યો તેથી ત્હેના મનમાં ફીકર કરવા લાગી કે રખેને તેમની તબીયત સારી ન હોય. કેમ અચીન્તા આવ્યા હશે.

નીર્મળા—કેમ બ્હેન સુસ્મિતા વિચારમાં પડી.

સુસ્મિતા—વિચાર તો કાંઇ નહિ પણ તે અચિન્તા આવ્યા તેથી શરીર તો સારૂં હશે કે નહી તે ફીકર થાય છે.

નીર્મળા—બ્હેન ફીકર કરીશ નહી તેમનું શરીર સારૂં છે. અને તેઓ હમણાં આવતા જ હશે.

નીર્મળા અને સુસ્મિતા આમ વાત કરતાં હતાં એટલામાં નવીનચંદ્ર તથા કુસુમકાન્ત બન્ને ઘરમાં આવ્યા. સુસ્મિતા કુસુમકાન્તને જોઇને ઘણી ખુશી થઈ અને કુસુમકાન્ત ઉપર એક પ્રેમ કટાક્ષ છુપી રીતે ફેંક્યો. તે નવીનચંદ્રને નીર્મળાના જોવામાં આવ્યો નહિ. સુસ્મિતા પણ જાણે સરમાતી હોય તેમ નીચું જોઇ બેશી જ રહી હતી. સુસ્મિતાને આમ સરમાતી જોઇ નીર્મળા બોલી.

નીર્મળા—બેન આમ સરમાય છે શું. આજ આપણે તેમની ખબર પુછીએ હમણા જેને માટે તું ચિન્તા કરતી તેજ પોતે ત્હારી પાસે આવ્યા છે છતાં આમ સરમાય છે શું, અહી કાંઇ સરમાવાનું નથી. માટે આપણે પણ તે બન્ને મીત્રો બેઠા છે ત્યાં જઇ તેમના આનંદમાં ભાગ લઇએ. એમ કહી સુસ્મિતાનો હાથ ઝાલી જ્યાં નવીનચંદ્ર અને કુસુમકાન્ત બેઠા હતા ત્યાં આવી. નીર્મળાને જોઇ કુસુમકાન્તે કહ્યું..

કુસુમ—કેમ નીર્મળા ભાભી ખુશી તો ખરાં ને.

નીર્મળા—હા ભાઈ આપની તબીયત ઠીક છે ને. આ મ્હારી પ્રીય સખી તો ક્યારની ચિન્તા કર્યા કરે છે કે અચિન્તા આવવાનું શું કારણ હશે.

કુસુમ—તબીયત તો ઠીક છે પરંતુ પિતાજીનું શરીર સ્હેજ નરમ હોવાથી ચંદુનો પત્ર આવ્યો હતો. ત્યારે વળી બે દીવસ વ્હેલો આવ્યો.

નીર્મળા—કેમ વારૂં પિતાજીને શું થયું છે.

કુસુમ—સ્હેજ બે દીવસ તાવ આવી ગયો હવે તો ઠીક છે ફીકર કરવા જેવું નથી. નવીનચંદ્રભાઇએ દવા આપી તેથી હવે આરામ છે.

નિર્મળા—ઠીક તો ભલે. હવે હાલ તો આપ અહી રહેશોને કે પાછું મુંબાઇ જવું છે.

કુસુમ—ના. હાલ એક માસની કોલેજમાં રજા પડી છે તેથી અત્રેજ રહેવું છે. રજા ઉઘડતાં મુંબાઈ જવા વિચાર છે.

નીર્મળા—ત્યારે હવે અમારી સુસ્મિતાને મુંબાઇ વાળી ક્યારે કરવા ધારી છે. તે તો બીચારી તમારી વરસાદની માફક રાહ જોયાં કરતી હતી. હવે હેને મુંબાઈ લઇ જશો કે નહી.

કુસુમ—હાલ તો હું એક મહીનો અહી રહેવાનો છું માટે માતુશ્રી કહેતાં હતાં કે કાલે તેડવા મોકલીશું. અને મુંબાઇ મોકલવા વિષે તો હજી કાંઈ નક્કી નથી.

એટલામાં નોકર ન્હાના પ્યાલા લાવ્યો અને આનંદ વાર્તા કરતાં સર્વેએ ન્હા પીધી સુસ્મિતાને વખત ઘણો થયો હોવાથી તે નિર્મળાની રજા લઇને પોતાને ઘેર આવી. હેને તો આજે આનંદ હૃદયમાં સમાતો પણ નહોતો કારણ જેને માટે તે હમેશાં આતુર રહેતી તે પોતાના પ્રીયનો આમ અચાનક મેળાપ થયો તથા તેમને મુખે સાંભળ્યું કે હવે કાલે પોતાને સાસરેથી તેડવા આવવાનું છે. માટે તે દીવસની રાહ જોવા લાગી.

સુસ્મિતાએ જેમ તેમ કરતાં તે રાત્રી વ્યતીત કરી. સવારમાં વ્હેલી ઉઠી નાહી ધોઇ પોતાને આજ તેડવા આવનાર છે તેમ પોતાને પહેરવાના વસ્ત્રાલંકાર તથા ત્યાં પહેરવાને માટે જોઈતાં કપડાં વિગેરે ઠીક ઠાક કરવામાં રોકાઇ. સુસ્મિતાની માતાને પણ પહેલેથી ખબર આપી હતી કે કાલે સુસ્મિતાને તેડવાને મોકલીશું. તેથી તેમણે પણ આજે રસોઇયાને કંસાર કરવાની આજ્ઞા આપી દીધી હતી. દસ વાગ્યા એટલે સુસ્મિતાને તેડવા હેનો દીયર ચંદુલાલ તથા એક નોકર આવ્યા. તેઓને સુસ્મિતાની માતાએ ઘણાજ મીઠા શબ્દોથી બોલાવી પોતાની પાસે બેસાડી કહ્યું કે રસોઇ તૈયાર થઈ ગઈ છે માટે તમે તથા સુસ્મિતા જમી લ્યો અને પછી આ ગાડી તૈયાર છે તેમાં બેસીને જજો. સર્વે જમ્યા બાદ સુસ્મિતાએ પોતાનાં તૈયાર કરી રાખેલા કપડાં પહેરી લીધાં તથા જે થોડો ઘણો સામાન પોતાને લઇ જવાનો હશે તે ચાકરને આજ્ઞા કરતાં તેણે ગાડીમાં મુકી દીધો. સુસ્મિતા આજે સાસરે જાય છે અને હવે હાલ થોડા દીવસ ત્યાં રહેશે તેથી પુત્ર વત્સલ માતાને આંખ્યમાં આંસુ આવ્યાં પરંતુ તે લુછી નાંખી સુસ્મિતાને શીખામણ આપવા લાગી.

વીમળા—બ્હેન સુમસ્તિા તું ડાહી છે હેને કાંઈ કહેવું પડે તેમ નથી છતાં મ્હારો માતાનો ધર્મ છે તેથી હું હને શીખામણ દઉં છું. બ્હેન સાસરામાં હારાં સાસુ સસરા વિગેરે વડીલને માતપિતા જેવાંગણી તેમની સેવા કરજે હમેશાં તેમની આજ્ઞામાં રહીને તે જેમ પ્રસન્ન રહે તેવી રીતે વર્તજે. કદી પણ અપ્રીય અને ખોટું લાગે તેવાં વચન બોલીશ નહી તથા હારા દીયર નણંદ વિગેરે બાળક સાથે પણ જેમ આપણી સુવદના સાથે સ્નેહથી વર્તે છે તેમ વર્તજે. અને પતિની આજ્ઞાનું પાલન કરી તે જેમ રાજી રહે એવો યત્ન કરજે. પતિએજ સ્ત્રીનું દૈવત છે માટે હમેશાં તેમને અનુકુળ રહી પ્રીતીથી તેમની સેવા કરજે, પતિને અપ્રિય લાગે તેવું કાંઇ પણ આચરણ કરીશ નહિ પતિના માતાપિતા તે હારાં પોતાનાંજ માતાપિતા માની તેમની આજ્ઞામાં રહી તે જેમ રાજી રહે તેવી રીતે વર્તજે. ઘરનાં કામકાજમાં આળસ કરીશ નહિ. અહી તું કામ કરેલુ નથી માટે ત્યાં કામ કરતી વખતે મનમાં સંકોચને પામીશ નહિ. અને જ્યારે અહી આવવાનું હને મન થાય ત્યારે હારાં સાસુની રજા લઇને આવજે. કામ પ્રસંગ વિના કોઇને

ઘેર જવાની ટેવ રાખવી નહી વડીલવર્ગ સાંભળે તેમ ઉંચે સાદે કદી બોલવું તેમ હસવું નહી. સર્વવર્તન મર્યાદાશીલ રાખવું. ટુંકામાં એટલું છે કે ત્હેં સારી કેળવણી લીધેલી છે તેનો સદુપયોગ કરજે.

સુસ્મિતા—બા તમે કોઇ વાતે ચિન્તા કરશો નહી. હું તમારી આપેલી કેળવણીનો દુરૂપયોગ નહિ કરૂં જેમ ઉભય પક્ષનું સારૂં દેખાશે તેજ કરવા યત્ન કરીશ. આટલું બોલી સુસ્મિતા પોતાના માતાપિતા આદી વડીલ વર્ગને નમન કરી તેમની આજ્ઞા થતાં બન્ને જણ ગાડીમાં બેશી આનંદવાર્તા કરતાં કરતાં ઘેર આવી પહોચ્યાં. સુસ્મિતા ગાડીમાંથી ઉતરી એટલે એના સાસુ તથા નણંદ સામા આવ્યાં. અને ત્હેને મધુર વચનથી કુશળ પુછ્યું અને આનંદથી તેનો હાથ પકડી ઘરમાં ગયાં સુસ્મિતાએ પોતાની સાસુને પ્રેમથી પ્રણામ કર્યા તથા સસરા આદીનું કુશળ પુછ્યું અને આનંદ વાર્તા કરવા લાગી. સ્હાંજ પડી રસોઇનો વખત થયો હોવાથી સવિતાએ ચાકરને ચુલો સળગાવવાનું કહી રસોઇને માટે તૈયારી કરવા માંડી. પોતાની સાસુને કામ કરતાં જોઇ પોતે કહેવા લાગી.

સુસ્મિતા—બા હું હજી આપણા ઘરની ભોમીયણ નથી માટે શું કામ કરવું તે મને સમજાતું નથી માટે આપ જે કામ બતાવશો તે હું ઘણી ખુશીથી કરીશ. મ્હેં મ્હારા પિતાને ઘેર કામ કર્યું નથી એમ ધારી તમે મને કામ સોપતાં સંકોચાશો નહી મ્હારી માતાએ મને તમામ કામ શીખવ્યું છે એટલે મને કામ કરતાં કોઈ વાતની હરકત પડે તેમ નથી.

સવિતા—બહુ સારૂં બા આ ઘર ત્હારૂં છે અને કામ પણ તારેજ કરવાનું છે પરંતુ તું હજી આજે આવી છે અને તને બાળકને શું કામ સોંપાય. માટે હું જે કરૂં છું તે તું ધ્યાનમાં રાખજે. હાલ તો તું અને આપણી પ્રીયંવદા બેસો તથા તારે ઉપર હેઠળ જ્યાં ખુશીમાં આવે ત્યાં ફરહર. આવી રીતે અનેક વાતો કરતાં સવિતાએ રસોઇ તૈયાર કરી દીધી. સાડા છનો વખત થવાંથી વેણીલાલ પણ ઘેર આવ્યા. તેઓ પણ સુસ્મિતા આજે આપણે ઘેર આવી છે જાણી ઘણા ખુશી થયા. તેમને આવે થોડીવાર થઇ તેટલામાં કુસુમકાન્ત પણ બ્હારથી આવ્યો. રસોઇ તૈયાર હતી માત્ર કુસુમકાન્તની રાહ જોવાતી હતી એટલે એ આવ્યો કે ચાકરે તરત પાટલા નાંખી દીધા અને સર્વ જમવાને માટે બેઠાં. જમતાં જમતાં કુસુમકાન્તે પોતાના અભ્યાસ વિષેની વાત કાઢી.

કુસુમ—પિતાજી હવે મ્હારે અભ્યાસનું કેમ કરવું મ્હારો વિચાર હજી આગળ અભ્યાસથી થાય તો સારૂં એવો છે. પરંતુ આપની મરજી ઉપર આધાર.

વેણીલાલ—ભાઇ તું અભ્યાસ કરે તે તો બહુ સારૂં પરંતુ ટુંકા પગારમાં વધારે ખર્ચ કરવું મુશ્કેલ થઇ પડશે.

કુસુમ—ત્હેની કાંઈ હરકત નથી ઇશ્વર કૃપાથી જો મુંબાઇમાં એક બે ટયુશન મળી જાયતો તો બીલકુલ ચિન્તા જેવું નથી.

વેણીલાલ—પણ ભાઇ તે કાંઈ જ્યારે જોઇયે કે તરત મળે છે.

કુસુમ—મુંબાઇમાં મ્હારો એક મીત્ર છે તે કહેતો હતો કે મ્હારા પિતાના સ્નેહી

એક શેઠ છે તેમને છોકરાને અંગ્રેજી શીખવવા માસ્તર જોઇયે છીએ માટે તું કહે તો ત્હારા વિષે વાત કરૂં મ્હેં ત્હેને હાતો કહી છે. છતાં આજે પત્ર લખી જોઉં.

વેણી—હા જો તેમ થતું હોય તો મ્હારા તરફથી તને કાંઈ હરકત નથી. તું ભણીશ અને સારો થઇશ તેમાં મારી આબરૂ છે. માટે જો કાંઇ સવડ થાય તેમ હોય તો સુખેથી અભ્યાસ કરજે ખુટતા પૈસા હું ત્હને ખુશીથી આપીશ સમજ્યો ભાઈ, માટે ત્હારા મીત્રને આજે પત્ર લખ અને પછી ત્હેણે શું કર્યું તે જણાય.

કુસુમ—હા ત્યારે જમીને લખુ કેમ નહી.

આવી રીતે આનંદ વારતા કરતાં સૌ જમી રહ્યા. પછી સવિતા તથા સુસ્મિતા વિગેરે સર્વ છોકરાં જમવાને બેઠાં.

સવિતા—કેમ સુસ્મિતા ત્હને અહી ત્હારા પિતાના ઘર જેવું ગમે છે કે નહિ.

સુસ્મિતા—બા મને તો ત્યાંના કરતાં પણ અહી સારૂં ગમે છે. મ્હારી સુવહના તો બહુજ તોફાન કરે છે અને આપણા પ્રીયંવદા બેન તો કેવા ધીરે ધીરે હસે બોલે છે ને ગમત કરે છે તેથી તો ના ગમતું હોય ત્હેને પણ ગમે

આવી રીતે સવિતા તથા છોકરાં સાથે સુસ્મિતાએ ક્યાં સુધી આડી અવળી વાતો કરી. પરંતુ સુસ્મિતાને તો એમજ થતું કે ક્યારે રાત્રીનો વખત થાય કે હું મ્હારા વ્હાલા કુસુમને મળું. સુસ્મિતા આમ રાત્રીની રાહ જોતી હતી તેજ ત્હેની પ્રીયકર રાત્રી એ પોતાનો રૂપેરી કીરણથી પ્રકાશતો દેખાવ આપ્યો અને પોતે પોતાના પ્રીય વ્હાલાને મળવાને અતી આતુર હતી, તેજ આનંદ ઘડી ત્હેને પ્રાપ્ત થઈ. રાત્રી જવાથી સઉ સઉ ને ઠેકાણે સુતા. સુસ્મિતાને સાસુની આજ્ઞા થતાંજ પોતાના પતિવાળી મેડીમાં જવાનું થયું. સુસ્મિતા મેડીમાં પેઠી તો ત્યાં કુસુમકાન્ત-પલંગમાં સુતો સુતો કાંઇક ચોપડી વાંચતો હતો તે સુસ્મિતાને આવી જાણીને ઉઠયો અને સામો જઈ ત્હેનો હાથ પોતાના ખભા ઉપર મૂકી પલંગ પાસે તેડી લાવ્યો. સુસ્મિતા આટલી ઉમરે પતિ પાસે આજે પહેલીજ આવી હતી. કારણ તેઓને પત્ર વ્યવહાર હતો તેમ વખતે બોલવાનો પણ પ્રસંગ પડયો હતો. પરંતુ હજી સુધી પોતાના પતિનું સ્વતંત્ર સુખ લેવાનો ત્હેને વખત આવ્યો નહોતો. કુસુમકાન્તે સુસ્મિતાને હાથ પકડી પલંગપર બેસાડી અને મૃદુ વચનથી પુછ્યું.

કુસુમ—પત્રમાં તો મોટી મોટી વાતો લખતાં હતાં પરંતુ હવે પાસે આવ્યાં ત્યારે તો મૌન ધારણ કર્યું ત્હેનું શું કારણ. શું આવી રીતે અબોલા લઇનેજ મ્હારી સાથે મુંઆઈ આવવા વિચાર છે. પ્રીય વ્હાલી કાંઈ તો બોલ શું કામ ત્હારા પ્રીયને તું આમ તલસાવે છે.

ત્હારા જેવી શાણી અને વિદ્વાનને આ શોભે છે. નિર્મલા ભાભી તો કહેતાં હતાં કે મ્હારી સખી મશ્કરી છે પણ એમાંનુ કશું અત્યારે તો દેખાતું નથી વ્હાલી આમ ક્યાં સુધી સરમ. હવે તો હદ થઇ. હવે તો ત્હારા કોમળ સ્વરથી કાંઈ ઉચ્ચાર કર. સુસ્મિતાને તો શું બોલવું તે સુઝ ન પડવાથી ફકત ટગરટગર જોયા કરતી હતી.

આવી રીતે કેટલીકવાર વગર બોલે ઉભી રહી અને એકાએક જેમ રૂપાની ઘંટડીનો ઝી-ણો નાદ સંભળાય તેવી રીતે પોતાના મધુર કંઠથી સુસ્મિતાએ સ્વર કાઢયો.

સુસ્મિતા—વ્હાલા આપને હું પત્રમાં અનેક વાતો લખતી છતાં કોણ જાણે કેમ એકાએક મ્હારાથી આપની પાસે બોલી શકાયું નહિ. હજી પણ બોલતાં મ્હારૂં હૃદય ધડકે છે.

કુસુમ—હજી આપણે આ એકાંતનો પ્હેલો પ્રસંગ છે માટે તું સરમાતી હશે. પણ વ્હાલી અહીં સરમાવા જેવું શું છે. પરમેશ્વરે સ્ત્રી પુરૂષ થઇને એકજ જોડું ઉત્પન્ન કરેલું છે. તેઓના શરીર જુદા છે પરંતુ હૃદય તો એક છે માટે જ્યાં ઐકયતા હોય ત્યાં શરમ હોયજ નહિ. તું આવી ભણેલી અને સમજુ છે છતાં મ્હારા આગળ સર-માય છે તે શું કહેવાય.

સુસ્મિતા—વ્હાલા કોણ જાણે સમજ્યા છતાં પણ એમ થઇ ગયું. હવેથી તેમ થવા નહી દઉં.

કુસુમ—નીર્મલા ભાભી તો કહેતાં હતાં કે તમારી વરસાદની પેઠે રાહ જોવા ક-રતી હતી હવે તમે આવ્યા તે બહુ સારૂં થયું. અને હવે તો મ્હારી સુસ્મિતાને મુંબાઇ વાસી કરો. પણ શું ત્યાં જઇને તમે તો કાંઇ બોલો નહી ત્યારે મ્હારે શું કરવું

સુસ્મિતા—તે શું કાંઈ મ્હારી સખી ખોટું કહેતી હતી.

કુસુમ—તમે બોલો નહી ત્યારે તો અમારે ખોટુંજ માનવું જોઈ ના.

સુસ્મિતા—લ્યો ત્યારે વ્હાલા હવે તો હું બોલી કની.

કુસુમ—ત્યારે તમે રાહ જોઈ હશે તે પણ સારીજ વાત. કેમ ત્યારે હવે મુંબાઇ આવવું છે.

સુસ્મિતા—હા વ્હાલા હા કહેશો તો હું જરૂર આવીશ. પરંતુ પિતાજી આજે શું કહેતા હતા.

કુસુમ—પિતાજી કહે છે કે ટુંકામાં આગળ અભ્યાસનું ખર્ચ વધારે પડે છે માટે કાંઈ નોકરી લઇને અભ્યાસ કરે તો સારૂં.

સુસ્મિતા—ત્યારે વ્હાલા કાંઇ નોકરી લ્યો અને પછી અભ્યાસ કરો તો બહુ સારૂં.

કુસુમ—ત્હને ખબર છે મગજ ઉપર બમણું દબાણ થવાથી અભ્યાસ બગડે અને એક કામ બરાબર થાય નહિ એતો કાંતો અભ્યાસ કરવો કે કાંતો નોકરી લેવી પરંતુ પૈસા વિનાનું સઘળું વ્યર્થ છે જો કાંઈ ટયુસન મળે તો તો ઠીકજ થઈ જાય.

સુસ્મિતા—તે મળે તેવું કાંઇ છે.

કુસુમ—મ્હારા મીત્ર ચંદ્રકાન્તને મ્હેં મુંબાઈ પત્ર લખ્યો છે જોઇયે હવે તે શું લખે છે ત્હેનો જવાબ આવ્યા ઉપર આધાર.

સુસ્મિતા—શાનો જવાબ માગ્યો છે.

કુસુમ—ચંદ્રકાન્તના પીતાના એક સ્નેહી છે તે મુંબાઇમાં મોટા શેઠ છે તેમને છો-કરાંને માટે અંગ્રેજી ભણાવવા માસ્તરની જરૂર છે તેમને ચંદ્રકાન્તે કહ્યું હશે કે મ્હારો

મીત્ર કુસુમ કાન્ત બી, એ છે માટે જો તે આવે તો સારૂં ત્યારે શેઠે કહ્યું કે ઠીક છે જોઇશું. માટે હવે શો જવાબ આપો તે વિષે મ્હેં ચંદ્રકાન્ત પત્ર લખ્યો છે ત્હેનો જવાબ પણ કરીને પરમ દિવસે આવવો જોઇયે.

સુરિમતા—વ્હાલા ટયુશન મળે તો તેમ નીકર હું મ્હારા ખાનગી રૂપીઆ છે તેમાં થી આપને અભ્યાસને માટે આપું તો ન ચાલે.

કુસુમ—ના બનતા સુધી મારે તમારા રૂપીઆ ન લેવા પડે ત્યાં સુધી ઠીક.

સુરિમતા—વ્હાલા તમે જુદાઇ રાખો છો મ્હારૂં તે તમારૂં પહેલું. એમાં મ્હારા કયાંથી આવ્યા.

કુસુમ—પણ પિતાજી જાણે તો જાણે તો ખોટું દેખાય.

સુરિમતા—તેમાં પિતાજીને શું કામ જણાવો.

કુસુમ—ન જણાવીએ તે કાંઇ ચાલે પિતાજી પાસે ખરચના લઇએ એટલે એવુંજે કની કહેશે તમારૂં ખર્ચ કયાંથી કરો છો. તો પછી શું કહેવું માટે જો ચંદ્રકાન્ત કાંઇ સગવડ કરશે તો ઠીક છે નીકર આખર જે મળશે તે નોકરી લઇશું. આવી રીતે અનેક વાર્તાઓ કરતાં આ પ્રેમી દંપતીએ રાત્રી પસાર કરી.

બીજે દીવસે સુરિમતા સ્હવારમાં વ્હેલી ઉઠી નાહી ધોઈ પોતાની સાસુને કામમાં મદદ કરવા લાગી. પોતે દરેક કામ ઝટઝટ કરતી તેથી સવિતાને સુરિમતા ઉપર ઘણોજ પ્રેમ થવા લાગ્યો. સવીતા નાહી ધોઇ રસોઇના કામમાં ગુંથાયાં એટલે બન્ને નણંદ ભોજાઇ દોરાથી ભરવાનો રૂમાલ લઇને ગુંથવા બેઠાં. બીજે દિવસે કુસુમકાન્ત પીતા સાથે વાતો કરતો ચોકની મેડીએ બેઠો હતો, એટલામાં ટપાલનો વખત થવાથી ટપાલવાળો કુસુમકાન્તના નામનો કાગળ આપી ગયો. કુસુમકાંતે કાગળ લીધો અને વાંચ્યો અને મેડી ઉપર ત્હેના પિતા પાસે જઇ પત્રની હકીકત કહી તે મુંબાઇથી ચંદ્રકાન્તનો આવેલો હતો. તેમાં લખેલું હતું કે તમે રજા ઉઘડતાં આવશો એટલે જરૂર શેઠને ત્યાં તમારી ગોઠવણ થશે માટે જરૂર રજા ઉઘડે કે તરત અત્રે આવજો. મ્હેં તમારા વિષે શેઠને કહ્યું છે. તેથી તેઓ તમારા જેવો માસ્તર મળવાથી ઘણા જ ખુશી થયા છે પગાર વિષે અહીં

સુસ્મિતાને શાન્ત કરી રહાંજ ૫ડી ગાડીનો વખત થવાથી કુસુમકાન્ત ગયો. ત્હેના જવાથી સવીતા તથા છોકરાંને પણ ખોટું લાગી આવ્યું. પરંતુ સવીતા વખત વિચારી સુસ્મિતા તથા છોકરાં સાથે આનંદ વાર્તા કરવા લાગી.

પ્રીયંવદા કાંઇ કાંઇ ગતકડાં કરી પોતાની ભાભીને આનંદ આપવા લાગી. પ્રીયંવદાની ઉમર દસ અગીયાર વરસની હતી. પરંતુ તે હજી કુમારીજ હતી. સુસ્મિતા તથા પ્રીયંવદા ને ઘણોજ સ્નેહ થઈ જવાથી સુસ્મિતાને પોતાને પીયર જવાનું મન થતું નહીં. આથી તે પોતાને સાસરે રહેતી અને વખતો વખત પોતાના માતા પિતાને મળી આવતી હતી. કુસુમકાન્તે મુંબાઇ જઈ શેઠને સાં માસ્તર તરીકે રહેવાનું કબુલ કર્યું. શેઠે ત્હેનો આનંદી તથા માયાળુ સ્વભાવ જોઇ ત્રીસનો પગાર તથા જમવાનું તેમ રહેવાનું પણ પોતાને ઘેર તેવી સવડ કરી આપી. આમ કુસુમકાન્ત શેઠનો ઘણોજ આભાર માનવા લાગ્યો કારણ ત્રીસ રૂપીઆ તો અત્યારે ત્હેને ઘણાંજ ઉપયોગી થઈ પડયા હતા. ખાવા પીવાની ગોઠવણ શેઠને ઘેર હતી એટલે ત્રીસનો માસીક પગાર એને એના ખરચ માટે ઓછો નહોતો હવેથી કુસુમકાન્ત શેઠને ઘેર રહેવા લાગ્યો. થોડા દીવસમાં તો તે શેઠના ઘરનાં માણસો સાથે એવો હળી ગયો કે ત્હેને એમજ લાગતું કે હું મ્હારા પોતાનાજ ઘરમાં છું. શેઠ તથા શેઠાણી તેને પોતાના પુત્ર પ્રમાણે ગણતાં. શેઠાણી નો સ્વભાવ બહુજ સારો હતો. કુસુમકાન્તને રહે થોડા દીવસ થયાં એટલે શેઠાણીએ પુછ્યુ,

શેઠાણી—કુસુમ ભાઈ તમે પરણેલા છો ત્યારે તમારાં વહુને કેમ બોલાવતા નથી.

કુસુમ—બ્હેન મ્હેં જુદી ઓરડી રાખવા શેઠને ઘણી વખત કહ્યું છતાં તે કહે છે કે જુદી ઓરડી રાખવાનું શું કારણ છે. માટે હવે તેમની આજ્ઞાનું ઉલંઘન કરીને હું જુદી ઓરડી રાખુ તે ઠીક નહિ.

શેઠાણી—ભાઈ જુદી ઓરડી રાખવાનું શું કારણ.

કુસુમ—ત્યાંથી બધાં મુંબાઇ આવે ત્યારે પછી ઓરડી રાખવી પડે કની.

શેઠાણી—શું કામ તેઓ પણ અહીં રહેશે. રસોઈ તો ભટ કરે છે. એટલે અહીં કાંઈ હરકત નથી માટે જુદી ઓરડી શું કામ રાખો. આપણાં બગલાંમાં જોઇયે તેટલી રૂમ છે તેમાંથી બે રૂમ તમારે માટે ખાનગી ઉઘાડસો તો કાંઈ વાંધો નથી.

કુસુમ—આપને એટલી બધી તસ્દી આપવી-તે મને ઠીક લાગતું નથી.

શેઠાણી—ભાઇ એમાં કાંઇ તસ્દી નથી તમે તો જેવાં આ બધાં છોકરાં છે તેવાજ અમને લાગો છો અમે એમ જાણતાં નથી કે આ માસ્તર છે તે અમારે ત્યાં રહે છે. અમે તો તમને ભાઇ પ્રમાણેજ જાણીયે છીએ.

કુસુમ—બ્હેન હું આપ સર્વનો ઘણોજ આ [illegible] ાપનાં જેવાં સુત માણસનો યોગ થયો છે તેથી હું પણ ભાગ્યશ [illegible]

શેઠાણી—એમાં આભાર શું પરંતુ માસ્તર હવે, [illegible] માતાપિતાને પત્ર લખીને તમારાં વહુને થોડા દીવસમાં અત્રે તેડાવજો [illegible] ખરાં કની.

કુસુમ—હાજી મ્હારી સાવકી મા છે પરંતુ તે અમારા ઉપર બહુજ પ્રેમ રાખે છે હું નાનો હતો ત્યારથી મારી મા ગુજરી ગઈ અને હુંમને તેમણે પોતાના પુત્રની માફક લાડમાં ઉછેરેલો છે અમે એક એકને સાવકા છીએ એવું કોઈ દિવસ માનતા નથી.

શેઠાણી—એવું જોઇયે ભાઇ તે પણ તમારી માજ કહેવાય અને તમે અરસપરસ તેવી રીતે સમજો છો અને એક એકના ઉપર પ્રેમ રાખો છો તેથી હું ઘણીજ ખુશી થાઉં છું ત્યારે તો જરૂર આજે તેડાવવા બાબત પત્ર લખજો.

કુસુમ—હા આજે જરૂર લખીશ.

શેઠાણીના કહેવાથી કુસુમકાન્તે સુસ્મિતાને મુંબાઇ મોકલવા વિષે પોતાના પિતાને પત્ર લખ્યો તેમાં શેઠ તથા શેઠાણી પોતાના ઉપર પ્રેમ રાખે છે તે પણ લખ્યું હતું. અને સુસ્મિતાને તેડાવવાને માટે પણ શેઠાણીનો બહુજ આગ્રહ છે વિગેરે કુસુમે પોતાના પીતાને લખ્યું હતું તેથી પત્ર પહોંચ્યો કે તરત વેણીલાલે સુસ્મિતાને મુંબાઈ મોકલવા વિષે વિચાર કર્યો.

કુસુમવાળો પત્ર વેણીલાલે સવિતાને વંચાવ્યો તેથી તે પણ ઘણી ખુશી થઈ કારણ પોતાના કુસુમને શેઠને ત્યાં રહેવાનું અને તે પણ વળી પુત્રની માફક. વેણીલાલ પોતાના કુટુંબમાં આવો દીવ્ય સ્નેહ જોઇ ઘણીજ ખુશી થયા.

સવિતા—ત્યારે હવે સુસ્મિતાને મુંબાઇ મોકલવી એ તો નક્કી જ.

વેણીલાલ—હા. હવે બે ચાર દીવસમાં તે જાય તેવી ગોઠવણ કરજો. તમે જે દીવસ મોકલવાને નક્કી કરશો તે પ્રમાણે હું કુસુમને પત્ર લખીશ કે તે સ્ટેશન પર આવે.

સવિતા—ત્યારે હું સુસ્મિતાને કહું કે તારે બે ચાર દીવસમાં મુંબાઇ જવાનું અને માટે ત્હારાં માતા પિતા પાસે બે દીવસ રહેવું હોય તો ખુશીથી જા.

વેણીલાલ—હા. ત્હેને આજે કહેજો ભલે બે દીવસ ત્હેની માની પાસે પણ રહે. આપણને ઇશ્વરે બહુ ડાહી અને સદ્ગુણી વહુ આપી છે જેવો આપણો કુસુમ છે તેવીજ વહુ પણ છે ઇશ્વિર તે જોડાને હમેશાં અખંડ રાખે અને સુખ આપે એવી મ્હારી તો ઇશ્વિર પ્રત્યે પ્રાર્થના છે.

સવીતા—હા. આટલા દીવસથી અહીં આવી છે પણ એની મેળે આનંદમાં ને આનંદમાં કોઇ દીવસ ઉંચે સાદે બોલી નથી. કુસુમના ગયા પછી પણ મ્હેં ઘણીવાર કહ્યું કે ત્હારી બા પાસે જવું હોય તો જજે પણ કહેછે ના મને તો પ્રીયંવદા બ્હેનને મુકીને જવું ગમતું નથી વખતે તેની બા પાસે કોઇક વખત જઇ આવે છે પણ ત્યાં રહેતી નથી.

વેણીલાલ—હું આપણાં ઘરમાં આવો સંપ જોઈ બહુ જ આનંદ પામું છું. અને ઇશ્વરનો પણ ઉપકાર માનું છે કે મ્હારા રાંક ઘરમાં આવાં સદ્ગુણી મનુષ્યો મને મળ્યાં હશે હવે તમે સુસ્મિતાને કહેજો અને જેમ બને તેમ તે મુંબાઈ વ્હેલી જાય તો સારૂં.

સવીતા—ઠીક આ હું ત્હેને ખબર કહુંછું અને આજે ત્હેને પીયર મોકલું છું ત્યાં બે દીવસ રહી તે આવશે પછી આપણે તરત મોકલી દઈશું. સવીતાએ સઘળી વાત

સુસ્મિતાને કહી. તે પણ હવે પોતાને મુંબાઇ જવાનું થયું તેથી મનમાં ઘણી ખુશી થઈ અને બે ચાર દીવસમાં જવાનું હોવાથી પોતાની સાસુની રજા લઇ પોતાને પીયર જવા તૈયાર થઇ. સવિતાના કહેવાથી સુસ્મિતા પોતાની માની પાસે બે દીવસ રહેવા ગઈ. પોતે મુંબાઇ જવાની તે વાત પોતાની સખી નીર્મળાને પણ કરી તેથી તે બહુ ખુશી થઇ અને મશ્કરીમાં કહેવા લાગી.

નીર્મળા—સુસ્મિતા બેન હવે તો તું મુંબાઇવાસી થઈ માટે અમને સંભારીશકે નહી. હવે તો પતિ પ્રેમમાં ઘેલી થઈ જઇશ એટલે તું શાની સંભારવાની હતી.

સુસ્મિતા—નીર્મળા તારે જેટલી મશ્કરી કરવી હોય તેટલી કર કેમ હું તને નથી સંભારતી કે તું આવું બોલે છે જો તને સંભારતી ન હોઉં તો આજે હેને કહેવાને શું કામ આવું.

નીર્મળા—વાહરે બેન આજે કેટલે દીવસે આવી જ્યારે કુસુમભાઇ રજામાં અહી આવ્યા હતા તેવામાં એક બે વખત આવી હતી ત્યાર પછી તો આજેજ વાત કહેવાને પગલાં કર્યાં.

સુસ્મિતા—લે બ્હેન હવે ભુલ્યાં હવે તેવું નહિ કરીએ પણ તું તો અમને યાદ કરજે અને કોઇક વખતે પત્ર લખવા કૃપા કરજે.

નીર્મળા—ભાઇને ખબર પુછજે અને થોડે થોડે દીવસે ખુશીની ખબર લખજે હવે તું જઇશ એટલે મને તો બીલકુલ ગમવાનું પણ નથી.

સુસ્મિતા—હસે તું પણ હવે થોડા દીવસ પછી ત્હારાં માતાને ત્યાં રહેવા જવાની છું ને ત્યારે આપણો વિયોગ તો હતો જ હની તેમાં વળી આ દસ દીવસ બ્હેલો થયો.

નીર્મળા—હા હું પણ દસેક દીવસ પછી વડોદરે જવાની છું.

સુસ્મિતા—ત્યારે હાલ તો તમે વડોદરે જ બધાં રહેશો કે.

નીર્મળા—હા હવે પિતાજીનો વિચાર રીટાયર થવાનો છે તેથી ત્યાર પછી તેઓ રાજનગર આવશે માટે હું પણ તેમની સાથેજ આવીશ.

સુસ્મિતા—સારૂં બ્હેન હું જાઉંછું શરીર સાચવજે અને ખુશીની ખબર તરત લખજે.

નીર્મળા—હા બેન આવજે હોં.

સુસ્મિતા પોતાના માતા પિતાને મળીને આવી વેણીલાલે કુસુમને પત્ર લખ્યો હતો કે અમુક દીવસે અમુક ટ્રેન વખતે ચર્નીરોડ સ્ટેસનપર આવજે તેથી સુસ્મિતાને આજે મુંબાઈ મોકલી. ચર્નીરોડ સ્ટેસન ઉપર પિતાના લખ્યા પ્રમાણે કુસુમકાન્ત તથા ત્યાંનો નોકર વિકટોરીઆ લઇ સુસ્મિતાને તેડવા માટે આવ્યાં હતાં સ્ટેસન આવતાં પ્લાટફોર્મપર આવતાં સુસ્મિતા ગાડીની બારી બ્હાર ડોકું કાઢી કોઈ સ્ટેશનપર રહે છે કે કેમ તે જોતી હતી કુસુમ પણ સુસ્મિતાને જોતો હતો તેથી બન્નેની દ્રષ્ટી થતાં કુસુમ ગાડીના ડબા પાસે આવ્યો અને સુસ્મિતાને હાથ ઝાલી નીચે ઉતારી સામાન વિગેરે નોકરને લેવાનું કહી તેઓ જ્યાં પોતાની વિકટોરીઆ ઉભી હતી ત્યાં

કમ્પાઉન્ડમાં આવ્યાં કુસુમે સુસ્મિતાને ઘરનાં બધાંના સમાચાર પુછ્યા વિગેરે ઘણી વાતો સુસ્મિતાએ પણ કુસુમને કહી. અને વિકટોરીઆમાં બેશી બંગલે આવ્યાં. ગાડી ઉભી રહી અને અંદરથી કુસુમ તથા સુસ્મિતા ઉતર્યાં એટલે શેઠને સામાન સોંપ્યો. હેને શેઠાણી વાળા ખંડમાં લઈ ગયો ત્યાં શેઠાણી તથા છોકરાં વિગેરે બેઠાં હતાં ત્યાં સુસ્મિતા ગઈ અને જેમ ઘણા દીવસની જાણીતી હોય તેવી રીતે શેઠાણીને સવિનય માન આપી, સર્વ બાળક પ્રત્યે પણ પ્રીતી બતાવવા માંડી. શેઠાણી તો સુસ્મિતાનો આનંદી ચ્હેરો તથા આટલું મળતાવડાપણું જોઈને ઘણીજ આશ્ચર્ય પામી અને ખુશી થઈ. એટલામાં નોકર ચ્હાના પ્યાલા લાવ્યો. સર્વેએ ચ્હા પીધા બાદ શેઠાણી સુસ્મિતા સાથે કેટલીક વાતો કરવા લાગ્યાં તથા હેને પોતાનો તમામ બંગલો ફરીને દેખાડવા લાગ્યાં. કુસુમ અને સુસ્મિતાને માટે જે બે રૂમ ખાલી કરવામાં આવી હતી તે પણ હેને બતાવી અને કહેવા લાગ્યાં

શેઠાણી—બ્હેન સુસ્મિતા આ બે રૂમ તમારે માટે ખાનગી છે માટે તમારે જે સામાન મુકવો હોય તે સુખેથી મુકજો, વળી આ બેઉની રૂમ તમારે હમેશા સુવા બેસવાને માટે છે, તેનાં હવે તમને જેમ ઠીક લાગે તે પ્રમાણે કરજો. હાલ તો હવે જમવાનો વખત થયો છે માટે ચાલો હવે આપણે ન્હાઇ લઇએ અને જમ્યા પછીથી બપોરે આપણે વાતો કરીશું.

સુસ્મીતા—બહુ સારૂં ચાલો ત્યાર આપણે ન્હાઈ લઇયે. પછી સુસ્મિતા તથા શેઠાણી ન્હાવાને માટે નળ વાળી ઓરડીમાં ગયાં.

બપોરે જમી પરવાર્યા બાદ શેઠાણી સુસ્મિતાની સાથે વાતો કરવા લાગ્યાં.

શેઠાણી—સુસ્મિતા બેન તમે કાંઈ ભણેલાં છો કે.

સુસ્મિતા—હાજી મ્હેં ગુજરાતી છઠા ધોરણ સુધીનો અભ્યાસ કરેલો છે અને તે સાથે થોડું અંગ્રેજી તેમ સંસ્કૃત પણ જાણું છું.

શેઠાણી—વાહ બેન ત્યારે તમે તો ઘણા હોંશીયાર છો.

સુસ્મિતા—એમાં હોંશીયાર શું. અમારે ત્યાં તો આવું સાધારણ જ્ઞાન મળેલું છે બાકી કેટલીક સ્ત્રીઓ તો ગ્રેજ્યુએટ હોય છે. તેવાંના મોંઢા આગળ આપણી વીદ્યા તો છેકજ તુછ જેવી ગણાય.

શેઠાણી—અમારે મુંબાઇમાં તો ઉપર ઉપરની ટાપ ટીપ એટલું બાકી મોટાં લોકોનાં બૈરાં ભાગ્યેજ ભણેલાં જોવામાં આવે છે.

તો ખરાં. પણ બ્હેન મારે પણ હવે તમારી પાસે થોડું ઘણું શીખવું છે. કુસુમભાઈ છોકરાંના માસ્તર અને તમે મ્હારાં માસ્તર થાવ જેથી તમારી લીધેલી વીદ્યાનો અમને પણ લાભ મળી શકે.

સુસ્મિતા—હું આપનું બાળક છું ત્હેને આપ વડીલ આવું બોલી આભારી કરો છો.

શેઠાણી—બ્હેન તમે વયમાં બાળક છો. બાકી જ્ઞાનમાં મ્હારા કરતાં મ્હોટાં છો. જ્યારથી તમે આવ્યાં ત્યારથીજ મ્હેં તો જાણી લીધું છે કે આપ તો એક સદ્ગુણની મુર્તિજ છો. તમારો આનંદી ચ્હેરો જોઈને મને તો એમજ થયું કે અમારા ધન્યભાગ્ય કે આપ દંપતી જેવું આનંદી જોડું અમને પ્રાપ્ત થયું અહો સુસ્મિતા બેન તમે આવ્યાં તેથી આજે મને અત્યંત આનંદ થયો હવે તો તમારો ઘડીભરનો વિયોગ સરખો અમારાથી સહન થાય તેમ નથી પરંતુ લાચાર છું બેન તમે આખી રાત્રી ઉજાગરાવાળાં છો માટે જરા સુઈ જાવ પછી આપણે કાલથી નિયમ રાખીશું કે તમારે કાંઈ સુબોધક પુસ્તક હોય તે વાંચવું તથા એવી કાંઈ બોધદાયક વાર્તા હોય તે કહેવી.

સુસ્મિતા—બહુ સારૂં બેન મને પુસ્તક વાંચવાનો શોખ લગાર વધારે છે તેથી હું વાંચીશ એમાં મને પણ જ્ઞાન અને ગમત બન્ને થશે માટે કાલથી જરૂર આપણે કાંઈક વાંચીશું. આવી રીતે વાતો કર્યા બાદ સુસ્મિતા પોતાની ખાનગી રૂમમાં આરામ લેવાને ગઈ. થોડીવારે સાંજ પડી અને કુસુમકાન્ત તેમ છોકરાં કોલેજમાંથી આવ્યાં એટલે શેઠાણી સુસ્મિતા વિગેરે સર્વ છોકરાંને લઈ ચોપાટી ઉપર ફરવાને માટે ગયાં સમુદ્ર કીનારે ફરી બાબુલનાથના દર્શન કરી તેઓ ઘેર આવ્યાં રાત્રીના નવ વાગે વાળુપાણી કરી થોડીવાર છોકરાં સાથે રમત ગમત કરી શેઠાણી તેમ સુસ્મિતા સર્વ પોતપોતાને સ્થાનકે સુવાને માટે ગયાં સુસ્મિતાતો બીચારી સવારની આવેલી પરંતુ હજી સુધી કુસુમકાન્ત સાથે પોતાના ઘણા દીવસના વિયોગની વાતો કરવાનો વખત મળ્યો નહોતો. કારણ આવ્યા બાદ દસ વાગે જમી કરીને કુસુમકાન્ત કોલેજમાં ગયો હતો તેથી સુસ્મિતા શેઠાણી સાથે વાતો કરતા છતાં રાત્રીની રાહ જોયા કરતી હતી વાતોમાં ને વાતોમાં રાત્રીના દસ વાગી ગયાં એટલે સુસ્મિતા પોતાને સુવાની રૂમમાં ગઈ ત્યાં કુસુમકાન્ત આરામચેર ઉપર સુતેલો જોઈ તરતજ પથારી વિગેરે સાફસુફ કરી કુસુમને જગાડવા માટે એક પોતાના મધુરકંઠથી ગાયન ગાવા લાગી ગાયનનો અવાજ કાને લાગતા તરત કુસુમ જાગ્યો અને ઘણા દીવસના વિયોગી દંપતી પ્રેમથી મળ્યા.

કુસુમ—કેમ તમને અહિં ગમે તેવું છે ને.

સુસ્મિતા—વ્હાલા અહીના આનંદનું તો પુછવુંજ શું. શેઠાણીનો સ્વભાવ બહુ સારો છે. અત્યાર સુધી વાતો કરી અને અન્તે સુવાની વખત થઈ ત્યારે પણ મહા મુશ્કેલીથી ઉઠ્યાં. તેઓ ઘણાંજ આનંદી છે.

કુસુમ—જ્યારે તમે નહોતા આવ્યાં ત્યારે પણ તે રોજ મને કહ્યા કરતાં કે ... એ બધાંને તેડાવો ને તમને તેડાવવા બાબત વધારે આગ્રહ તો એમનોજ હતો.

સુસ્મિતા—ત્યારે આપનો આગ્રહ તો નહિજ કની.

કુસુમ—એમ તે બને પણ લ્યો હવે તમારે અને શેઠાણીને શી વાત થઈ તે તો લગાર કહેશો ખરાને.

સુસ્મિત—તેઓ કહે છે કે તમે કાંઇ હમેશાં સ્ત્રીઓને ઉપયોગી પુસ્તક હોય તો વાંચો તો સારૂં એમાં આપણને જ્ઞાન અને ગમત થશે. માટે જો તમારી મરજી હોય તો પુસ્તકો તો આપણાં ઘરમાં ઘણાં છે. માટે તમને જે યોગ્ય લાગે તે હમેશાં વાંચશો.

કુસુમ—હા તો બહુ સારૂં તમારો પણ વખત જશે. કેમ તમને ઠીક પડશે કેનહિ.

સુસ્મિતા—વ્હાલા મને તો વળી ઘણુંજ સારૂ. કારણ મને વાંચવાનો શોખ તો છે જ એટલે મને જેવું જોઈએ તેવું જ મળ્યું. રસોઈ પાણીની તો આપણે ફીકર નથી કે મોડું થશે. એટલે નવરાં બેઠાં વખત જાત પણ નહી. તેથી મને તો વાંચવાનું બહુજ ગમશે.

કુસુમ—ઠીક ત્યારે. આવી રીતે અનેક વારતા વિનોદ કરતાં બન્ને નિદ્રાદેવીના પાશમાં સપડાઇ ગયાં.

આવી રીતે આનંદમાંને આનંદમાં સુસ્મિતા તથા કુસુમકાન્ત દીવસો કાઢતાં હતાં. સુસ્મિતા વખતો વખત પોતાનાં સાસુ તથા માતાપિતાને ખુશીની ખબર લખતી. આમ કેટલાંક દીવસ વહી ગયા તે જણાયા પણ નહિ. એક દીવસ કુસુમકાન્ત તથા સુસ્મિતા બેઠાં હતાં એટલામાં ટપાલ આવી અને કુસુમકાન્તના નામવાળો પત્ર નોકર આપી ગયો. કુસુમકાન્તે પત્ર જોયો તો તે પોતાના પિતાનો હતો. તેમાં લખેલું હતું કે હવે આપણી પ્રીયંવદા મોટી થઇ માટે ત્હેને યોગ્ય જો કોઇ વર મળે તો આ સાલ લગ્ન કરી નાખવા વિચાર છે. અહી મ્હેં તપાસ કરી પણ મારી નજરમાં એકે ઠેકાણું બરાબર આવતું નથી. માટે જો ત્યાં કાંઇ બની શકે તેમ હોય તો લખજો. પિતાનો પત્ર વાંચી કુસુમકાન્તને સાંભરી આવ્યું હોય તેમ બોલ્યો.

કુસુમ—વ્હાલી આપણી પ્રીયંવદાનો વિવાહ ચંદ્રકાન્ત સાથે થાય તો કેવું.

સુસ્મિતા—વાહ વ્હાલા એવું થાય તો તો આપણાં બ્હેન ખરેખરાં ભાગ્યશાળી કારણ ચંદ્રકાન્ત ભાઇ બહુ સારા માણસ છે. વળી અભ્યાસમાં પણ તમારી સાથે છે. માટે જો ત્યાં બ્હેનનાં લગ્ન થાય તો તો પછી બાકી જ શી.

કુસુમ—તે ભણેલો છે છતાં વળી ત્હેનો બાપ અહીનો મ્હોટો વેપારી છે. અને ઘેર કોઈ વાતની કાંઇ હરકત છે. પરંતુ તે હા કહેશે કે કેમ તે હજી મનમાં સંશય રહે છે.

સુસ્મિતા—ચંદ્રકાન્તભાઇ તો ના કહેવાના જ નથી. પરંતુ એમના પિતાજી ના કહે ત્યારે કોણ જાણે.

કુસુમ—શાથી કહો છો કે ચંદ્રકાન્ત ના નહી જ કહે.

સુસ્મિતા—ગયે વરસે પ્રીયંવદા બ્હેન અહીં આવ્યાં હતાં ત્યારે ચંદ્રકાન્ત વારંવાર આવતા અને ગમે તે બ્હાનું કરીને પણ બ્હેનની સાથે વાતો કરતા. ઘણી વખત હું કહેતી પણ ખરી કે ભાઈ અભ્યાસ મુકી ભલા તમે અમારા બ્હેન સાથે માથાફોડ કરો છો. ત્યારે ચંદ્રકાન્ત કહેતાં કે મને એના બોલ ઘણા પ્રીય લાગે છે. અને ત્હેનો મ્હોરો

આનંદી છે તેથી કોઇના મનમાં ઉદ્વેગ હોય તો તે પણ જતો રહે; એવી; તો એને મુખાકૃતિ મનોહર છે તેથી એની સાથે મને લગાર ગમત પડે છે માટે ચડાવું છે.

કુસુમ—પણ તેમ કાંઇ ચંદ્રકાન્ત હા કહેશે એ નક્કી કેમ કહેવાય.

સુસ્મિતા—મ્હે કહ્યું ચંદ્રકાન્તભાઇ તમે મ્હોંયે ચડાવશો તો પછી તે બહુ બોલશે અને વળી સાસરૂં કોણ જાણે કેવું મળશે કે વર કેવો મળશે તો પછી બહુ બોલે તો ત્યાં કેમ નભે. ત્યારે ચંદ્રકાન્તે કહ્યું કે ઇશ્વર કરશે તો સારૂં જ મળશે. તમે ક્યાં જાવ તેવાં છો. કોઇ સારો વર ખોળી કાઢજો ને. આવી રીતે વારંવાર કહેતા અને કોઇવાર તો એમ પણ બોલી ગયેલા કે આપણે જેવાં સ્નેહી છીએ તેવાં સગાં થઈ તો બહુ સારૂં.

કુસુમ—શું ચંદ્રકાન્તે એમ કહ્યું હતું.

સુસ્મિતા—હા તેઓ તો વારંવાર મ્હને આવી રીતે કહ્યા કરે છે.

કુસુમ—ત્યારે તો કહો તો હું ચંદ્રકાન્તને ખાનગીમાં પુછી જોઉં.

સુસ્મિતા—તેમાં કાંઇ હરકત નથી માટે પુછી જોજો અને ચંદ્રકાન્ત હા કહે તો પીતાજીને પણ તરત ખબર લખવી જેથી તેઓને આનંદ થાય.

કુસુમ—વળી આ સાલ ચંદ્રકાન્ત બી. એ. માં પણ પાસ થયો છે એવોહોંશીયાર વર આપણને બીજે મળી શકે તેમ નથી.

સુસ્મિતા—તમે ચંદ્રકાન્તને પુછી જુઓ. જણાય તો ખરુ કે એમનો વિચાર કેવો છે જો તેમની હા હશે તો પિતાજી તો કદીના કહેવાનાં નથી.

કુસુમ—હું જાણું છે પિતાજી જુના વિચારને વળગી રહી વખતે ના પણ કહે.

સુસ્મિતા—ના કહેવાનું શું કારણ.

કુસુમ—ચંદ્રકાન્તનું કુળ સ્હેજ ઓછું તેથી વખતે પિતાજીનો વિચાર ફરે.

સુસ્મિતા—હવે કુળ ક્યાં રહ્યું છે સારા કુળવાનનો છોકરો હોય અને ભણેલો ન હોય અથવા ઘરમાં મનુષ્યો સારાં ન હોય તો પછી કુળને શું કરે માટે જો પિતાજી ના કહેશે તો પણ હું આની પાસે પરાણે માગી લઇને પણ બેનનો વિવાહ ચંદ્રકાન્ત સાથે જરૂર કરાવીશ મ્હેં જ્યારથી ચંદ્રકાન્તને જોયા છે ત્યારથીજ એનને માટે મ્હારા

કરતો હતો. આ અરસામાં સુજ્ઞ સુસ્મિતાને પણ સીમંત આવ્યું અને સીમંત કાર્ય ઉપર રાજનગર જવાનું હોવાથી તેઓ ગયા બાદ સીમંત કાર્ય પણ ઘણા ઉત્સાહથી કરવામાં આવ્યું. વેણીલાલના કુટુંબનો દિવસ હવે ચઢતો થવા માંડ્યો હતો કારણ ચંદુલાલે પણ મેટ્રીકની પરીક્ષા આપી હતી. સુસ્મિતાને પણ ઈશ્વરે પુત્ર આપ્યો હતો તેથી વેણીલાલને હવે વૃદ્ધાવસ્થામાં ઈશ્વરે સુખનો દીવસ દેખાડ્યો હતો અને આ સર્વ સુખનું કારણ પોતાના કુટુંબમાં સંપ તથા પોતાના પુત્રની સુજ્ઞ વધુ સુસ્મિતાનેજ માનતાં સુસ્મિતા હવે સુવાવડમાંથી ઉઠી હતી. અને મુંબાઇથી શેઠાણીના ઉપરાઉપરી પત્ર આવતા હતા તેથી સુસ્મિતા પોતાના નાના બાળકને લઇને મુંબાઇ આવી હતી. કુસુમ ઘણીવાર શેઠને પોતે ઓરડી રાખવા કહેતો પરંતુ તેઓ ત્હેને તેમ કરવાનું ના કહેતાં. સુસ્મિતાનો પુત્ર પણ ગૌર વર્ણનો તેમ શરીરે માંસલ હોવાથી તે સર્વને ઘણો પ્રીય લાગતો હતો. શેઠની નાની છોકરી ચંદ્રીકા તો ત્હેને આખો દીવસ રમાડ્યા કરતી. અને ઘણીવાર સુસ્મિતાને કહેતી કે તમે મુંબાઇથી રાજનગર જશો તો પણ સુરેન્દ્રને તો હું અહીંયાં રાખીશ. આમ સુસ્મિતા તથા કુસુમ પોતાના નાના સુરેન્દ્ર સાથે આનંદમાં દીવસો કાઢતાં હતાં. આ વાતને બે વરસ વીતી ગયાં તે જણાયાં પણ નહી. કુસુમે એમ. એ. એલ. એલ. બી. ની પરીક્ષા પણ આપી તેમાં તે પાસ થયો. અને સર્વને ઘણો આનંદ થયો. પરંતુ ચંદ્રકાન્તને તો અભ્યાસ આટલેથી અટકાવવો પડ્યો હતો કારણ ત્હેનાં માતાપીતા થોડા દિવસને અંતરે પ્લેગથી ગુજરી ગયાં તેથી સર્વ વેપારનો બોજો ત્હેને માથે આવી પડ્યો હતો. પ્રીયંવદા ત્હેના વ્યવહાર રૂપી બોજામાં ભાગ લેતી હતી કારણ ઘરનું સઘળું કામ ત્હેણે ઉપાડી લીધું હતું. પોતે ઉમરે નાની છતાં પોતાની સુજ્ઞ ભાભીની સાથે રેહી કેળવાયલી હોવાથી તે ચંદ્રકાન્તને ઘણી મદદગાર થઈ પડી હતી. ચંદ્રકાન્ત પોતાને આવી પત્ની મળવાથી ભાગ્યશાળી માનતો અને કુસુમ સાથે દીવસો સ્નેહમાં નિર્ગમન કરતો પોતાના પિતાનો વેપાર સારી રીતે ચલાવતો હતો. કુસુમે તો અભ્યાસ જારી રાખ્યો હતો કારણ ત્હેને તો સોલીસીટરનું મહાન પદ મેળવવા ઇચ્છા હતી. વેણીલાલ હવે વૃદ્ધ વયે પહોંચ્યા હતા. તેથી તેમનું શરીર નરમ રહેતું. તેમાં બે દીવસ પુત્ર કુસુમ મુંબાઇ હતો માટે ત્હેને તેડાવવા તેમણે મરજી બતાવી તેથી ચંદુલાલે તાર કર્યો. તાર મળતાંની સાથે કુસુમકાન્ત રાજનગર આવ્યો. સુરેન્દ્રનું શરીર સારૂં નહી હોવાથી સુસ્મિતાને લાચારીથી મુંબાઈ રહેવું પડયું હતું. પરંતુ પોતાના સસરાને મંદવાડ છે અને સાસુજી ઘેર એકલાં છે જાણી ફીકર કરતી હતી પરંતુ એવા બાળકને લઇને જવાય નહિ એવું શેઠાણી વિગેરેનું કહેવું હતું તેથી તેને મુંબાઈમાં રહેવું પડયું હતું કુસુમકાન્ત રાતની ટ્રેનમાં ગયો તે બીજે દીવસે સવારે રાજનગર પહોંચ્યો. પોતે ઘેર આવી જોયું તો પિતાને તાવ પુષ્કળ આવ્યો હતો તથા માથે ગરમી ચઢી જવાથી બેભાન સ્થીતિમાં લવારી કરતા હતા. કુસુમે તરતજ એક નોકરને પોતાના મીત્ર નવીનચંદ્રને તેડવા મોકલ્યો અને પોતે પિતાને માથે બરફ ઘસવા લાગ્યો. થોડીવારમાં નવીનચંદ્ર આવ્યો તેણે કહ્યું કે કાંઈ હરકત નથી ગરમી મગજે ચઢી જવાથી આમ થયું છે માટે ફીકર કરશો નહી. બરફ ઘસવાથી ફાયદો થશે. અને આ તાવ ઉતરવાની દવા છે તે પીવાથી તાવ ઉતરી જશે. સખત તાવ આવવાથી એમને ગભરામણ છે પણ તેની કાંઈ ફીકર નથી.

# વિદ્યાકળા.

## શીખંડ બનાવવાની રીત.

ગ્રીષ્મ ઋતુમાં એટલે ફાગણ સુદથી જ્યેષ્ટ માસ સુધી શીખંડનું-જમણ ગરમીથી ઊકળેલા શરીરને તથા મગજને ઠંડક આપનાર, તેમજ એક અતિ ઊપયોગી ઔષધ સમાન છે; જેમનાથી બની શકે તેઓને ગરમીના દિવસોમાં ક્રમીમાં ક્રમી એક વેગાર શીખંડ જમવા ભલામણ કરવામાં આવે છે. આથી તેઓ પોતાના શરીરને તથા મગજને શાન્તિ આપવા સાથે બીજો પણ કેટલોએક લાભ આપી શકશે.

ખટાશવડે અંદરથી તથા બહારથી સ્વચ્છ કરેલા ( કલઈવાળા પીતળના ) ધાતુ પાત્રમાં ભેંસનું ચોખ્ખું દૂધ લઈ આવવું. પછી તે દૂધને ગળીને એક વાસણમાં ઉકાળવું. લગભગ ચોથા ભાગનું દૂધ બળી જાય એટલે તેને નીચે ઉતારી ઠંડુ પડવા દેવું. પછી ઠંડા પડેલા દૂધને એક નવા ધોએલા મૃતીકા પાત્રમાં ભરવું. નવા મૃતીકાપાત્રમાં ભરવાથી દૂધનું દહીં થતાં માંહે રહેલું પાણી નવું વાસણ જલદી ચૂસી લેશે. કદાપિ નવા વાસણની સવડ ન હોય તો માટીનું જૂનું વાસણ વાપરવું. પણ જૂનું વાસણ ગરમ પાણીથી સારી રીતે ધોએલું , સ્વચ્છ અને વાસ વિનાનું હોવું જોઇએ. ગરમ કરેલું દૂધ ઠંડુ પડયા પછી ઉપર લખ્યા મુજબના માટીના વાસણમાં ભરીને તેમાં બીજાનું થોડું દહીંનું પાણી અથવા થોડી ખાટી છાશ મેળવવી એટલે બીજે દિવસે પ્રાતઃકાળે તેનું ઉત્તમ દહીં થઈ જશે. જે દિવસે શીખંડ બનાવવો હોય તેના અગાઉ દિવસે સહવારમાં કે સાંજે દૂધ લાવી ઉપર પ્રમાણે મેળવવાનું છે. તૈયાર દહીં કપડામાં બાંધી ખીંટીએ અથવા તરઘોડીએ લટકાવવું. અને જ્યાં સુધી પાણી ટપકે ત્યાં સુધી એટલે લગભગ બે પહોર સુધી બાંધી રાખવું અથવા દોરીએ ભરેલા ખાટલા ઉપર સ્વચ્છ ધોળુ વસ્ત્ર પાથરી તેમાં દહીં નાંખી પાણી કાઢી નાખવું. પછી જે દહીં તૈયાર થયું હોય તે જાડી ખાદીના ધોએલા સ્વચ્છ કપડામાં ઘાલી લાકડાની તરઘોડીએ સખ્ત રીતે બાંધી દેવું. જેટલા શેર દહીં તૈયાર થયું હોય અથવા જેટલા શેર દૂધ લીધું હોય તેનાથી લગભગ અર્ધી અર્ધ દળેલી સાકર અથવા શુદ્ધ ( મેલ વિનાની ) ખાંડ દહીં સાથે મેળવી દેવી. એ પ્રમાણે દહીં અને ચોખ્ખી ખાંડ લગભગ પા કલાક સુધી પલળવા દીધા પછી હાથ ઘાલી દહીંને ગાળી નાખવું પછી બશેર દૂધના પ્રમાણમાં બે માસા કેસર લઇ તેને ઉકાળેલા દૂધમાં અથવા દહીંના પાણીમાં ઝીણું વાટીને ગાળેલા શીખંડમાં નાખી દેવું. તથા બસેર દૂધના શીખંડમાં બે રૂપિઆભાર ગુલાબજળ નાખી એક ચમચાવડે સઘળું એકમેક કરી દેવું. જેઓનું શરીર વાયુ વાળું હોય તેમણે અથવા નાણાં સંબંધી જેઓની સ્થીતિ સારી હોય તેઓએ બશેર દૂધના શીખંડમાં એક રતિભાર કસ્તુરી નાખવાથી તેમને શીખંડ વાએડો પડશે નહિં. અને સર્વ રીતે ઉત્તમ પ્રકારનો શીખંડ બનશે.

કેટલાએક લોકો શીખંડમાં કેસર નાખે છે અને કોઇ કોઈ તે ન નાખતાં ધોળો શીખંડ પસંદ કરે છે. વળી કોઇ ઊંચી જાતનાં મીઠાં ઇલાયચી સાફ કરી ખૂબ ઝીણાં વાટીને શીખંડમાં નાખે છે; તો કોઇ બદામ, ચારોળી વગેરે નાખે છે. સ્થાન પરત્વે શીખંડમાં નાખવાના મસાલામાં થોડો ફેરફાર રહે છે તેમજ રસોઇ જમનાર તથા જમાડનાર મુખ્ય માણસની પ્રકૃતિને અનુસરી મશાલો વગેરે નાંખવામાં તથા કૃતિમાં સહજ ફેરફાર થાય છે. આપણા ગુજરાતના મ્હોટા શહેરોમાં પાક શાસ્ત્રના વિષયમાં સુરત એ પ્રથમ પંક્તીએ છે. અને વિશેષે કરી સુરત તથા અમદાવાદ વગેરેના વડનગરા નાગરોની તથા અન્ય ઊંચી કોમની સ્વચ્છ અને કેળવાએલી બ્હેનો તથા અનુભવી માતાઓ આ કાર્યમાં સારી કુશળતા ધરાવે છે. તો સંશય પડતી બાબતનો ખુલાસો તેમનાથી મેળવતાં રસોઇ સુધરવા સંભવ છે. શીખંડ બનાવવાની ઉપરની રીતમાં કાંઈ મહત્વનો ફેરફાર હશે તો આશા છે કે હવે પછી ' સુન્દરી સુબોધ ' ના અંકમાં કોઇ બ્હેન લખી જણાવવા તસ્દી લેશે.

લુણાવાડા. સૌ. કૃષ્ણાગૌરી એચ. રાવળ.

---

# વિવિધ વિહાર.

---

## શ્રીમતી દેવી કાત્યાયની તથા મૈત્રયી.

---

ભગવાન યાજ્ઞવલ્કય રૂપી પરમતત્વવેત્તા ને જ્ઞાનીઓમાં શ્રેષ્ઠપદ પામેલા હતાં. જેણે પોતાની સ્વસત્તાથી યજુર્વેદની નવિન સંહિતા બનાવી હતી તેમને શ્રીમતી કાત્યાયની તથા મૈત્રેયી નામે બે ધર્મપત્ની હતાં તથા ઘણાક શિષ્ય તથા શિષ્યા તેમના પવિત્ર આશ્રમનો આશ્રય લેતાં હતાં. તેમજ મિથીલાના મહારાજ જનકના તે પરમ ગુરૂ હતા. શ્રી કાત્યાયની મ્હોટાં હોવાથી આશ્રમ અતિથિ અગ્નિહોત્ર હવ્ય વીગરેની સંભાળ રાખતાં તથા મૈત્રેયી તેમના તથા પતિના બતાવ્યા મુજબ કામ કાજ કરતાં એક વ્યવહારકુશળ હતાં. તો બીજાનું મન વીરક્ત હતું. પણ બંને પતિવ્રતા હતાં. રૂષીરાજ પણ ઘણાક દિવસથી સંસારત્યાગ કરી સંન્યાસ લેવા વીચાર કરતા પણ મહારાજ જનકના તથા કેટલાક શિષ્યોના આગ્રહથી ન લઈ શકતા. મહારાજ જનકની સભામાં બીજા પણ ઘણા વેદવાદીઓ હતા, ને ત્યાં અહોનીશ વેદ વાદ ચાલ્યા કરતો. એક દીવસ જ્યારે ભગવાન યાજ્ઞવલ્કય પધાર્યા ને જનકે નિત્ય પ્રમાણે પુજન વીગરે કર્યું, તે પછી કોઇ પ્રતિપક્ષીએ મહારાજ જનકને કહ્યું કે યાજ્ઞવલ્કય તો માત્ર શબ્દમાંજ જ્ઞાન બતાવે છે પણ કાંઇ તે ખરૂં જ્ઞાન રાખતા નથી, ને સંસારમાંજ વાસના રાખે છે. વૈરાગ્ય વર્ણવવો સ્હેલો છે પણ ત્યાગ દુર્લભ છે. જો તે વાસનાથી રહિત હોય તો કરી બતાવે. આથી યાજ્ઞવલ્કયે આશ્રમમાં આવી સત્વર સંન્યાસ લેવા નિશ્ચય કર્યો. પોતાના ત્યાગ પછી કોઈ પણ જાતનો વાંધો કે તકરારન ઉઠે માટે તેમણે પોતાની

બંને ધર્મપત્નીને બોલાવી પોતાનો સંન્યાસ લેવાનો સંકલ્પ જણાવી દીધો તથા પોતાની સંપત્તિના સમાન ભાગ પાડી બન્ને સ્ત્રીઓને આપવા જણાવ્યું. પણ આ વખતે તેમની ન્હાની સ્ત્રી દેવી મૈત્રેયીએ જરા પણ દ્રવ્ય પોતાના ભાગમાં લેવા ના પાડી. મુનિએ તેમને ઘણું કહ્યું કે માત્ર પોષણ વાસ્તે દ્રવ્ય રાખો કેમકે સ્ત્રીને ભિક્ષા માગવી તે નિષેધ છે: માટે થોડું દ્રવ્ય રાખો. પણ તેમણે તો તરત જવાબ આપ્યો કે ભગવાન આપ શું સાધન લઇ પધારો છો ? હું પણ આપની માફક વનફળ વિગરેથી દેહ નિભાવીશ પણ સ્ત્રીને નિષેધ કરેલો ભિક્ષા માર્ગ કે સંસારમાં લોભ વૃત્તિ ઉત્પન્ન કરનાર દ્રવ્ય લઈશ નહી માટે આપ મને ક્ષમા કરો, ને એ બધો વિભાગ દેવી કાત્યાયનીનેજ આપો. આવી તેની વૈરાગ્ય તથા જ્ઞાનયુક્ત બુદ્ધિથી રૂષી મહારાજ ઘણા પ્રસન્ન થયા. એક દિવસ એકાંતમાં જપ કરી સ્વસ્થચિત્તથી બેઠેલા તે મુનિયે પોતાનીજ સેવામાં સર્વસ્વવૃત્તિવાળી મૈત્રેયીને પુછ્યું કે, "ભદ્રે, તું મારી પાસે કાંઈ માગ્ય. હું તારૂં શું શ્રેય કરૂં ? તે મને જણાવ." આવા સ્નેહ પુર્ણ વચન સાંભળી મૈત્રેયી નમન કરીને બોલ્યાં કે ભગવન્, જો આપ દાસી ઉપર પ્રસન્ન થયા હો તો આપની પાસે જે બ્રહ્મવિદ્યારૂપી જ્ઞાન દ્રવ્ય છે તે મને આપો, જેથી હું માયામય દુસ્તર સંસાર તરી જાઉં. સત્સંગ સાત પગલામાં પણ મુક્તિ અપાવે છે; મેં તો આપ કૃપાવંતની સર્વભાવથી ચરણની સેવા કરી છે, મને તત્ત્વમસિ એ વાક્યનો અર્થ સમજાવો જેથી હું પણ આપના માર્ગે ચાલી પરમપદ પામું. આ માગણીથી મુનિ ઘણાજ ખુશીજ થયા તથા મૈત્રેયીને હજારો ધન્યવાદ આપીને કહ્યું કે બ્રહ્મવિદ્યા જો કે અધિકાર વિના અપાતી નથી પણ તું પુર્ણ અધિકારી છે તે હું જાણું છું પણ દેવી તારે પ્રથમ વાણીનો મનનો તથા દેહનો દંડ ધારણ કરવો પડશે. મૌન્ય રહેવું એ વાણીનો દંડ છે. પ્રચ્છાનો ત્યાગ કરવો, મન ઇશ્વરમાંજ રાખવું એ મનનો દંડ છે. સુખ દુઃખાદિ સહન કરી વ્રત નીયમ પાળવા તે દેહનો દંડ છે. મૈત્રેયીએ "સારૂં" કહ્યું, તેથી તેમને ઉત્તમ સમગ્રજ્ઞાન બ્રહ્મવિદ્યા આપી. અધ્યાત્મ બોધ આપી સંતુષ્ટ કર્યાં તથા સમગ્ર દ્રવ્ય સંપત્તિ તથા સંતતિ દેવીકાત્યાયનીને આપી રજા લઈ પોતે આત્માના સર્વ ભૂતોનાં ભૂતેશ પરમાત્મને શરણે જઈ સંન્યાસ ધારણ કર્યો. દેવી મૈત્રેયી પતિ પાસેથી ઉત્તમ જ્ઞાન પામી પરમપદ પામ્યાં. દેવીકાત્યાયની તથા મૈત્રેયીમાંથી શ્રેષ્ટ પદાર્થ મૈત્રેયીને મળ્યો હતો, પણ તેથી શ્રી કાત્યાયની કાંઈ ઓછાં જ્ઞાની નહોતાં, પણ એકમાં વ્યવહારબુદ્ધિ વિશેષ હતી ને બીજીમાં વૈરાગ્યબુદ્ધિ પ્રધાન હતી. પણ પતિવ્રતમાં બંન્ને સમાન હતાં. મ્હારી સુજ્ઞ બ્હેનો પણ દેવીમૈત્રેયીની માફક પોતાના પતિ પાસે વિદ્યા જ્ઞાનરૂપી દ્રવ્ય પોતાની શક્તિ પ્રમાણે સંપાદન કરી સુનું રૂપું વસ્ત્ર વિગેરેમાં સમાન બુદ્ધિ રાખી સંતોષથી પોતાનું તથા કુટુંબનું જનઉપયોગી કાર્ય કરી ક્યારે પરમ લાભ મેળવશે ? બ્હેનો, આ૫ણાથી બનતો પ્રયાસ જ્ઞાન મેળવવા કરવો જોઇએ.

આવી અધમદશાં આપણે ભોગવ્યાજ કરવી ? કહેનારા કહે જાઓ, આપણે તો જે કરતાં હઈશું તેજ કરવાનાં. મારા મત પ્રમાણે આપણે જમી પરવારીને વનિતાવિશ્રામ જેવા સ્થળમાં એકઠાં થવું. ને ત્યાં ન્યુસપેપરો, ચોપડીએ વાંચવી, કોઈક દિવસે સારી ભ-ણેલી સ્ત્રીઓની પાસેથી ભાષણ સાંભળવા અથવા તો તેઓની પાસેથી રામાયણ-મહાભારત વિગેરેની આખ્યાઈકાઓ સાંભળવી. અથવાતો આપણે તેઓની પાસેથી હરદાસની માફક કથાઓ કહેવાતી સાંભળવી, કથા સાંભળવી મને બહુ ગમે છે, પણ તે ઘણે ભાગે સ્ત્રીઓના મુખથી કહેવાતી તે મારા મત પ્રમાણે વધારે અસર કરી શકે. વ્યાસ કથા કહેનારા ઘણા છે. પણ તેઓ કથાનું રહસ્ય કહેવાને બદલે અમથા તડાકા હાંકે છે. તે ગપ્પાં મારે છે, એટલે સ્ત્રીઓ પુરાણોનું રહસ્ય સમજી શકતી નથી તેનું કારણ કે રહસ્ય સ્ત્રીઓ સ્ત્રીઓમાં ને પુરૂષો પુરૂષોમાં સારી રીતે દર્શાવી શકે છે. તેથી આપણી મર્યાદા સચવાય છે. એ કારણ કેટલાક પૂરાણીઓ જુદા અને મર્યાદાહીન ગપ્પાં ચલાવે છે.

ત્યારે મારૂં કહેવાનું એ છે કે વ્યાસોની કથા કરતાં કોઈ પણ સ્ત્રીના મુખથી જો કથાઓ કહેવાયતો આપણને લાભ સારો થાય. આ પ્રમાણે બે એક કલાક જ્ઞાન સાથે ગમ્મત લીધા બાદ આપણે સ્હાંજના ફરવા જવાની જરૂર છે. દેવ મંદીર ગામમાં હોય તેના કરતાં નદી કાંઠે કે તળાવ ઉપર હોયતો વધારે રમણીય લાગે છે. એવા કોઈ મંદી-રમાં જઈને શાંત કુદરતની ખુબી નીહાળતાં આપણને કસરતની સાથે આનંદ મળે છે. વળી તે સમયમાં જો કોઇ ગરીબો અનાથ લોક નજરે પડેતો તેમને દાન આપવું, અપંગ, અનાથલોકને, દાન આપવાનું પુણ્ય છે. સશકત માણસોને દાન આપવાથી આપણે આળ-સનો વધારો કરીયે છીયે ને લોકોને નિરૂદ્યમી બનાવીએ છીયે સ્ત્રીઓની કલબ, અગર સંસ્થાઓમાં, શેતરંજ-બાજી-ગંજીફા-વિગેરેની નિર્દોષ રમતો પણ દાખલ કરવી. કારણ એકલાં ભાષણોથી-અથવા ડાહીડાહી વાતો સાંભળવાથી કેટલીકવાર મન કંટાળે છે. પીંક-પોંકની રમત અથવા એવી ન્હાની નિર્દોષ રમત પણ આપણને વધારે આનંદ આપશે.

ઉપર પ્રમાણે જે મેં કહ્યું તે ગૃહિણીઓના સમયનો ઉપયોગ શી રીતે કરવો તેવિષે કહ્યું અથવા તો ગૃહકાર્યથી કંટાળેલી સ્ત્રીઓને આરામ શી રીતે મળે તે વિષે કહ્યું. પણ કેટલીક સ્ત્રીઓ જેમને ભરવા ગુંથવાનું જ્ઞાન મેળવવું હોય અથવા તો ચિત્રકળાનું કામ કરવું હોય, અગર તો સંગીત શીખવવું હોય તેમને માટે પણ બપોરનો એથી ચાર વાગ્યાનો વખત ઉપયોગમાં લેવાનો છે. મને દીલગીરી એ થાય છે કે આપણને પુરૂષો કર તાં નવરાશ વધારે મળે છે, છતાં આપણે મળેલી તકનો સારો ઉપયોગ કરતાં નથી,અને જ્યારે કોઇ પૂછે છે કે કેમ કાંઇ કરતાં નથી, ત્યારે જવાબ દઇએ છીયેકે ઘડીની ફુરસદ મળતી નથી. આમ આપણું આયુષ્ય ચાલ્યું જાય છે, ન્હાનપણથી યુવાવસ્થામાં આવીએ છીયે, ગયેલા દીવસો પાછા આવતા નથી, કાળ છે તે તેનું કર્મ કર્યે જાય છે, પૈસો છે તે આજ છે ને કાલ નથી, માટે વખતનો સારો ઉપયોગ નહિ કરીયે તો આપણને પસ્તાવું પડશે. માણસનું જીવન રથ જેવું છે, એ રથને બે પૈડાં છે, એ બે પૈડાંમાં એક રબરટાયરની ગાડી જેવુ હોય છે ને બીજું ગાડાના પૈડા જેવું હોય તો તે રથ શી રીતે

ચાલી શકે ? તેવીજ રીતે પુરૂષો રબરટાયરના પૈડાંની માફક ભણેલા વિદ્વાન હોયને આપણે ગાડાની પૈડાની માફક ભારે અજ્ઞાન હઇએ, તો સંસાર ચક્ર શી રીતે નભે ?

હાલ નભે છે એમ તો નભે જાય, આપણી વાત પુરૂષો ન જાણે, પુરૂષોની વાત આપણે ન જાણીયે, પણ એક બીજાના દુઃખમાં કે સુખમાં ભાગ ન લઈ શકીયે તો પછી જીવનમિત્ર શી રીતે થઈ શકીયે ? દરેક સુધરેલા દેશો ભણી નજર કરશો તો ત્યાંની સ્ત્રીઓ કેળવાયલીજ હોય છે; આપણો દેશ જ્યારે ઉન્નત હતો ત્યારે બધાં કેળવાયલાં હતાં, હાલ-યુરોપ-અમેરીકા જાપાન ભણી નજર કરો તો ત્યાં સ્ત્રીઓ કેળવાયલીજ છે, ને તેથી તેઓ આગળ વધ્યાં છે. જાપાનમાં વિપત્તિ વખતે સ્ત્રીઓ પોતાના ઘરેણાં પોતાના પતિને ઉપયોગ સારૂ આપતી, આપણા દેશમાં એવી કોકજ સ્ત્રી મળશે કે જે પોતાનું ઘરેણું પતિને દેવું થયું હશે તે વાળવા આપશે.

આપણામાં એક કહેવત છે કે, મા જુવે આવતો ને વહુ જુવે લાવતો, આ કહેવત માતૃસ્નેહ બાદ કરતાં સ્ત્રીઓની અધમદશા શું નથી સૂચવતી ? સન્નારીઓ! મેં તમારી પાસે આપણા નવરાશના વખતનો શી રીતે ઉપયોગ કરવો તે વિષે બે બોલ કહ્યા છે, તેમાં મેં ગૃહિણી સંબંધીજ કહ્યા છે, કુંવારી છોકરીઓએ અને વિધવાઓએ વખતનો શી રીતે ઉપયોગ કરવો તે વિષય ચર્ચું તો બહુ વખત થઇ જાય અને આપણામાંના કેટલાકને કંટાળો આવે, માટે તેને માટે વળી કોઇક વખતે વીવેચન કરીશ. આ ભાષણમાં ઘણી ખામીઓ હશે, કારણ મારામાં ઘણુંજ થોડું જ્ઞાન છે.

છેવટમાં મારે એટલી વિનંતી કરવાની છે કે રૂક્ષ્મણી બ્હેન તથા સુલોચના બ્હેનના પ્રયાસથી અહિં વનિતાવિશ્રામ સ્થાપ્યું છે જેમાં આપણે ધારીશું તો આપણા વખતનો સારો ઉપયોગ કરી શકીશું. આવા સ્થળમાં વખત ગાળવાથી આપણને જ્ઞાન સાથે ગમ્મત મળશે, ને આપણે નિન્દા કરતાં અટકીશું. અને આપણા વિષે કહેવાતી કહેવત કે "ચાર મળે ચોટલા, સાં ભાંગે ઓટલા," તે કેટલેક અંશે ખોટી પાડીશું.

બ્હેનો કંઈ અઘટિત બોલાયું હોય તો ક્ષમા કરશો. હવે હું મારો નિબંધ બંધ કરવા રજા લઈ બેસી જાઉં છું.

સૌ. અરવિન્દા.

## બાલલેખ.

૧

ઈ. સ......ના સૈકામાં પંત પોતાનાં વહાલાં કલાવતીને સાથે લેઈ હિંદુસ્તાનમાં ત્રા કરવા નીકળ્યા. યાત્રાએ જતાં રસ્તામાં પંતના મનમાં વિચાર આવ્યો કે પૈસા તો સે ઉજ પણ આ કાચી કાયાનો ભરોસો નથી. હજી વર્ષ તો મને પંચોતેરજ થયાંછે. ને ( કલાવતીને ) લગભગ પચાસ વર્ષ થયાં હશે તે કંઇ બહુ કહેવાય નહિ. પણ રો વિચાર હિંદુસ્તાનની પ્રદક્ષિણા ફરવાનો છે, ને બાકીનો પૈસો પરમાર્થ કામે વાપ઼ા છે. તે માટે સારૂ મુહુર્ત જોઈ મથુરાંથી જઇએ. તે વિચાર તેમણે કલાવતીને જણા઼ા. પણ કલાવતીનામાં નામ પ્રમાણે ગુણ નહોતા તેથી તેણે તેમને કહ્યું જે જો તમારે ાર્થ કામ કરવું હોય તો પ્રથમ મને મારી નાખો ને પછી પરમાર્થ કામ કરો. મારે ૨ પૈસા ઉરાડવાના નથી. તમે તો ઉંધું વાળવા બેઠા છો. તેમ કરતાં એ વિચાર હોય ર્ધ ભાગ મને લખી આપો ને બાકીનામાંથી અર્ધ માશ ભાઇને આપો ને પછી જે ાગ રહે તેમાંથી પરમાર્થ કર્યા કરજો. ને ખૂટે તો ભીખ માગીને પણ પરમાર્થ કરજો. મારી પાસે જો કોડી પણ લેવા આવશો તો હું આપવાની નથી. તે બાબતની ચોખ્ખી જ પછી તમે ક્યાં પડયા છો સડી ગયા કે સારા છો તેની પણ હું સંભાળ લેવાની ી. પરમાર્થનો વિચાર હોય તો અત્યારથીજ ગાડીમાંથી ઉતરી પડો. કેમ કંઇ બોલતા ી ? વાયુ તો થયો નથી ને ? કે કોઇને ઘેરથી દારૂ પીધો છે ? બિચારા પંત તો ક પ્રશ્નના આટલા બધા જવાબ સાંભળી આશ્ચર્ય પામ્યા ને જ્યારે ગાડીમાંથી ઉતરી ાનું સાંભળ્યું ત્યારે તો બેશુદ્ધ થઇ જાણે સૂર્યનારાયણને અર્ઘ્ય આપતા હોય તેવી તે પડયા.

'જ્યોતિર્મયી.'*

૨

ગઝલ.

સુણો ગુજરાતના રે'નાર, કહું સુણજો ધરી મનમાંય,
તમારૂં શુભ મનાવું છું, વિવેકે હું કહાવું છું.
નિરૂદ્યમતા સકળ છાઈ, પરતંત્ર થયાજ છો ભાઇ;
અરે શું આમ સુતા છો, બહુ નિંદ માંહ્ય ઉંઘો છો.
બીજાના દેશને માટે, કરો શીદ કાળજી સાટે;
છતાં નેત્રે બન્યા અંધા, વિદ્યા ઉપયોગ કરો મૂર્ખા;
ભણીને શું તમે કીધું, ઘણું દુઃખ દેશને દીધું;
અરે, ઓ ઇશ વિનંતીએ, સ્વતંત્ર થવા આમે ઇછીએ.

'જ્યોતિર્મયી'

* બ્હેન જ્યોતિર્મયીનું વય ૧૩ વર્ષનું અને ત્હેમનો અભ્યાસ ગુજરાતી પાંચમી સુધીનો છે, મ જણાવવામાં આવ્યું છે.

—શ. જે. ( બન્ધુસમાજ )

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્વિલાસોની ઉર્મિયોમાં પોતાનાં હૃદયતરંગ મેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, "અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૬ ઠું. ] ઈ. સ. ૧૯૦૯ માર્ચ:—ચૈત્ર, વિ. સં. ૧૯૬૫. [ અંક ૭ મો.

## ज्ञानसुगन्ध.

स्त्रीओ समस्त जगत्नी उत्पत्तिनुं, उद्धारनुं मुख्य साधन छे. स्त्री, पुत्री रूपे, वहुरूपे, मातारूपे, घरनी, कुटुंबनी जनसमाजनी एक मोटामां मोटी आशा छे. भविष्यनी प्रजानी माता तरीके, स्त्रीओ पुरुषो करतां वधारे सन्मानपात्र छे. तेओ देशनी सर्वथा वधारे अगत्यनी, वधारे महत्वनी संपत्ति छे. पुत्री तरीके, वधू तरीके, माता तरीके स्त्रीमां स्वाभाविक रीते एवी दिव्य, एवी उपयोगी शक्तिओ रहेली छे के, पुरुष वर्ग, प्रमाणिकताथी न्यायपूर्वक, तेमना स्वातंत्र्यनो, तेमना कल्याणनो, विचार तेमनी दृष्टि आगळ राखी ते सद्गुणो अने शक्तिओने वधारे विस्तृत, वधारे बळवान करवाने प्रयत्न करे तो घरना, कुटुंबना, जनसमाजना अनेक क्लेश दूर थई जगत् वधारे बळवान, वधारे उन्नत, वधारे सुखी-स्वर्गसमान बने. जगत्मां महान् पुरुषो, महान् सन्नारीओ, महान् प्रजाओ उत्पन्न थवानो, तैयार थवानो मुख्य आधार स्त्रीओ उपर रहेलो छे, माटे स्त्रीओनुं तेमनी दरेक स्थितिमां संरक्षण करवुं, तेमने सन्मान आपवुं, तेमना कर्तव्यमां योग्य स्वातंत्र्य आपवुं, तेमने सर्वदा प्रसन्न राखवी, ए पुरुषोना धर्म छे, अने ते धर्मपालनमां तेमनुं कल्याण रहेलुं छे

रा. डाह्याभाइकृत "संसारमां स्त्रीनीपदवी."

# કાવ્યકુંજ.

## કુમારિકા.

(સોનેટ)

તુજ વદન છે તેવું બાલા! ગુલાબી સદા રહો.
તુજ અધરથી મીઠી મીઠી સુવાસ સદા વહો.
નરી સરળતા ત્હારે નેત્રે સદાય, સખી! રહો.
તુજ વચનમાં મીઠું મીઠું સદાય સુધા ઝરો.
નવ હરિણ શાં ત્હારાં ન્હાનાં, સખી! પગલાં જશે
શુભ નીતિ તણે સીધે માર્ગે, પ્રભુ ઉરમાં વસો.
લલિત કરથી ત્હારા બાલે! સુકર્મ સદા થજો.
હૃદય હમણાં જેવું તેવું વિશુદ્ધ સદા હજો.
મલિન જગના ઝેરી વાયુ ત્હને નહિં લાગજો.
પ્રભુકરતણી છાયા, બાલે! સદાય તને હજો.
અમરપુલશું ત્હારૂં મીઠું સુધામય જે મુખ
નિજ શુચિ થકી ધોશે ન્હારૂં અતિ જડ જે ઉર.
જહિં જહિં શુભે! ત્હારાં મોઘાં અતિ પગલાં જશે
તહિં તહિં સદા વાસો શાન્તિ અને સુખનો થશે.

—નર્મદાશંકર બાળાશંકર.

## વિરહી મુગ્ધા.

શિખરિણી.

સમી સાંજે જ્યારે. સરવર જળે શાંતિ પ્રસરી;
અને ઉદ્યાનોમાં, તરૂવર રહ્યાં છે ય લળકી;
મીઠાં બોલાં પંખી, મૃદુરવ કરે શ્રાંત શ્રમથી;
વહે વાયુ ધીમો, સુરભિ ભર થૈ પુષ્પ પરથી.

શાર્દૂલ વિક્રિડીત.

બાળા એક શિલા પરે વિનયની દેવી સમી દીપતી;
બેઠી છે મુખ ટેકવી કરથકી વિચારમાં લીન થૈ;

નેત્રો તો જળથી ભિજાઇ કમલિનીનાં સમાં લાગતાં;
વર્ષા મૌક્તિક જેમ બિંદુ જળનાં બે એય વર્ષાવતાં.

અનુષ્ટુપ

એવે શ્વાસ ભર્યું આવી, ઉભું એક હરિણ ત્યાં;
આઘું પાછું જુએ આંખ્યે, ફેરવીને વળી વળી.

મંદાક્રાંતા

બાળાએ તો હરિણ નિરખી અશ્રુ બે પાડી લીધાં;
નિશ્વાસો એ દુઃખદ દિલથી નાખતાં નાખી દીધા;
ધીમે બોલી "ગરીબ મૃગલા ! આવ્ય ઓ બાપલા તું ?"
ને જોતી કેં ચકિત નયને મૂખ એ રાંકડાનું.

અનુષ્ટુપ

હતું મૃગે સુનું તેથી, ભાવ લાવી કને ગયું;
વિખૂટું નિજ ભર્તાથી, વ્હાલરૂં સુણતાં થયું.
એજ દુખે દુખી બાળી, બાલિકા હૃદયે ચસે,
પ્રીત દુઃખે દુખાએલી. હાર્દે મૃગલીને કહે.

શિખરિણી

સખી જાણી બેહું, મૃગ પણ અવિશ્વાસ વમતું;
અને તે બાળાને, સરળ હૃદયે સ્હેજ ગમતું,
વદે હૈયું ખોલી "હૃદય ઠલવું બાપ સુણ તું;
અને થોડું કે'જે હૃદય દુઃખ તું જે તુજ થતું.

હરિગીત

બાળા સજળ નેત્રે વદે મૃગ સજળ નેત્રે સાંભળે,
ના બાલિકા મૃગ એક પણ જોતું પરસ્પર આ પળે;
જ્યા પ્રેમની આતુરતામય હૃદયથી હૃદયો મળે,
તે ચાતકો અધિરાં તણી તો દેવ પણ ઝાંખી કરે.

વસંતતિલકા

"હા તેજ રમ્ય ભુવને પ્રિત સેર છૂટી !
ને તેજ બાગ બગીચે બહુ લ્હેર લૂટી !
જો એજ હર્મ્યતલ ચંદ્રક નિર્ખવાની !

લ્હોયે અરે-પણ મનોજ્ઞ રસજ્ઞ માળી!

હા એજ ચંદ્ર મુજથી સરખાયલો જે!
હા તેજ હાર હૃદયે સરકાયલો જે!
તું તેજ છે મૃગલી નાથ તણી નમેલી!
ક્યાં છે અરે પણ અરે મુજ નાથ કે'ની!

આ ગાલચો કુદરતી પિયુને ગમેલો!
આ તેજ છે કર પિયુ કરમાં રમેલો!
તે તેજ ચોપટ પતિ રમતા કળાથી!
હા આજ તો પિયુ વિના થઈછું ઉદાસી!

છે રે સખિ! તુજ હૃદે દુઃખ આવું કે શું?
કે' બેનડી નવ રખે શરમાઈ જાતું!
ઉંચું નિહાળી નવ તે નિરખી શકે છે!
દેખે પ્રવાસી પિયુડો તવ એકલો તે!

કોઇ ન બોલે!
કોઇ ન હાલે!
હૃદયે હૃદયો,
બેઉ નિહાળે!

ઉપજાતિ વૃત્ત.

એવે ગતિથી મૃગલી ધસંતી!
ને બાળિકા નેત્ર જળે ભરંતી!
નેત્ર છબી તે પિયુની સ્મરંતી!
છે એ રડંતી પળમાં હસંતી!

અ

શિલા તેજ પરે ત્યાં છે, બાલિકા સ્વપને પડી;
"બંસરી પિયુની બાજે, ઉત્સંગે મુજને ધરી."
હર્ષથી અશ્રુ પાડે એ, હસંતી મનમાં લવે,
"હો પ્રભો! સ્વપ્નામાંથી આ, કદાપી ન જગાડતો.

—મણીલાલ મોહનલાલ વકીલ.

## પાતિવ્રત્ય.

સાચો પતિવ્રત તણો સમજી સુધર્મ,
સેવા પતિની કરવી ધરી પૂર્ણ પ્રેમ !
નીતિથી ચાલી, પતિને પરમેશ જાણી—
આરાધના કરવી સર્વ પ્રકાર, શાણી !

પ્રીતિથી વાણી વદવી મ રી સદાયે,
ને, નમ્રતા ન તજવી કહિયે જરીએ !
ઈચ્છાનુસાર વરતી પતિનીજ નિત્યે,
સંતોષ માની જ રહેવું હમેશ ચિત્તે !

ઈચ્છા પતિહ્રુદયની નિજ એજ ઇચ્છા !
ઇચ્છાની હોવી ઘટતી કદિ ભિન્નતા ના !
એવું સદા હ્રુદયઐક્ય ઘટેજ હોવું,
ને, પાતિવ્રત્ય પણ એજ ખરૂં કહેવું !

સંલગ્ન થાય જ શરીર સદાય સોનાં,
થાતાં છતાં હ્રુદયલગ્ન અરે ! કદી ના !
એ લગ્નયોગ રચવો જ સદાય સ્નેહે;
કર્ત્તવ્ય, ધર્મ અથવા વ્રત એ ગણાયે !

પ્રીતિ થકી હ્રુદયપ્રીતિજ પૂર્ણ લેવી !
ને, સ્થાપવી હ્રુદયવૃત્તિ પુનીત એવી !
ભક્તિ અનન્ય પતિની જ કરી રહેવું
જીવિત તેથી સફલિત નકી થવાનું !

ઈચ્છા સદાય સહવાસની ચિત્ત હોયે,
દેખી પતિવદન ચિત્ત સહર્ષ થાયે !
જામે અભેદ જ પૂરો ઉરમાંહી જ્યારે
આનન્દ સાધ વ્રત ઉત્તમ આ સધાયે !

એથી ન શ્રેય વ્રત વા વિધિ કોઇએ છે,
એથી ન શ્રેયપથ અન્ય પ્રતીત થાશે !
એ પાતિવ્રત્ય પથમાં પળજે, સખિ! તું !
કલ્યાણ હો ! સુખદ આશિષ એજ આપું

બન્ને બ્હેનોની પૂર્વકથા ઘણીજ હૃદયવિદારક, મર્મસ્પર્શી હતી. વસન્તના પ્રથમ કોકિલના ઓચિંતા કુહુતાનથી જગત્ મુખરિત થાય અને વનભુમીમાં ફુલ ફુટે, તેમ યૌ-વનના પ્રથમ પ્રભાતમાં લિલિના અંતરમાં પ્રેમફુલ વિકસિત થયું હતું, પ્રણયના મધુર ગુંજનથી તેનું હૃદય ધ્વનિત થયું હતું.

પ્રણયી-પ્રણયિની સ્વપ્ન સુખમાં સમય અતિવાહિત કરતાં હતાં. લગ્નની સઘળી તૈયારી ઓ થઈ ચુકી હતી; ફકત ત્રણજ દિવસ પછી બન્નેનાં હૃદય વિવાહ-સુત્રથી બંધાવાનાં હતાં. એવામાં એચિન્તુ આ શું ? વસન્તના નિર્મળ આકાશમાં એકાએક વજ્રઘાત શાનો ? સુખના પ્રથમ પ્રભાતમાં અણચિંતવ્યો અંધકાર શો ? નિષ્ઠુર અદૃષ્ટનો આ કેવો તીવ્ર ઉપહાસ !

લગ્નને ફકત ત્રણજ દિવસ બાકી છે, એવામાં લિલિનો પ્રણયી હેનૂરી એકાએક મરણ પામ્યો.

યુવતીનું હૃદય ખંડિત થયું, આશા ચુર્ણવિચુર્ણ થઇ, હતાશા તેના ભગ્ન હૃદયની અધિવાસિની થઇ.

યુવતીએ પ્રતિજ્ઞા કરી કે, હવે લગ્ન ન કરવાં. વિધવાનાં કાળાં વસ્ત્રોથી અનુપમેવ [illegible] આવૃત કર્યું.

એક દિવસ તેની ન્હાની બ્હેન, પંદર વરસની બાલિકા મિલિ, બ્હેનને કંઠે વળગીને કહેવા લાગી, "બ્હેન, તું પરણીશ નહિ ? ચિરકાળ એકલીજ રહીશ ? હું પણ કદી નહિં પરણું. તને છોડીને હું પણ કંહિ નહિં જઉં."

બાલિકાનો આવો અસિમ સ્નેહ જોઇને લિલિનું હૃદય ભરાઇ આવ્યું, પણ બા-લિકાની પ્રતિજ્ઞા વિશે તેને સ્હેજ પણ વિશ્વાસ ન આવ્યો.

બાલિકા મિથ્યાવાદિની ન હતી. તેણે પોતાની પ્રતિજ્ઞા પાળી પિતા માતાના આગ્ર-હોને ન ગણકારીને અને મ્હોટી બ્હેનના અનુરોધને પણ ન ગણીને તે સદા અવિવાહીતજ રહી. કેટલાય સુંદર જુવાનો વ્યર્થમનોરથ બનીને પાછા ગયા, કેટલાક વિરશ્રેષ્ઠ બળશાળી પુરૂષો ભગ્નહૃદયે ઘેર વળ્યા. પણ મિલિની પ્રતિજ્ઞા ન તુટી. તેણે લગ્ન નજ કર્યાં.

તેજ દિવસથી તેઓ કદિ પણ જુદાં પડયાં નહિં. તેઓ સાથેજ જમતાં, સાથેજ ફરતાં અને સાથેજ સુતાં. તેઓ જાણે એક ડાંખળી પર બે ફુલ ફુટયાં હતાં.

લિલિ કરતાં મિલિને જરા વધારે ખેદ જણાતો. લિલિ કેટલાયે પ્રયત્ન કરતી, કેટ-લીએ કોશિસો કરતી પણ-કશાથી પણ બ્હેનનું એ વિષાદચિકત સુંદર મ્હોં આનંદીફુલ ન થતું. અંતરની કેવી એક અસહ્ય વેદનાએ, કેવી એક તીવ્ર જ્વાલાએ તેના જીવનની સુખ શાન્તિ હરણ કરી હતી, તેનું શરીર મન ભાંગી ગયાં હતાં. યૌવનની પ્રાન્તસિમા ઓળંગતાંજ તેનું શરીર ભાંગી ગયું હતું. માથાના વાળ ધોળા થઈ ગયા હતા, ચામડી શિથિલ થવા લાગી હતી અને શરીર ક્ષીણ અને જરાગ્રસ્ત થયું હતું. લિલિ મ્હોટી છતાં પણ તે દેખાવમાં મિલિ[illegible] [illegible] હતી.

આજ મિલિની જીવનલીલા સંપૂર્ણ થવા આવી છે. ગઈ રાતથીજ તેનાથી બોલાતું નથી. આજ સ્હવારે ત્હેણે બ્હેનને ક્ષીણ જડિત ભાષામાં કહ્યું હતું, " બ્હેન, હવે મ્હને વાર નથી. પુરોહિતને બોલાવા મોકલ. "

લિલિ દુઃખિત ચિત્તે, વ્યાકુળ હૃદયે રોતી હતી. ત્હેમાં જીવનની, સ્નેહની, હેતની જે કંઈ સામગ્રી હતી તે, આજ અભાગી મોત કાઢી લે છે. આજ નિષ્ઠુર દૈવ ત્હેનું એકમાત્ર હૃદયનું ધન, અંચલનો નિધિ, જીવનની સહચરી મિલિનું હરણ કરવા આવ્યો છે. વિવશા, જ્ઞાનહારા થઈને તે રૂદન કરે છે.

સમીપમાં પગલાં સંભળાયાં. ધર્મયાજક ઘરમાં આવ્યા. ધર્મયાજકને જોઇને મિલિ કંપતી કંપતી શય્યામાંથી બેઠી થઈ. ધર્મયાજક ઉચ્ચાસન પર વિરાજ્યા અને ધીમેથી કહ્યું, "વત્સે ! ઇશ્વર ત્હને ક્ષમા આપશે. સમય આવી લાગ્યો છે. તું નિર્ભયપણે ત્હારા મનોભાવ વ્યકત કર. "

મિલિનો દેહ થરથર કંપતો હતો. કંપિત શરીરે અસ્ફુટ સ્વરે તે બોલી, "બ્હેન, ઉઠ-બેઠી થા-સાંભળ. "

લિલિ મહા કષ્ટે આંસુ ખાળતી બેઠી થઈ. મિલિ ધીરે ધીરે થડકતી થડકતી બોલવા લાગી-"બ્હેન,-બ્હેન-ક્ષમા કરજે, મ્હને માફ કરજે. "

લિલિ રૂંધાયલે કંઠે બોલી, "મિલિ, બ્હેન-ત્હને મ્હારે ક્ષમા આપવાની ? શાને માટે ? જીવનમાં ત્હેં તો કદિ મ્હારા પ્રત્યે અન્યાયાચરણ નથી આદર્યું. ત્હેં મ્હારે માટે આત્મ-સુખ વિસર્જ્યું છે, મ્હારે માટે ત્હેં ચિરકાળ કષ્ટ સહન કર્યું છે. તું દેવી......"

લિલિને અટકાવીને મિલિ બોલી ઉઠી, " બ્હેન, છાની રહે. મ્હને કહેવા દે મ્હારે તો હવે વધારે વખત નથી......... ઉહ , કેવું ભયાનક,......આજ હું બધું કહીશ. સાંભળ,.........હેનરી, હેનરી ત્હને યાદ છે ?......... "

લિલિ કંપી ઉઠી, મિલિ કહેવા લાગી, "હેનરી પ્હેલાં જે દિવસ પિતાની પાસે મળવા આવ્યો હતો-ત્હને યાદ છે ! હું ઓટલે ઉભી ઉભી તે વેળાએ જોતી હતી. ઓહો ! હેનરીની કેવી સુંદર સુઘટિત આકૃતિ, કેવા વિશાળ આયત ચક્ષુ, હેનરીને જો. ઇને હું એકદમ વિમુગ્ધ થઈ.

" મ્હારૂં વય તે વખતે પંદર વરસનું હતું-નહિં ? ત્હમે સૌ મ્હને બાલિકા ધારતાં પણ યુવતીની ગાઢ અનુભવ શક્તિએ મ્હારૂં હૃદય કબજે કર્યું હતું.

" હું દિવારાત્રિ હેનરીને સ્મરતી; શયને, સ્વપ્ને કે જાગરણમાં હેનરી મ્હારા મન-ચક્ષુ આગળ ભમતો ! ત્હેના અપરૂપ રૂપે મ્હારા સમગ્ર હૃદયને હરી લીધું હતું.

" હેનરી હમેશ આપણે ત્હાં આવતો હું એકદષ્ટે ત્હેની તરફ જોઇ રહેતી. મ્હેં મનમાં ને મનમાં મ્હારૂં જીવન, યૌવન, મન, પ્રાણ સઘળું ત્હેને ચરણે અર્પણ કર્યું હતું.

" ઓચિંતું એક દિવસ સાંભળ્યું કે, ત્હારી સાથે હેનરીનાં લગ્ન નક્કી થયાં છે. મ્હારો અન્તરાત્મા બળી ઉઠ્યો. બ્હેન, ઉહ , એ જ્વાલા-અસહ્ય જ્વાલા હતી."

" મ્હેં ત્રણ દિવસ જાગરણમાં કાંડવા–વેદનાથી અસ્થિર બનીને કેટલુંક રોઇ. કોઇપણ રીતે મન શાન્ત થયું નહિં. હિંસા વિષથી મ્હારૂં શરીર જર્જરિત થયું મ્હેં પ્રતિજ્ઞા લીધી કે, ના તેમ નહિં થાય. લિલિ હેનરીને પરણી નહિં શકે. હૂંજ ત્હેને પરણીશ.

" પણ સ્હેમજી કે, હેનરી મ્હારો નથી.–ત્હેનું હૃદય ત્હારી આગળ વેચાયું છે.

" એક દિવસ સ્હાંજે ત્હમે ફરવા ગયાં હતાં–યાદ છે ? તે દિવસ શુકલ પક્ષની તેરશ હતી અને રાત ચાંદરણી હતી. બ્હાર પ્રકૃતિ હસતી હતી અને હું ખડકીમાં આંટા મારતી હતી. જોયું કે, જરા આઘે ત્હમે ફરો છો. હું ઉભીને તે જોવા લાગી.

" જોયું કે, હેનરીએ ત્હને છાતી સરસી લઇને ચુંબન કર્યું. મ્હારી આંખો નીચી નમી. વેદનાથી મ્હારૂં હૃદય બળવા લાગ્યું. દુઃખથી ક્રોધથી, હું ઉન્મત્ત બની.

" બદલાને માટે હું વ્યાકુલ થઇ. હેનરી ત્હને મૂકીને ત્હને પરણશે એ વિચાર અસહ્ય થઈ પડયો. હેનરીને આટલા દિવસ હું હૃદય–દેવતા માનીને ત્હેની પૂજા કરતી-હેનરીની મૂર્તિ હૃદયમાંથી ભુસાઇ ગઇ. શૂન્ય હૃદય ક્રોધને અધિન થયું.

" તું હેનરીને માટે કેક બનાવતી હતી–યાદ છે ? મ્હેં છૂપાઇને એક દિવસ ત્હેમાં વિષ ભેળવ્યું.

" આપણા માળી પાસે ઘણી જાતનાં વિષ રહેતાં; તે તો ત્હને યાદ હશે. તે દિવસે હેનરીએ ત્રણજ કેક ખાધાં હતાં. મ્હેં પણ એકજ ખાધું હતું. બાકીનાં કેક મ્હેં તળાવમાં ફેંકી દીધાં હતાં. ત્રણ દિવસ પછી હંસ વિગેરે મરણ પામ્યાં હતાં–યાદ છે તે ?

" બ્હેન, મ્હને કાંઈ પણ કહેતી ના. સાંભળ. હેનરીના જીવનનો અન્ત આવ્યો. હું હમ્મેશને માટે માંદી પડી. પણ બ્હેન, તોપણ, યંત્રણાનો અન્ત ના આવ્યો. તેજ દિવસથી મ્હારી પીડા વધવા લાગી.

" ઓચિન્તુ જાણે મ્હને ચેતન આવ્યું. અનુતાપના અગ્નિથી મ્હારૂં હૃદય બળવા લાગ્યું. હું મ્હારા પાપની પરિસીમા પારખી શકી.

" ઉહ્–મ્હારા જીવને કેટલી યંત્રણા સહ્ય કરી છે ! તેજ દિવસથી પળેપળ મ્હારૂં અન્તર બળે છે, પ્રતિ મુહુર્તે મ્હારો હૃતપિન્ડ દગ્ધ થાય છે.

" મ્હેં પ્રતિજ્ઞા કરી હતી કે બ્હેનને એક દિવસ કહીશ–મૃત્યુ વખતે બ્હેનને બધી વાત કહેતી જઇશ.

" બ્હેન, સમય આવી પ્હોચ્યો છે. ઉહ્,–જાઉં છું.

" સ્હવારે, સ્હાંજે, બપોરે, વખતે, કવખતે, હું ધારતી કે બ્હેનને એક દિવસ કહીશ.

" બ્હેન, આજ મરતાં ભય થાય છે. એમ થાય છે કે, કદાચ મર્યા પછી હેનરી સાથે ભેટો થાય તો–ઉહ્.

" બ્હેન, શું કરૂં ? માડી ! ત્હારી પ્હેલાં હું હેનરીને કેવી રીતે મળી શકીશ !

" પરન્તુ હવે તો મ્હને વાર નથી. વિધાતા હવે તો મ્હને અહિં રાખશે નહિં.

" બ્હેન, હેતની બ્હેન ! મ્હને ક્ષમા કર. તું ક્ષમા કરીશ તોજ હું સ્વસ્થ થઈ શકીશ "

બ્હેન તરફથી કંઇ ઉત્તર ન મળવાથી, મિલિ એકદમ ચિત્કાર કરી ઉઠી, "પુરોહિત મહારાજ, બ્હેન શું ક્ષમા કરશે નહિં ? બ્હેન ક્ષમા નહિ કરે તો હું મરી શકીશ નહિં. ઉહ્"-મિલિ શ્રાન્ત થઇને પથારીમાં પડી. ત્હેનો શ્વાસ ઝડપથી ચાલ્યો જતો હતો.

લિલિ પથ્થરની પૂતળીની માફક નિર્વાક, નિષ્પન્દ થઇને બેઠી હતી. ઘણું કરીને તે ચેતના વિલુપ્ત થઈ હતી. હાથમાં મ્હો ઢાંકીને રમણી એકાગ્રચિત્તે અતીતની વાત સંભારતી હતી. હાય ! હેનરી જીવિત હોત તો આજ કેવા સુખમાં તેમનું જીવન અતિવાહિત થતું હોત ! ત્હેના પ્રણયદેવતાની મનોહર કાન્તિ ત્હેની સન્મુખ ઉપસ્થિત થઈ હેનરીની જીવન્ત છબિ મિલિએ મન ચક્ષુ વાટે નીરખી. હાય ! તે ચુમ્બન, તે સાન્ધ્ય ભ્રમણ હજી પણ ત્હેના હૃદયની ગ્રન્થિમાં અંકિત રહ્યું છે. પરન્તુ જીવનનું સુખ પ્રભાતે ઉદિત થતાં ન થતાંમાંજ ચારે તરફ અન્ધકાર પ્રસર્યો અને સુખસૂર્ય હંમેશાને માટે અસ્ત પામ્યો.

એકાએક ધર્મયાજકગુરૂ ગભિરસ્વરે બોલ્યા, " મેડમ લિલિ, ત્હમારી બ્હેન મૃત્યુશય્યામાં છે. "

ચમકિત થઇને લિલિએ મ્હો ઉચું કર્યું. કમ્પિત ઓષ્ઠે સહોદરાને ચુમ્બન કરીને ગદ્‌ગદ્ કંઠે બોલી, " બ્હેન, ત્હને હું ક્ષમા કરૂંછું. અંતઃકરણપૂર્વક ત્હેને ક્ષમા આપું છું. "*

—બકુલ.

---

# રમણી મણિમાલા.

---

કલ કોલેજમાં ખંત રાખી વૈદકની પહેલી પરીક્ષા પસાર કરી. પણ પછી તેણીની તબી યત લથડી અને વૈદક સલાહ મુજબ તેણીને સુકી હવાવાળી જગ્યાએ જવું પડ્યું. તેણી મદ્રાસ ગઇ. થોડા મહીનામાં ત્યાં તેણીની તબીયત સુધરી હવે પાછો તેણે વૈદક અભ્યાસ શરૂ કીધો, ધી ક્રીપારાઇસ સચ્ચાનન્દન સ્કોલરશીપ મેળવી પણ જ્યારે પરીક્ષાનો વખત આવ્યો ત્યારે તેણીએ એફ. એ. ની પરીક્ષા પાસ નહી કીધેલી હોવાથી, તેણીની પરીક્ષામાં બેસવાની અરજી, સત્તાવાળાઓએ ના મંજુર કીધી. કમળાકરે નાસીપાસ ન થતાં એફ. એ. ની પરીક્ષાના ક્રમનો અભ્યાસ કીધો ને તે પરીક્ષા પાસ કીધી અને ફરીથી તેણીને વૈદકનો અભ્યાસ પહેલેથી ચાલુ કરવાની ફરજ પડી. હવે તેણીને જબરી મેહનત ઉઠાવવી પડી. તે દરરોજ સવારના વહેલી ઉઠતી અને ઇસ્પીતાલમાં કામ કરતી ઇસ્પીતાલમાં દરેક દરદીની તે પુરતી માવજત રાખતી. ઘરમાં કે ઘરની બહાર કોઇનું પણ મન તે દુખવતી નહોતી, ઇસ્પીતાલમાં કામ કર્યા પછી દસ વાગે કોલેજમાં વૈદક વીદ્યા સંબંધી ભાષણો એક ચીતે સાંભળી, તેની નોટ્સ લેતી; અને આમ આખો દહાડો મેહનત કરી સાંજના થાકી લોથ થઇ પાંચ વાગે ઘેર પાછી ફરતી. ઘેર આવી આરાંમ પણ ન લેતાં, ઘરમાં રસોઈ પાણીની જાતે ચોકસાઈ રાખતી ને બાગ બગીચાનું કામ પણ તે તપાસતી. છોકરાઓની માવજત કરતી અને તેઓ સાથે રમત ગમત પણ કરતી હતી. પોતાના ધણી સાથે સાંજના આનંદ ગોષ્ટી કરતી અને રાતના પોતાનો અભ્યાસ કરવાનું પણ ચુકતી હતી નહિ. આ પ્રમાણે તેણીએ લાગલાગટ પાંચ વર્ષ સુધી અભ્યાસ કીધો અને જુદા જુદા અઘરા વિષયોમાં પેહલો નંબર મેળવતી. કોલેજના સત્તાવાળાઓએ તેણીની બાહોશી સારૂ તેણીને સરટીફીકેટ આપી હતી. પરમેશ્વરે આ અથાગ મેહનતનો બદલો તેને આપ્યો. તેણે એલ. એમ એન્ડ એસની વૈદકની છેલ્લી પરીક્ષા પાસ કરી તા. ૨૫મી એપ્રીલ ૧૯૦૭માં યુનીવરસીટીની ડીગ્રી મેળવી. તેણી હાલમાં સ્ત્રી તથા બચ્ચાઓનાં દરદો સંબંધી ખાસ માહીતી મેળવવા વીલાયત ગયાં છે. જ્યારે હીંદુ સ્ત્રીઓ જાત જાતની અગવ[illegible] નહિ અને પોતાનો અભ્યાસ ખં[illegible] પની પરિસીમા પારખી શકી. [illegible] રહાય થશે. કમળાકર

" ઉહ્–મ્હારા જીવને કેટલી યંત્રણા સહ્ન કરી છે ? તેજ દિવસ...

અન્તર બળે છે, પ્રતિ મુહુર્તે મ્હારો હૃતપિન્ડ દગ્ધ થાય છે.

" મ્હેં પ્રતિજ્ઞા કરી હતી કે બ્હેનને એક દિવસ કહીશ–મૃત્યુ વખતે બ્હેનને સઘળી વાત કહેતી જઇશ.

" બ્હેન, સમય આવી પ્હોચ્યો છે ઉહ્,–જાઉં છું.

" સ્હવારે, સ્હાંજે, બપોરે, વખતે, કવખતે, હું ધારતી કે બ્હેનને એક દિવસ કહીશ નાં

" બ્હેન, આજ મરતાં ભય થાય છે. એમ થાય છે કે, કદાચ મર્યા પછી હેનરી સાથે મેળો થાય તો–ઉહ્.

" બ્હેન, શું કરૂં ? માડી ! ત્હારી પ્હેલાં હું હેનરીને કેવી રીતે મળી શકીશ ?

" પરન્તુ હવે તો મ્હને વાર નથી. વિધાતા હવે તો મ્હને અંહિ રાખશે નહિં.

" બ્હેન, હેતની બ્હેન ! મ્હને ક્ષમા કર. તું ક્ષમા કરીશ તોજ હું સ્વસ્થ થઈ શકીશ."

મરે તેમણે તેરસો લીટીનું એક કાવ્ય ૭ દીવસમાં લખી કહાડયું. તેમના ડાક્ટરે તેમને ચોપડીને હાથ પણ લગાડવા ના પાડી હતી ત્યારે તેમણે બે હજાર લીટીનું એક નાટક કંઈ પણ આગલા વીચાર વગર લખી કહાડયું ચઉદ અને સોળ વરસની વચ્ચે તેમણે એ જાતનાં ઘણાં લખાણો લખ્યાં હતાં. બાર વરસની વયે તેમણે મદ્રાસ યુનીવર્સીટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા પેસાર કરીને તેના પરીણામમાં તેમની ભારે વાખવાણી ચોમેર થઈ. ઉમરમાં આગળ વધતાં તેઓને મુશ્કેલીના દીવસો પણ જોવા પડયા હતા. તેઓ ડોક્ટર એમ. ગોવીંદ રાજુલુ નાયદુને પરણવા માંગતા હતા પણ તેઓ બ્રાહ્મણ નહી હોવાથી બંનેના માત પીતા તે લગ્ન કરવા નાખુશ હતાં. સને ૧૮૯૫ ના વર્ષમાં તેઓ નામદાર નીઝામની સ્કોલરશીપ મેળવીને ઇંગ્લંદ ઉપડી ગયા હતાં. સને ૧૮૯૫ ના વર્ષથી સને ૧૮૯૮ સુધી તેઓએ કીંગસ કોલેજ તથા ગરટન ખાતે અભ્યાસ કીધો હતો. ઇંગ્લંડથી પાછા ફરતાં નાત જાતની શરમ તોડીને તેઓ પોતાના પસંદ કરેલા પતિ જોડે પરણ્યાં. ત્રણ વર્ષ જરા મુશ્કેલીમાં કહાડયા પછી હવે તેઓ હૈદરાબાદમાં સુખી જીંદગી ગુજારે છે અને ચાર પુત્રો સાથે તેઓ એક ભાગ્યશાળી માતાનો આનંદ મેળવે છે. લગ્ન પછીની તેમની જીંદગી એક વીદ્વાન કવી તરીકે બહુ પ્રખ્યાત થઇ છે. તેઓના કાવ્યોનો એક સંગ્રહ "ગોલ્ડન થ્રેશોલ્ડ" નામની ચોપડીમાં જુદો પ્રસીધ કરવામાં આવ્યો છે: અને તેઓ જે છટાદાર અંગ્રેજી ભાષામાં છુટથી ભાષણો કરતાં રહ્યાં છે તે તેમને એક નમુનેદાર વિદ્વાન હીંદુ બાનુ તરીકે પુરવારકરે છે. તેમણે કલકત્તા ખાતે ભરાયેલી સંસાર સુધારા સમાજમાં સ્ત્રી કેલવણી ઉપર એક ટુંકું પણ ઘણું મહત્વતાવાળું ભાષણ છટાદાર રીતે ઉમદા શબ્દોમાં આપ્યું હતું. તેમને સાંભળવાની તક મેળવનાર દરેક શખ્સ તેમના ઉદાર વીચારો, બોલવાની છટા, અને પોતાની મતલબ બીજાઓના મન ઉપર ઠસાવવાની શક્તી માટે અંતઃકરણથી સ્તુતી કર્યા વગર રહેશે નહી હોય.

—મીસીસ જમનાબ્હેન સકૈ.

---

# વિવિધ વિહાર.

---

## પોતાના લેખક-પતીઓને મદદ કરનારી પ્રસિધ બાનુઓ.

અંગ્રેજી સાહિત્યમાં આવી બાનુઓના ઘણા દાખલા છે પણ અત્રે આપણે બેત્રણ ૪ બાનુઓના દાખલા આપી સંતોશ પકડશું.

"ધી સ્કારલેટ લેટર" ના જાણીતા પુસ્તકનો કર્ત્તા **નેથેનીયલ હૉથોર્ન** પોતાના આ પુસ્તકને માટે પોતાની બાયડીનો આભારી હતો. એ વાર્તાનો સાર, તેમાં ભાગ લીધેલા પાત્રોનો ચિતાર અને તેઓના મુખમાં મુકાયલા પ્રાસંગીક વચનો સુચવનાર તેનીજ બાયડી હતી હૉથૉર્ન એક ઠેકાણે પોતાની બાયડી સારૂ લખે છેઃ—

એજ મુજબ મહારાજા સાહેબે બાળકોના મૃત્યુનું પ્રમાણ વડોદરા શહેરમાં કેટલું છે તેની તપાસ કરાવી હતી અને તેમને માલમ પડ્યું કે સને ૧૯૦૬—૦૭ માં એકંદરે ૨૮૫૨ મરણો થયાં હતાં તેમાં ૯૦૦ પાંચ વરસની વયની અંદરના બાળકોમાં થયા હતાં. એટલે એકંદર માણસોમાં ૩૦ ટકા જેટલાં બાળકોનો નાશ થયો હતો. વળી ૧૦૦૦ માંથી ફક્ત ૬૧૩ બાળકોજ પોતાની પહેલી વર્ષગાંઠ જોવા પામ્યાં હતાં.

આ પ્રમાણેના સ્ત્રીઓ તથા બાળકોના મૃત્યુના કારણો તપાસતાં પુખ્ત ઉમર પહેલાં લગ્ન કરનાર માતાઓને પ્રસુતીની પીડ઼ાઓ, સુવાવડ દરમ્યાન માતા તથા બાળકના પોશણમાં કમતીપણું, સુવાવડ દરમ્યાન ગરીબ માતાઓને કરવી પડતી અંગ મહેનત અને બાળકનું શરીર સચવાય તેવાં કપડાં લત્તાંનો અભાવ, બાળકની માવજત સંબંધી અજ્ઞાનપણું અને ગરીબ લોકોના ઘરોમાં આરોગ્ય સંબંધી દુર્લક્ષ વગેરે કારણો આવાં મૃત્યુઓને માટે જવાબદાર ગણાયા છે.

આ અનીષ્ઠ સ્થીતી દુર કરવા સારૂ મહારાજાની ઈચ્છાનુસાર તેમનાં માનવંતાં સ્વર્ગવાસી રાણી સાહેબની યાદગીરી તાજી રાખવા તેમના સ્મારક ફંડમાં નાણાં ભરનારાઓએ તે ફંડમાં ભરાયેલી કુલે રૂ. ૧૭૦૦૦ ની રકમ આ પ્રસુતીસહાયક સંસ્થા કાઢવાને સારૂ આપી છે; એ ફંડની વાર્ષિક ઉપજ તથા બીજા ઉદાર ચરીતવાળાં ગૃહસ્થો તથા બાનુઓ તરફથી વર્ષમાં એકત્ર થયેલી વર્ગણી મળી જે કુલ રકમ થશે તે તે વર્ષમાં સુવાવડી સ્ત્રીઓને મદદ કરવામાં વાપરવામાં આવશે.

આ પ્રસુતીગૃહનો ઉપયોગ તમામ વર્ગનાં બઈરાં કરી ન શકે એ વાત દેખીતી છે, તેથી ગરીબ કોમનાં જે બઈરાં પોતાના ઘરમાંજ સુવાવડ રાખે તેમની તથા તેમના બાળકોની સારી રીતે માવજત થાય તે માટે એક સારી ભણેલી દાઈ સરકાર તરફથી રાખવાનું પણ ઠરેલું છે. એ બાઈને કોઇ બાળકનો જન્મ થયાની ખબર પડતાં તુરત તે સુવાવડી બાઈને ઘેર જઇ સુવાવડી બાઈ તથા તેના બચ્ચાંની માવજત તરફ લક્ષ આપશે અને તેને સારો ખોરાક તથા યોગ્ય રક્ષક કપડાં લત્તાં પહેરવા ઓઢવા સમજ આપશે.

આ કામ સારૂ યોગ્ય પુરૂષોની સેક્રેટરી તરીકે નીમણુક કરવામાં આવી છે. તેમજ બાનુઓનુ સલાહકારક મંડળ પણ નીમાયું છે. અત્યાર સુધીમાં દીવાન સાહેબ તથા બીજા સજ્જન પુરૂષોએ આ ફંડમાં વાર્ષિક મદદ આપવાનું કબુલ કર્યું છે. પરમેશ્વર આવી ઉપયોગી સંસ્થાને ફતેહ આપે અને એવાંજ આ ઉપયોગી ખાતાંઓ જુદા જુદા દેશ દેશાવરોમાં કઢાડવાને આપણા શ્રીમાંત વર્ગને પ્રેરે, એવી મારી અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે.

મિસિસ જમનાં બ્હેન સક્કે.

માતાઃ (જગતને) માતા સમાન બીજી કોઇ છાયા નથી. માતાના જેવી બીજી કોઇ ગતિ નથી. માતાના જેવું કોઇ પણ બીજું રક્ષણ નથી અને માતાના કરતાં કોઇ પણ મ્હોટું પર્વ નથી.

સુભાષિત.

॥ ॐ શ્રી. ॥

# સ્ત્રી-ઉન્નતિ. *

### श्री परमात्मने नमः

સ્વદેશ હિતેચ્છુ બંધુઓ તથા ભગિનીઓ:—

આજે સ્ત્રી-ઉન્નતિ વિષે કાંઇક મારી અલ્પ મતિનો સાર બોલું છું કેમકે મેં કાંઇ એટલો બધો વિદ્યાભ્યાસ કીધેલો નથી, તેમ વ્યાખ્યાનો પણ કીધાં નથી કે જાહેરમાં ભાગ લીધો નથી; તેથી જે કાંઇ બોલું તેમાં યોગ્યાયોગ્ય જણાય તો જણાવવા કૃપા કરશો, કેમકે આપ સર્વ વિદ્વાન અને અનુભવી છો.

બંધુઓ! આપ સર્વ જાણતા હશો કે હું પ્રો. ગજ્જરની બ્હેન છું. મને વૈધવ્યતા બાળપણમાં પ્રાપ્ત થયાથી હું મારા ભાઇ સાથે વડોદરામાં રહેતી ત્યારે તેઓ કલાભવનની વ્યવસ્થા કરતા હતા. તે વખતથી મારા મનમાં સ્ત્રી જાતીને માટે કાંઇ કરવું એમ વિચાર થતો. મારા બંધુને પણ પ્રસંગે કહેતી પણ મારી બાલ્યાવસ્થાને લીધે કાંઇ થઈ શકતું નહિ. પણ તે દીવસનું બીજ પડી રહેલું તે દશેક વર્ષે જ્યારે સુરતમાં મને રાવબહાદુર દોલતરાય સંપતરાય મુનસફનાં પુત્રી બાજીગૌરીબેન સાથે સમાગમ થયો ત્યારે ભક્તિરૂપી જળ સીંચાઇ, અંકુર ફુટી નીકળ્યું. મારાં ભગિની બાજીગૌરીના તથા મારા વીચારની એકયતા થતાં અમે બંન્નેએ વિધવા સ્ત્રીઓને માટે સંસ્થા કાઢવી ને તેમને માટે કાંઇ ઉન્નતિનું દ્વાર ખોલવું એમ ઠરાવ કીધો. પછી વિચાર કરતાં વિધવા સાથે સધવા અને બાળાઓને પણ શિક્ષણ આપવા સંસ્થા સ્થાપવી, એમ નિશ્ચય થયો. આ વિચાર મારા બંધુને મેં લખી જણાવ્યો તેમણે પણ એ વાતમાં અનુમતી આપી; ત્યાર પછી આ (વનિતાવિશ્રામની) સંસ્થાની સ્થાપના કીધી. બાળાઓ દેશની માતા રૂપ થશે માટે એતો ખેતરમાં બીજ રોપ્યા બરોબર છે; દેશોન્નતિનું મૂળ સ્થપાશે ને અજ્ઞાન માતાઓ પણ અવકાશના સમયમાં શિક્ષણ લેશે ને દેશોન્નતિ ઘણી જલદી થશે. અને જો વિધવાઓ ધર્મ નીતિનું શિક્ષણ લઈ થોડાક હુનરો શીખશે તો સંબંધીઓને બોજા રૂપ ન થઈ પડતાં ઉપયોગી થઈ પોતાનું પોષણ પોતે કરી દેશ સેવાનાં કાર્યો બજાવી પોતાની જીંદગી સુખમય કરી માતાપિતાનું તથા સાસરીયાનું કુળ તારી પોતાની જાતને પણ તારશે ને અનેક કુકર્મો તથા પાતકો થતાં અટકશે કેમકે હાલ પ્લેગાદી ભયંકર રોગોને લીધે અનેક બાળાઓ અનાથ દશાને પામેલી છે. તેઓને માટે સૌથી ઉત્તમ જીંદગી ગાળવાનો આ માર્ગ છે એવું જાણીને વનિતા વિશ્રામ નામની સંસ્થા આજ દોઢ વર્ષ થયા સુરતમાં ખોલી છે, જે આપ સર્વને જ્ઞાત જ હશે. વળી વનિતા વિશ્રામની શાખા છ સાત માસ થયાં અત્રે પણ ઉઘાડવામાં આવી છે એમ જણાવતાં મને અતિ આનંદ થાય છે. અને જો એમનો દાખલો જોઇને

* ટીપ: આ લેખ સ્ત્રીઓ અને પુરૂષોની સભામાં વાંચવા તૈયાર કરેલો પણ પાછળથી માત્ર સ્ત્રીઓની જ સભામાં વાંચવાનો ઠરેલો હોવાથી ગયા ડીસેંબર માસમાં અમદાવાદ ખાડીઆમાં સાંકડીશેરીના મહાદેવમાં વાંચવામાં આવ્યો હતો તે વખતે આશરે ૨૦૦-૩૦૦ સન્નારીઓએ તે સભામાં ભાગ લીધો હતો.

દરેક દેશ ભગિનીઓ કાર્યનો આરમ્ભ કરી સંપ અને ઉત્સાહથી કામ કરશેતો દેશોન્નતિ થવામાં જરાપણ અસંભવ નથી. માટે મારા બંધુઓ, તમે ઉત્સાહ ધરી પોતપોતાના ગૃહમાંથી સ્ત્રીઓને અવકાશના સમયમાં એવી સંસ્થામાં શિક્ષણ લેવાને મોકલો. જે હોંશીયાર અને ભણેલી બહેન હોય તેઓ આવી સંસ્થામાં શીખવવામાં સહાય કરે. અને ન ભણેલી હોય તે શીખે. આમ લેવા દેવાનો વ્હેવાર કરતાં અને હળતાં મળતાં સ્ત્રીઓને શીખવવું; તોજ પછી એમનામાં ક્રમે ક્રમે ઐક્યતાનાં બીજ રોપાશે ને શિક્ષણ લેતાં જ્ઞાન આવશે. પ્રથમ તો આજ રીતનો આરમ્ભ કરો. વળી હાલ સ્ત્રીઓના સુભાગ્યે સેવાસદન નામની સંસ્થાની મુંબાઇમાં સ્થાપના થઇછે. તેમાં દયાની મૂર્તિ દયારામભાઇએ મુખ્ય ભાગ લીધોછે. અને બીજા અનેક સદ્‌ગૃહસ્થોએ ઉત્સાહ તથા ખંતથી ભાગ લઇ કાર્યનો આરમ્ભ કર્યો છે. એવી રીતે આપણા દેશના સુભાગ્યે એવી સંસ્થાનો આરમ્ભ થઇ ચુક્યો છે. તેથી સ્ત્રીઓની ઉન્નતિ થશે એમ જણાય છે. માટે બંધુઓ, હવે તમારે સૌએ યથાશક્તિ એવી સંસ્થામાં મદદ કરવી જોઇએ. કેમકે એવાં મોટાં કાર્યો એક મનુષ્યથી થતાં નથી. એમાં તો સર્વની મદદની જરૂર છે.

દેશહિતેચ્છક બંધુઓ ! ઉત્સાહ ધરો, ઐક્યતા કરો, ભ્રાતૃભાવને જાગૃત કરો દુઃખને હરો, સુખને વરો, અને સ્ત્રી ઉન્નતિના કાર્યમાં મદદ કરો. કેમકે અમારાથી તમારી સહાય વિના કાંઇ અમારી ઉન્નતિ થવાની નથી. પ્રથમ તમારી મદદ હશે તો આવાં કાર્યો થઇ શકશે. તમે બીજાં સર્વ કાર્યો અમો પાસે કરાવોછો તેમ આ કાર્યમાં પણ તેઓને ભાગ લેવા મોકલશો તો તેમાં તમને અને અમને સર્વને લાભ છે. કેમકે જ્યાં સુધી સ્ત્રી જાતીમાંનું અજ્ઞાન નષ્ટ થયું નથી અને જ્ઞાનની પ્રાપ્તી થઇ નથી ત્યાંસુધી સંસાર તથા ગૃહ સુધરવાનાંજ નથી. પુરુષ બહુ વિદ્વાન નીતિવાન અને હોંશીઆર હશે પણ સ્ત્રી અજ્ઞાન હોય તો તે ગૃહની દશા બહુ ખેદકારક નીવડે છે. રોજ કલેશાગ્નિ પ્રજળે છે. ને હાલમાં આપણા હિન્દુ સંસારમાં ઘણાં ગૃહમાં એજ નજરે પડે છે. માટે બંધુઓ,વાસ્તવિક જ્ઞાનસ્ત્રીઓને આપવું જોઇયે;કંઇ થોડું ઘણું અંગ્રેજી ભણાવી,છોગાવાળાં કપડાં અને ઉંચી એડીના બુટ પહેરી ખોટા જ્ઞાનનો ડોળ કરી ફરવાનું નથી. એથી તો ઉલટું બગડે છે. માટે મારા બંધુઓ, મારૂં કહેવું એજ છે કે મુખ્ય ગૃહ કાર્ય, બાળક ઉછેરવાં, કરકસરથી ગૃહ વ્યવસ્થા કરતાં શીખવવું તથા પતિ સેવા, કુટુંબ સેવા, અવકાશના સમયમાં દેશ સેવા કરતાં પણ શીખવવું ને નીતિને ધર્મના સંસ્કારો પ્રથમથી જ રોપવા. આ સર્વ શિક્ષણ ગૃહમાં માતાઓ દ્વારાજ મળવું જોઇએ. પણ કાળબળે માતાઓમાં જ જ્ઞાન નહિ તો પુત્ર પુત્રીઓને ક્યાંથી આપે. આવી રીતે અજ્ઞાનને લીધે વાસ્તવિક જ્ઞાનનો લોપ થઇ ગયો છે માટેજ જ્ઞાન આપવાને માતાઓને ખરી માતાઓ બનાવવાને, સ્ત્રીઓને સ્ત્રી રૂપ બનાવવાને, બહેનોને બહેનરૂપ બનાવવાને, આવી સંસ્થાની જરૂર છે.

વળી બંધુઓ, ગૃહસ્થ સ્ત્રીઓને તો આ સર્વ કાર્ય કરેથી કર્તવ્યતા થાય છે. પણ મારી વિધવા બહેનો જે મિથ્યા આમ તેમ અટવાઇ સંબંધીઓનાં મેણાં ખાઇ તથા તેઓનાં મન સાચવી અને અયોગ્ય પ્રકારનાં કાર્યો કરીને જન્મ ગાળેછે, તેમને માટે મને બહુ લાગણી થાય છે; કેમકે એ જીંદગીનો મને જાતનો અનુભવ છે. બંધુઓ, એ

દુઃખનો જેને અનુભવ હોય તેજ જાણે. પ્રભુ કોઇને પણ એ દુઃખ ન આપે એજ મારી અન્તરની લાગણી છે. પણ હાલમાં તો કર્મબળે બાળક બાળકને એવાં દુઃખ પડે છે. તેને કેટલાંક લોક પુનર્લગ્ન કરાવે છે. તેનું પરિણામ પણ સારૂં આવતું નથી. એ પણ તેઓને અનુભવ સિદ્ધ છે. બંધુઓ, તમેજ વિચારો કે જે વિધવા ઇશ્વર ભક્તિ કરી દેશહિતના કાર્ય કરી સાધુ જીવન ગાળતી હશે તેમનાપર તમને પ્રેમ આવશે કે પુનર્લગ્ન કરી ફેશનમાં ફરનારી વિધવાપર પ્રેમ આવશે, તેનો વિચાર કરો. વળી કેમ જાણ્યું કે તેનો બીજો પતિ પણ આયુષમાન હશે? કેટલાકનો બીજો જાયછેતો પછી શું! માટે સાધુ જીવન ઉત્તમ એ તો સર્વમાન્ય છે, તે મારે કહેવાની જરૂરજ નથી. એવી બાળાઓ માટે દેશદેશમાં આવી સંસ્થાઓ કાઢવા પ્રયત્ન આદરો. તો આ નકામી ગણાતી અને નિરર્થક અટવાતી સ્ત્રીઓ વિશેષ ઉપયોગના કાર્યો કરશે ને પોતાની બહેનોને અનેક પ્રકારે મદદગાર થશે, ને દેશ સેવા કરવામાં એ વિશેષ ભાગ લઈ શકશે. કારણ કે વહેવારના કાર્યથી છુટી થયલી છે. બંધુઓ, તમે કહેશો કે બધા દેશોમાં આવી સંસ્થા કાઢવામાં બહુ દ્રવ્યની જરૂર પડે. વાત ખરી છે. પણ દ્રવ્યની ખોટ નથી. પણ કામ કરનારની ખોટ છે. દોઢ વર્ષ થયાં વનિતા વિશ્રામ ચાલે છે. પણ હજી સુધી કોઇ મદદગાર સ્ત્રી મળી નથી. એ પરથી જણાઇ આવે છે કે સ્ત્રીઓમાં હજી ઉત્સાહ પ્રગટ્યો નથી. જો દેશોદેશની ઉત્સાહી બહેનો તૈયાર થાય તો પછી દ્રવ્ય તો દેશદેશમાં છે અને તે પણ એક મનુષ્યપર બોજો ન નાંખતાં દેશના સર્વ મનુષ્યો એક એક રૂપિયો કાઢે તો જેટલા મનુષ્ય તેટલા રૂપિયાનું ફંડ થાય અને તેના વ્યાજમાંથી એ સંસ્થા ચાલે. અને સર્વને સુગમ પડે. માટે સર્વ બંધુઓને મારી આગ્રહપૂર્વક વિનંતી છે કે તમે સર્વ પોત પોતાના ગામમાં આવી સંસ્થા આ રીતે સ્થાપો જેથી કરીને મારી અનાથ બહેનોને ત્યાં શિક્ષણ લેવાનું સુગમ પડે અને જ્યાં સુધી એવી સંસ્થાની સ્થાપના નહિ થાય ત્યાં સુધી મારી બહેનોને તમે વનિતાવિશ્રામ કે સેવાસદન જેવી સંસ્થામાં શિક્ષણ લેવા મોકલો કે થોડે વર્ષે તેઓ કેળવાઇને તૈયાર થશે અને પોતાના દેશમાં સંસ્થા સ્થાપશે.

બંધુઓ, લોકાપવાદથી ડરશો ના. અમારી ન્યાતમાં ખોટું કહેવાય. દુનિયા ખોટું કહે; ભણીને સ્ત્રીને ક્યાં કમાવવા જવું છે? પણ એવા ઘણાક બોલો સાંભળવામાં આવશે. પણ ડરશોમાં(देहं पातयामि अर्थं साधयामि)એ વાક્યનો સાર એછે કે દેહ પડતો પણ આરમ્ભેલા કાર્યથી ડગશો ના, તોજ કાર્ય સિદ્ધ થશે. પ્રાચીન કાળમાં પાંચ વર્ષના બાળક ધ્રુવજી વનમાં જતા હતા ત્યારે રસ્તામાં નારદજી તેમને મળ્યા. ત્યારે કહ્યું કે ભાઈ, ચાલ તને રાજ અપાવું. તને બાળકને બોલ શા ગણવા. ખાઈ પીને કલોલ કર. વનમાં વિકરાળ જનાવરોથી તું બીહશે, ધ્રુજશે અને તપ નહિ થશે; પણ દઢ મનના ધ્રુવજીએ કહ્યું કે હું ઘેરથી નિશ્ચય કરીને નીકળ્યો છું માટે આપની કૃપાથી મેરૂ ચળશે પણ હું નહિ ચળું. એમ કહીને વનમાં જઈ દઢ મન રાખી તપ કરી પ્રભુને મેળવ્યા. રાજપદને પામ્યાને અંતે અવિચળ ધામને પામ્યા. એ તેઓના નિશ્ચય બળનું પરિણામ છે. માટે સારાકાર્યમાં નિશ્ચયબળ અને દઢતા ધારણ કરો તોજ દેશોન્નતિ ને આત્મોન્નતિ થશે. કંઇ સ્ત્રીઓને લખતાં વાંચતાં આવડ્યાથી દેશોન્નતિ થવાની નથી. કેવળ લખવા વાંચવામાં સ્ત્રી ઉન્નતિ થવાની નથી. તેઓને વાસ્તવિક ધર્મ નીતિનું જ્ઞાન આપી વિવેકીને વિનયિ

કરી. સર્વ ગૃહકાર્યમાં કુશળ કરી પારમાર્થિક કાર્યનું જ્ઞાન આપી સતેજ બનવે તોજ દેશોન્નતિ થશે.

બંધુઓ, મને ઘણી વખતે કાર્ય કરવામાં ગુંચવણ થાય છે. કેમકે બાળપણમાં હું સાધારણ વાંચતાં લખતાં શીખેલી પણ પ્રારબ્ધ યોગે આ સંસ્થાનું કામ આરમ્ભાયું. એ કાર્યમાં વિદ્યાની વિશેષ જરૂર છે. પણ ઇશ્વરના અનુગ્રહથી નીભે છે. આગ્રહ ધરી કામ કરવું એજ નિશ્ચય કરી પ્રભુને આશરે કામ કર્યે જાઉં છું. તેથી તેજ પ્રભુ બળ આપે છે ને આપશેજ.

બંધુઓ, આપણે જોઇએ છીએ કે જે દેશની સ્ત્રીઓ મહેનતુને કેળવાયલી હોય છે તેજ દેશની ઉન્નતિ થાય છે. જુઓ ઈંગ્લાન્ડ અમેરીકા અને જાપાનની સ્ત્રીઓ કેવી ઉદ્યમી, કેવી ઉત્સાહી અને કેળવાયલી છે. તેની પ્રજા પણ તેવીજ કેળવાયલી છે. એ તેઓની માતા કેળવાયલી છે તેનુંજ પરિણામ છે. એ દેશની ઉન્નતિનું કારણ પણ સ્ત્રીઓની ઉન્નતિ છે. ત્યાંની એક શ્રીમંત કે ગરીબ કે કોઇ પણ સ્ત્રી નકામી આળસુ કે કુથલી કરીને નકામો સમય નહિં ગાળે. કેટલીક ત્યાંની મીસનરી બાઇઓ પોતાનો ધર્મ ફેલાવવાને આપણા દેશમાં ફરે છે તે આપ સર્વ જાણો છો. એ લોકોએ પોતાના ધર્મ ફેલાવવાને લાખો રૂપિયા કાઢયા છે ને પુરુષોજ નહિ પણ સ્ત્રીઓ પણ જન્મ પર્યન્ત ધર્મ માટે દેશેદેશ ફરે છે ને પોતાનું કર્તવ્ય બજાવે છે; એ આપણે બધાએ દ-ષ્ટીએ જોઇએ છીએ. ધર્મના ફંડોમાંથી આપણા દેશમાં નીશાળો કોલેજો ને દવાખાનાઓ કાઢી આપણા અનેક બાળકોને શિક્ષણ આપેછે અને પોતાના ધર્મમાં દોરેછે. વળી ત્યાંની કેટલીક બાઇઓ આપણો સનાતન ધર્મ પણ માનેછે. તેમાંનાં શ્રીમતી બ્લેવેટ્સ્કીઅને બીજી તેમની શિષ્યાએ પણ સનાતન ધર્મ જાણી તથા માની ત્હેને માટે ઘણું કીધુંછે ને દેશેદેશ ફરી તે ધર્મના વ્યાખ્યાન હજુ પણ આપેછે. વીદુષી એનીબીસાન્ટ પોતે સનાતનધર્મને માને છે; અને સનાતન ધર્મ ફેલાવવા માટે તેઓએ કાશીમાં કોલેજ સ્થાપી છે. આ કાર્ય આપ સર્વ જાણોછો. આ સર્વ કામ તેમનાં ઉત્સાહ ખંત અને કેળવણીનું પરિણામછે. કેમકે પોતાના દેશમાં એ સ્ત્રીઓ કાર્ય કરેછે એટલુંજ નહિં પણ પરદેશમાં આવીને પણ કાર્ય કરતાં ડગતી નથી. એજ તેમની ઉન્નતિનું કારણ છે. આપણા દેશની સ્ત્રીઓ હજી પોતાના દેશમાં કાર્ય કરવાને ઉત્સાહી ને આગ્રહી થઈ નથી તો પરદેશમાં કાર્ય કરવાને ક્યારે ઉત્સાહી થશે? એ વાત તો ઘણી દુર છે.

હવે બંધુઓ, આપણા અગ્રેજ બંધુ પોતાના જાતીભાઇને માટે બને તેટલું આગ્રહ ધરીને કાર્ય કરવામાં ચુકશે નહિં અને પોતાના બંધુની ચડતીમાં રાજી રહે છે. એ પણ તેઓની ઉન્નતિનું કારણ છે. પણ બંધુઓ, આપણી અવનતિનું કારણ એકે આપણામાં ઉત્સાહ નથી, સંપ નથી, ખંત નથી, જંપ નથી; પુરુષો માત્ર પેટના રક્ષણ માટે ઉદ્યમ કરે છે; કેટલાક કીર્તી અને નામના ભોગી હોય છે અને કેટલાક લક્ષ્મીના ભોગી હોય છે. કીર્તીના ભોગી કીર્તીને માટે મોટી મોટી રકમ કાઢે છે. પણ વાસ્તવિક ધર્મનાં કાર્ય કરી શકતા નથી; પરન્તુ લક્ષ્મીના ભોગી તો તેટલું પણ કરી શકતા નથી. માત્ર લક્ષ્મી સંગ્રહ કરી તેને સાચવી રાખીને તેની

સંભાળમાંજ જીંદગીનું સાર્થક માને છે. અને કેટલાક પોતાના જાતી ભાઈની ઉન્નતિ જોઈ શકતા નથી. ફલાણો મારાથી સારી પદવીએ ચઢયો એમ જાણી દ્વેશ લાવે છે. આ દ્વેશનું મૂળ પુરૂષ કરતાં સ્ત્રીઓમાં વિશેષ છે. સ્ત્રીઓ તો તદન નિરૂદ્યમી હોય છે એટલે રાગદ્વેશ વગેરે અનેક દુર્ગુણોને સંગ્રહ કરી એક બીજામાં કલેશ ઉત્પન્ન કરી જન્મની સાર્થકતા ધારે છે. આ તેમની અજ્ઞાનતાનું પરિણામ છે. વળી બંધુઓ, શ્રીમંતોની સ્ત્રી થઈ એટલે રોજ માંદી, બાળક પણ ચાકરોદ્વારાજ ઉછેરાય; કેટલીક તો પોતાનું દુધ બાળકને પાઈ શકતી નથી એટલી અશકત થઇ જાય છે. જેથી બાળક જેના હાથમાં ઉછરે તથા જેનું દુધ પીયે તેના તેમાં સંસ્કાર આવે છે. એવી રીતે શ્રીમન્તોના બાળકોની અવનતિ થાય છે એ આપણે સર્વ જોઈએ છીએ. વળી સાધારણ પીતીની સ્ત્રીઓ ઘરનું થોડું કાર્ય કરવાનું હોય તે કરી બાકીનો બધો સમય મીથ્યા ાયલીમાં ગાળે છે. પોતાના બાળક પ્રતિ લક્ષ કરવાની તેમને કશી પણ જરૂર હોતી ાથી. આ બધું તેમની અજ્ઞાનતાનુ પરિણામ છે. અને ગરીબની સ્ત્રીઓને દેહરક્ષણ માટે ામ કરવું પડે છે; પણ તે બીચારા અજ્ઞાન હોય છે. આ રીતે સ્ત્રીઓની અવનતિથી દેશની અવનતિ છે.

માટે હે બંધુઓ, હવે તમે જાગૃત થાઓ. સ્ત્રીઓને તમારી સહચરી કરો. નહી કે કુળની ખરાખરી કરીને તેમની આજ્ઞા ન પાળીને ઉન્મત થાય તેમ; તેને ગૃહની દાસી કે કામ કરનારી ન ગણો પણ ગૃહનો પ્રધાન ગણો. તમે રાજાછો અને તમારો પ્રધાન સ્ત્રી છે. પ્રધાનવિના રાજ્ય ચાલે નહિ તેમ ગૃહરૂપ રાજ્ય સ્ત્રી રૂપી પ્રધાન સિવાય ચાલે નહિ. પ્રધાન ન્યાયિ ને ધર્મજ્ઞ હોય તો પ્રજાને ન્યાય આપે જેથી પ્રજા પણ ન્યાયી અને ધર્મજ્ઞ થાય, તેમ ગૃહરૂપી રાજ્યમાં ન્યાયી અને ધર્મજ્ઞ માતા પોતાની પ્રજાતરફ ધર્મને ન્યાયથી વર્તી પોતાની છાપ પ્રજાપર પાડે જેથી પ્રજા પણ ન્યાયી અને ધર્મજ્ઞ નીવડે. એ પ્રમાણે ગૃહે ગૃહે માતાઓ પોતાની પ્રજાને કેળવે તો દેશોન્નતિ થવામાં વાર લાગે નહિ. અર્થાત્ દેશોન્નતિ ઘણી સહેલાઇથી થાય.

બંધુઓ, ગમે તેટલી મહેનત કરો, ઉપાયો કરો; પણ જ્યાં સુધી સ્ત્રીની ઉન્નાત થાય નહિ ત્યાંસુધી કદી પણ દેશની ઉન્નતિ થવાનીજ નથી. પ્રખ્યાત નેપોલીઅન કહી ગયાછે કે

" કહે નેપોલીઅન દેશને કરવા આબાદાન્

"સરસ રીત તો એજ છે દો માતાને જ્ઞાન."

એ પ્રમાણે દેશની આબાદાની ઈચ્છનારે માતાને કેળવવી. નેપોલીઅન પોતે પણ આટલા બધા પરાક્રમી થયા તે પણ પોતાની માતાનો આભાર માનતાહતા કે હું આટલો બધો પ્રવીણ થયો તે મારી માતાને લીધેજ. એ વિના બીજા અનેક દ્દષ્ટાંતોપરથી આપણને માલમ પડે છે કે જેમ માતા પિતા તેવાંજ બાળક થાય છે. એવો ઇશ્વરી નીયમ છે. આપણામાં સાધારણ કહેવત છે કે " વડ તેવા ટેટા અને બાપ તેવા બેટા " અને " ઘડા જેવી ઠીકરી અને મા તેવી દીકરી. " અને અંગ્રેજીમાં પણ કહેવાય છે કે " A child is the father of man. " અને એવીજ રીતે જાનવરોમાં સરખામણી જણાય છે. સીંહના બચ્ચામાં સીંહના ગુણ આવે છે અને બકરીના બચ્ચામાં બકરીના

બકરીના ગુણ આવે છે. બાળપણથી સીંહના બચ્ચાને બકરાંના સંગમાં રાખવામાં આવે તોપણ તેના સંગથી સીંહપણું ભુલી જતો નથી તેમ આપણાં બાળકોમાં પણ આગેળ રોપેલા સંસ્કારો ભુલાતા નથી. તેમજ અજ્ઞાન માતા પિતાઓ ભુલમાં બાળપણથી બાળકોના કુમળા-કોરા હૃદય ઉપર દુઃસંસ્કારની છાપ પાડે છે તે કદી પણ ભુસાતી નથી માટે પિતા થનાર બંધુઓ તથા માતા થનાર ભગિનીઓ, તમે તમારા બાળકોના કુમળા-કોરા હૃદયપર ગમે તેવાં સંસ્કારોની છાપ પાડતી વખતે પુખ્ત વિચાર કરજો. જેમ છબી પાડવાના કાચપર પ્રથમ જે છબી પાડવી હોય તે ઝટ પડે છે અને તે કદી ભુસાતી નથી અને બીજી પાડી શકાતી નથી તેમ બાળકના કોરા હૃદયપર સારી વા માઠી જે છાપ પડી તે જન્મ પર્યન્ત ભુસાતી નથી. તેથી ફરીને માતા તથા તથા પિતા થવાને લાયક થયા વિના મિથ્યા બાળકને જન્મ આપી તમે અને બાળક બન્ને દુઃખી થાઓ ના અને દેશને બોજા રૂપ થાઓ ના.

બંધુઓ ! જુઓ જાપાનના શ્રીમન્તોની સ્ત્રીઓ પણ પોતે ક્ષણુ નવરી બેસતી નથી અને પોતાના બાળકને બેસવા દેતી નથી. પોતાના ગૃહકાર્યથી પરવારી અવકાશના સમયમાં બધી બહેનો સંપીને મોટા કારખાના કાઢે છે અને નાના પ્રકારનાં હુન્નરોનાં કામો કરેછે અને બાળકો પાસે પણ કરાવે છે. જેમકે ચિત્રકામ,ભરતગુંથણુ કામ વગેરે એવી કેટલીક ચીજ બનાવી પોતે તે ચીજો વેંચી દેશોન્નતિનાં કાર્યમાં વાપરે છે. બંધુઓ ! મોટી સભાઓ ભરી મોટા મોટાં ભાષણો કરી આ કાર્ય થતાં નથી. પણ સંપીને કાર્ય કરવા માંડીશું ત્યારેજ થશે. માટે ( કહેવું તેવું વહેવું-) એ પ્રમાણે કરવા જ માંડવું એ મારૂં કહેવું છે. સુરતના એક બંધુ જાપાન જઇ આવ્યા છે. તેમને જાપાનની સ્ત્રીઓએ પુછ્યું કે અમારી હીન્દુસ્થાનની બહેનો શું કરે છે ? ત્યારે તેમને શરમાવું પડયું અને કહેવું પડયું કે અમારે ત્યાં સ્ત્રીઓ નિરૂદ્યમી અને આળસુ છે. ત્યારે તે સ્ત્રીઓએ કહ્યું કે અમારી બહેનોને કહેજો કે ઉત્સાહ ધરી ઉદ્યમી થાઓ અને દેશને ઉપયોગી થાઓ અને સુખી થાઓ એમ તમારી જાપાનની બહેનોએ કહાવ્યું છે. પણ આપણી બહેનો એ બહેનોનો સંદેશો સ્વીકારે એવી આશા થોડી છે.

માટે બંધુઓ ! સ્ત્રીઓની ઉન્નતિ કરવામાં સહાયક થાઓ કેમકે સ્ત્રી પુરૂષનું અંગ છે, એમ આપણા શાસ્ત્ર કહે છે અને છે પણ એમજ. કેમકે જે ઘરમાં સ્ત્રી એકલી હોય છે તેને પુરૂષની જરૂર પડે છે. અને પુરૂષને સ્ત્રીની જરૂર પડે છે. જ્યાં બે હોય ત્યાં પૂર્ણ ગૃહ થાય છે; એ આપણને અનુભવસિદ્ધ છે. ત્યારે જે પુરૂષની અર્ધાંગના એટલે અરધું અંગ નિરૂપયોગી હોય ત્યાં વહેવાર કેમ નીભી શકે, ને વહેવાર ન નીભે તો પરમાર્થમાં સહાયક ક્યાંથીજ થાય ! જેમ લડવાનો રોગીષ્ટ મનુષ્ય કંઈ પણ કાર્ય કરી શકતો નથી તેમજ જ્યાં સુધી પુરૂષની સહચરી રૂપ સ્ત્રી થાય નહિ ત્યાં સુધી ધાર્યું કાર્ય પુરૂષ કરી શકે નહિં. માટે હે બંધુઓ, તમારી સ્ત્રીને તમારી સહચરી બનાવો જેથી તમારો વ્યવહાર સુખ રૂપે નીવડશે અને પરમાર્થમાં પણ સહચરી થઇ અંતે સ્વર્ગની સંગી પણ થશે. અને ઉન્નતિના કાર્યમાં સહાયક થશે. પૂર્વે અનેક સન્નારીઓ પોતાના પતિને રાજ્ય કાર્યમાં સહાયક થઈ છે. અને મોક્ષને પણ પ્રાપ્ત કરી પતીને પણ મોક્ષ ધામમાં લઇ ગઇ છે. જેવી કે ચુડાળાએ પોતાના પતિને ઉપદેશ આપી

સીની રાણીએ રાજ્ય કાર્યમાં ભાગ લઈ પોતાનું શુરત્વ પ્રગટ કર્યું છે. એવી રીતે અનેક સતી સ્ત્રીઓએ પોતાની ઉન્નતિ કરી પોતાના પતિને સહાયક થઈ છે. આ પ્રમાણે સ્ત્રીઓ શું કરી શકે ? બધુંજ કરી શકે. પણ અજ્ઞાન ટળે ત્યારેજ થાય. માટે એમ થવાને પ્રયત્ન અને ખંત ધરો. વળી બંધુઓ, જેઓની પુત્રીઓ તથા બ્હેનો કર્મબળે કરીને અનાથ થઈ હોય તેને ગૃહમાં અજ્ઞાન દશામાં રાખી સંબંધીઓનાં વહીતરાં અને ધર્મને નામે આમ તેમ ભટકી મીથ્યા કુથલી કરવામાં અમુલ્ય કાળ ગુમાવવા ન દો. પણ એને ભક્તિમાર્ગે દોરી આત્મજ્ઞાનને પ્રાપ્ત કરાવી પછી અનેક પરમાર્થના કાર્યમાં સહાયક કરો. એ જેવી પરમાર્થના કાર્યમાં સહાયક થશે તેવી વહેવારની ઉપાધી વાળી નહિ થઇ શકે. માટે બંધુઓ ! દુઃખી અબળાનો આશિર્વાદ લઇ સુખી થાઓ અને તેઓને દુઃખ અને અજ્ઞાન રૂપી કુવામાં પડતાં ઉગારો.

છેવટે પરમાત્માની પ્રાર્થના કરી એટલુંજ માગું છું કે હે પ્રભો, આ કાર્યમાં સહાયક થા. મારા બંધુઓ તથા ભગિનીઓના હૃદયમાં ઉત્સાહ જાગૃત કર. જેથી સર્વ બંધુઓ પોતાની શક્તી અનુસાર આ કાર્યમાં મદદ કરે અને સ્ત્રીની ઉન્નતિ તેજ દેશોન્નતિ બની સર્વત્ર શાંતીને સુખ ભાસે અને મારી અનાથ બ્હેનોની બળતી આંતરડી ઠરે અને તેઓ શાંતી તૃપ્તી પામી, ઇશ્વર ભક્તિ કરી, પરમાર્થનાં કાર્ય કરી અંતે જન્મ મરણના ભયને ટાળે. બંધુઓ, પ્રભુ સર્વને સારી બુદ્ધિ આપે એ છેવટની માગણી છે ! કૃપાળુ પ્રભુ સર્વનું શુભજ કરશે. શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

—ન્હાની બ્હેન.

---

## સ્ત્રીઓને ધર્મનીતિની કેળવણીની આવશ્યકતા.

મારી પવિત્ર સુખાભિલાષિ ભગિનીઓ ! આજનો મારો વિષય ઉપરના નામથી જાણ્યો હશે. કેળવણી એ શબ્દ હવે નવીન નથી કેમકે જ્યાં ત્યાં હવે કેળવણીનો પ્રચાર ચાલી રહ્યો છે. તથાપિ " યથાર્થ કેળવણી " એ રૂપમાં હજી અનુભવમાં આવતો નથી. રાજને અનુસાર કેળવણી સર્વત્ર અપાય છે પણ જે કેળવણી આપ્યાથી સંસાર ઉન્નતિ અને આત્મોન્નતિ થાય એવી કેળવણીના બીજ હજી રોપાયાં નથી, એમ હું કહીશ તો તે અસત્ય ગણાશે નહીં. કારણ કે ગૃહસ્થીનો ગૃહસ્થાશ્રમ હજી તેવો સુખરૂપ નીવડયો હોય તેવું ઇંતર જોનારની દષ્ટિએ આવતું નથી. હાલ જે કેળવણી અપાય છે તેનાં વિરુદ્ધમાં હું છું એમ આ વચનથી કોઇએ ધારવું નહીં તથાપિ એટલું તો મને સમજાય છે કે આપણે જે દિશામાં જવું છે તે દિશાથી જુદી દિશાએ લઇ જનાર એ કેળવણી છે.

સ્ત્રીઓના સ્વાભાવિક ગુણોને ખીલવવા અને તેમનામાં અન્ય ગુણોની વૃદ્ધી કરવી એ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ.

ભગિનીઓ ! ફરજીઆત રીતે સર્વ ગૃહની સ્ત્રીઓ, ભગિનીઓ અને પુત્રીઓને ધર્મ અને નીતીથી ગ્રથીત કેળવણી આપવા પુરૂષોએજ યત્ન આરંભવો જોઇએ. જો માતા યથાર્થ કેળવાયેલી હશે તો તેની પ્રજા સુધારવા પછી કોઈ પણ પ્રકારનો શ્રમ

લેવાની અગત્ય રહેશે નહી. માટે થોડા દહાડાનો સ્વાર્થ ભોગ આપીને આ કાર્યમાં પુરૂષોએ મદદગાર બનવું જોઇએ. મારી વહાલી બહેનો, જે નિરર્થક કાર્યમાં સમય ગુમાવે છે તેને તે કામથી રોકી હીતકર કાર્યમાં યોજવાં એ પુરૂષોનું કામ છે. ઉત્તમ પ્રકારની કેળવણી આપવા માટે મારી વિદ્યાવંતા બહેનોએ પ્રથમ ભાગ લેવાનો છે કારણ કેતેઓએ કેળવણીનું જે સુખ તેનો અનુભવ કર્યો છે માટે આપણે લીધેલું સુખ બીજાને આપવું એમાં ઉદારતા અને સાર્થકતા રહેલી છે. એવી બહેનોને સર્વ રીતે સગવડ કરી આપવી એ મારા બંધુઓનું કર્તવ્ય છે અને ત્રીજું સર્વ બહેનોએ મનમાં કોઇ પણ જાતની મગરૂરી તથા સંકોચ ન રાખતા પ્રેમથી તેમાં ભાગ લઇ આપણી ઉન્નતિ કરવી જોઇએ. બંધુઓએ સ્ત્રીઓ પ્રતી અલક્ષ ન કરવો. તે કેવળ રસોઇ કરનારી અને ઘરની ચાચવનારી છે એવા તેને સારૂ હલકા વિચાર ન રાખવા તેમ તેને પુરૂષની સરખામણી કરનાર અને કોઇની પણ દરકાર ન કરનાર એવી બેપરવાહ ન બનાવી દેવી. પણ તેને શુદ્ધ માતા, શુધ સ્ત્રી અને પ્યારી પુત્રી બનાવવામાંજ તમારી જીંદગીની સાર્થકતા સમજો.

બહેનો, ! હવે આપણે આપણી ચાલતી ઘટના પ્રતી જોઇશું તો આપણને સ્પષ્ટજ થશે. જુઓ, બાળપણથીજ પ્રજાને નોકરોને હાથે ઉછેરવી એ અવનતીનો પ્રથમ પાયો છે. કેટલીક શ્રીમંત માતાઓ તો પોતાની નાજુકાઇને લીધે તેને પોતાનું દુધ પાઇ શકતી નથી અને તેને માટે ઉતરતી વર્ણની ધાવને રાખી તેના સંસ્કાર છોકરાંને નાખે છે. આથી છોકરાં ઉછરે છે ખરાં પણ આપણા ભવિષ્યના બીજના મૂળમાં ખાતરને મીઠું પાણી ન સીંચતાં, મીઠું અને સમુદ્રનું પાણી સીંચાય છે. જો કે ઝાડોમાં ખારો પદાર્થ પડતાં થોડે દહાડે વિનાશ થાય છે તે આપણી દ્દષ્ટીએ પડે છે; તેમજ આપણી પ્રજાને યોગ્ય સંસ્કાર ન પાડતાં અયોગ્ય સંસ્કાર પાડવાથી આપણા દેશની કેટલી અવનતિ છે અને થાય છે એ હવે આપણે નવું જોવાનું કે જાણવાનું રહ્યુંજ નથી હલકા પ્રકારનું પોષણ મળતાં આ બાળકના અવયવમાં તે જાતની રચના થાય છે. આપણું શરીર પ્રતિદીન બદલાતું જાય છે તો તે શરીરમાં સર્વ પ્રકારની વૃદ્ધિ કરે એવું એને પોષણ મળે તોજ દિવસે દિવસે એનામાં સજાતીય સંસ્કાર બળવાન થાય. હવે માતા પિતાના બીજનું જે શરીર રચાયું છે તે શરીરમાં નવી વૃદ્ધી થવાને સમયે હલકા પ્રકારનું પોષણ મળે તો પછી બીજું શું થાય? એજ થાય કે "જેવું ખાય તેવું ધાય." કહેવત છે કે "અન્ન તેવા ઓડકાર." આપણા અનુભવમાંજ છે કે જે વસ્તુ આપણે ખાઇએ છીએ તેજ વસ્તુનો જવાબ આ છે. તેમાં સારી વસ્તુ જેવી કે ઘેબર અથવા ખાજું એવાં ઉત્તમ પદાર્થો ખાઇશું તો તે કંઇ પછીથી જણાશે નહિ. પણ આપણું મનજ તૃપ્તિ પામશે પણ હલકા પદાર્થ જેવા કે ડુંગળી લસણ મુળા આદિ ખાઇશું તો આખો દિવસ જવાબ દેશે અને પાસે બેસનારને તે ખબર આપશે કે ફલાણો પદાર્થ આણે ખાધો છે. તેજ પ્રમાણે સંગતના સારા ગુણો આવતાં વિલંબ થશે પણ હલકા સંસ્કાર આવતાં જરા પણ વિલંબ થનાર નથી. બાળકના ઉછરતા અણુઓ નઠારા સંસ્કારથી ન પોષાય એને માટે માતા પિતાએ ઘણી સાવધાનતા રાખવાની પ્રથમ અગત્ય છે. માતા બાળકને ધારણ કરે ત્યારથીજ તેને સાવચેત રહેવાની અગત્ય છે બાળક ઝોળીમાં સુએ તે માતા હિંચોલે ત્યારે પણ માતાએ ફરજ અદા કરવાની છે બાળકને ઉપાડતી વખતે

ગાવામાં અગડમ બગડમ હાલરડાં ગાવાં એ પણ બાળકને બગાડનાર છે, પ્રભુ ભગવાનને સુત્રાત્મા કહીએ છીએ તે એમ જે આપણા બધાના કર્મનું સુત્ર એમના હાથમાં છે અને તે પ્રમાણે એમના નચવ્યાંજ જીવોને નાચવું પડે છે તેજ પ્રમાણે ઓજીની દોરી માતાના હાથમાંછે જેવી રીતે માતા આજે દોરશે તે પ્રમાણે આગળ પ્રજા દોરાશે. ધર્મ શાસ્ત્રના જ્ઞાનના રહસ્યને જાણવાનો અભાવ થતાં આજની માતા આગળ જો કોઇ પ્રકારની વાતો કહેવામાં આવે છે તો હસી કાઢે છે. હસી કાઢે છે એટલુંજ નહીં પણ દ્વિગુણ તિરસ્કાર બતાવી અન્ય સાંભળનાર બહેનોને સમજાવીને રોકી શકે છે અને જે નથી રોકાતી તેને જ્યાં ત્યાં નિંદે છે. આથી જે મુજબ ભયાવસ્થામાં ઉછરી છે તેવી સ્ત્રી તેમાં ભાગ લેતી તરત અટકી જાય છે, તેઓ મનમાં સમજે છે કે આ સારૂં છે. પણ લોકો મારી વાત કરે છે, માટે શું કરીએ? સ્ત્રીઓ માત્ર વાતથી અટકી પડેછે એમ નથી પણ પુરૂષો પણ મિથ્યા લોકપવાદથી બીહે છે એ ઘણું શોચનીય છે.

મારી બ્હેનો ! આપણા બંધુઓને આપણે ખાસ વિનંતિ કરવાની કે તમે બધી વાતે પ્રવીણ થઇને આવી નજીવી બાબતમાં શું કરવા મિથ્યા ભય ધરો છો. સ્ત્રીઓની દશા હજુ બહુ અજ્ઞાનતામય છે તો તેને બળાત્કારથી પણ સજ્ઞાન કરો. સ્ત્રી સજ્ઞાન થશે એનું સુખ કોણ ભોગવશે તેને વિચારો. આંધળો સંસાર ન ભોગવતાં એને દેખતો કરો, ને પછી ગૃહસ્થાશ્રમનું સંપુર્ણ સુખ અનુભવો. ગૃહસ્થાશ્રમ એ ચારે આશ્રમોમાં શ્રેષ્ટ કહ્યો છે પણ તે ક્યારે ? ઉભય વ્યક્તિ કેળવાયલી હોય ત્યારેજ; નહીતો કંઇ નહીં. જ્યાં પુરૂષ ભણ્યો ગણ્યો હોય ત્યાં સ્ત્રી નહી ને જ્યાં સ્ત્રી ભણેલી હોય ત્યાં પુરૂષ નહીં એવું વિચીત્ર જોડું હાલ બનાવવામાં આવે છે. દરેક પ્રકારની વીચિત્રતાને લીધે જ્યાં ત્યાં સુખ શાન્તિ ન જણાતાં ક્લેશ ને ખેદજ ભાસેછે. જ્યાં એમાંનું એકે ન હોય ત્યાં આળસનું જોર એટલું બધું વ્યાપી રહ્યું હોય છે કે ખાવું પીવું અને ઉંઘવું એ સિવાય બીજું કંઇ પણ કર્ત્તવ્ય હોય એમ તેઓ ધારતા નથી. આયુષ્યનો, મનનો, ને ધનનો સદ્‌ઉપયોગ કેમ કરવો એ વાતને તો તેણે હદપાર કરેલી હોય છે એટલે તેનું સર્વ વ્યર્થજ ગણાય છે.

બહેનો ! ખાવું, પીવું, અને ઉંઘવું એ હાલ મુખ્યત્વે કરીને શ્રીમંત સ્ત્રીઓનું કાર્ય ગણાય છે. ઘણું થાય તો સાંજે ગાડીને વાડીની સહેલ લેવી એટલે તો પારસીમા આવી જાય છે હવે એવી મારી સુભાગ્યવંતી બહેનો જો મનમાં આદરે તો કેટલું કામ કરી શકે એ મારી અટકળમાં પણ આવી શકતું નથી પણ અફસોસ તેજ ન મળે. જો મારી બહેનોને લાગણી થતી હોય તોજ તે કરી શકે. ને લાગણી પણ ક્યારે થાય જ્યારે બાળપણથીજ યથાર્થ ધર્મનીતિની કેળવણી મળી હોય તોજ પોતાની ફરજો કોના કોના પ્રતી અદા કરવાની છે તે તેને સમજાયું હોય.

બહેનો, દયા અને ધર્મ એને હમેશના ભાઇ અને બહેન ગણવાના છે. સંસારી ભાઇ અને બહેન જોડે કોઇ પણ દિવસ વિરોધ આવવાનો સંભવ આવે પણ દયારૂપી બહેન અને ધર્મરૂપી ભાઈ જોડે વિરોધ આવવાનો નથી અને એ ભાઇ બહેન કોઇ દીવસ માણસને તજે એવાં નથી. જેમ બહેનને ભાઇ ઉપર વધારે હેત હોય તેમ સ્ત્રીઓને પણ દયા ધર્મપર વધારે હેત હોય છેપણ એ પ્રેમ શુદ્ધ અને યથાર્થ હોતો નથી. ધર્મનું રહસ્ય સમજ્યા વિનાનો ધર્મ ફળીભુત થતો નથી, તેમ દયા પણ ક્યાં વાપરવી અને કેવી

રીતે વાપરવી એ પણ ઘણા જાણતા નથી. વિભુતિ ચોળી ફરનારા બાવા અથવા સાધુને નામે ગણાતા કેટલા મનુષ્યો ઉદ્યોગહીન થઇને પડયા છે તેવાઓને પૈસા અથવા વસ્ત્રાદિ આપવું અને તેમને જોઇતી વસ્તુ પહોચાડવી એનેજ કેટલાંક ધર્મ માને છે. આ કાર્યમાં ધર્મ હશે ખરો પણ મારી મંદમતિતો એમ સ્વીકારે છે કે ધર્મ ન થતાં આળસ અને ઉન્મત્તાઇને ઉત્તેજન આપવાનું થાય છે. જેને આપણે સાધુ અથવા બાવા કહીએ તે જો સાધુજ હોય તો તેમની આવી દશા હોવીજ ન જોઇએ. અને તે જો બાવાજ હોય તો વળી ત્યાગી ને શું જોઇએ પણ આમાનો એક સદ્દગુણ તેમનામાં ન છતાં મારી ભાવીક ભગીનીઓ પોતાના પૈસાનો ત્યાં ઉદાર હાથે વ્યય કરે છે. અને જે વિધવાઓ અથવા અન્ય દુઃખીત્ બહેનો હોય છે તેના પ્રતિ લક્ષ પણ કરતી નથી. આનું કારણ પણ કેળવણીની અજ્ઞાનતા એ સ્પષ્ટ છે. જો મારી બહેનોએ વાસ્તવિક કેળવણી લીધેલી હોય તો આવા અનર્થને ઉત્તેજન આપેજ નહી. પણ આપે છે તેથી એ નક્કી થાય છે કે હજી કેળવણીનો પાયો સબેલો છે. જો મારી પ્રેમાળ બહેનોને ધર્મના રહસ્યનું જ્ઞાન થશે તો તેઓ કદી પણ પોતાની સંપત્તિનો અસદ્વ્યય કરશે નહી કેમકે વહાલી વસ્તુને તજવી કારણ હોય છે પણ ધર્મનું પ્રબળ મનુષ્યના મનપર એવી સત્તા ભોગવે છે કે પરમપ્રિય વસ્તુનો પણ તે સહેલાઇથી ત્યાગ કરાવી શકે છે. યથાર્થ ધર્મબળ એ સર્વોત્તમ બળ ગણાય છે. પૂર્વના દૃષ્ટાંતો લઇશું તો ધર્મના બળની દૃઢતાથી જે કંઇજ ગણનામાં ન ગણાય એવાં સ્ત્રી પુરૂષોએ આજ લગી પ્રસિદ્ધ એવાં કાર્યો કર્યા છે. એ શેની ખૂબી છે? ધર્મનીજ ખૂબી છે. બહેનો, કેળવણી એનો હું એવો અર્થ નથી કરતી કે માત્ર વિદ્યા તથા હુન્નરો શીખ્યા એટલે કેળવણીની અવધી આવી રહી. કેળવણી એ શબ્દનો અર્થ હું એમ સમજુ છું કે શરીરના અંતરના અંતર બહિર સર્વ વિભાગોને મહેનત આપી તેને સરળ અને સત્યદર્શી કરવાના છે. મગજનું કામ કરીએ તો મગજ કેળવાય; કસરત કરીએ અથવા કોઇપણ શારીરિક ક્રિયા કરીએ તો શરીરના તેતે અંગો સુદૃઢ થાય છે. આ બધી ક્રિયાથી શરીરના બાહ્ય ભાગો કેળવાય છે પણ મુખ્ય કેળવવાનું તો જે મન છે તે ઉપલી કોઇ પણ ક્રિયાથી કેળવાતું નથી. મનને કેળવવું એજ પ્રથમ કર્ત્તવ્ય છે. મનને કેળવ્યા વિના હાલની દુર્દશા જવી હવે કઠીનજ છે. પોતાને અદા કરવા જેવી ખાસ ફરજો તથા કર્ત્તવ્ય મનની અકેળવણી ને લીધે હાલ બજાવાઇ શકાતાં નથી, એ સર્વને સુવિદીત છે. તથાપિ સ્વાર્થપરાયણ માનવ પ્રજા તેને માન આપે છે અને તેને ડાહ્યું કામ સમજે છે એ આશ્ચર્ય છે. મોટા ગણાતા, ધર્મીષ્ઠ ગણાતા, પણ જ્યારે આજ પ્રમાણે વર્ત્તે ત્યારે અભણ અને નાસ્તિક પ્રજા તેમ વર્તે તેમાં શી નવાઇ ? જે પ્રસંગો પ્લેગના વખતથી જગજાહેર થઇ ગયા છે કે ગમે તેવું પ્રેમી જન પડયું અને તે ગમે તેવી આફતમાં હોય તો પણ તેનાં સંગી ન થવું. એવા પ્રસંગોને મેં મારી જાતે જોયલા છે. ગીતા સરખા પવિત્ર પુસ્તકમાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કેઃ—

યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ ।
સ યત્પ્રમાણં કુરુતે લોકસ્તદનુ વર્તતે ॥

આ ભગવદ્ વાકય પ્રમાણે મોટાઓનું અનુકરણ સર્વ કરે છે. ગીતા આદિ શાસ્ત્રમાં એજ કહ્યું છે કે દરેક કાર્યમાં પ્રથમ મોટાઓએ ઘણુંજ સાવધ રહેવાનું છે. આવી

અધરીત સ્વાર્થપરાયણ વૃત્તિ રહેવાનું મુખ્ય કારણ ધર્મનો અભાવ એજ છે. જો બાલ્યાવસ્થાથી ધર્મના સંસ્કાર પોષાઈ કર્તવ્ય પરાયણ રહેવાનો તેને દૃઢ બોધ થયો હોય તો શું તેઓ આજની પ્રજાની માફક કરે કે ? નજ કરે. પૂર્વનાં દૃષ્ટાંતો જોઈશું તો આપણને પ્રત્યક્ષ પૂરાવો મળે છે કે તેઓ કદી પણ કર્તવ્યથી વિમુખ થતા નહી. પુરૂષ અને સ્ત્રીઓ સર્વમાં આ પ્રકારનું નિશ્ચયબળ હોવાથી ઉભય જાતિ નિડરપણે નીજકર્તવ્યો અદા કરતાં. આ બધુ મન કેળવવાનું ફળ છે. બહેનો, રણભૂમિમાં ચડનાર વીરોને તેની માતાઓ શું કહેતી ' બેટા, રણમાં પાછું પગલું ભરીશ મા. પણ રણોન્મુખ રહી ક્ષત્રીય ધર્મને સાર્થક કરજો.' એ માતાઓ રણમાં હણાયલા પુત્રોનો શોક કરતી નહી એનું કારણ શું ? કારણ એજ કે તેઓએ પોતાના ધર્મને સારી રીતે જાણ્યો છે. તેથી ઉલટું આજની માતાઓ શું કહેશે ? એજ કહેશે કે ઘરની બ્હાર નહીં જવા દઉં. આવા જે પૂર્વ પશ્ચિમના જેવા વિરૂધ્ધ ઉત્તર સાંભળવાના આવે છે તેનું કારણ પણ ધર્મનો અભાવ એજ છે. બહેનો, ધર્મને નામે ભડકોમાં. યથાર્થ ધર્મથી કોઇ દિવસ હાનિ થતી નથી. જે હાનિ થાય છે તે અધુરા ધર્મથીજ થાય છે.

ભગિનીઓ ! સ્ત્રીઓની જીંદગી હાલ જેવી રીતે ગુજરાય છે તેવી રીતે ગુજરવાની નથી પણ એ અમૂલ્ય જીંદગી વડે અમૂલ્ય કામો કરવાનાં છે. શ્રીમંતોએ શ્રીમંતાઇના કાર્યો કરવાં અને ગરીબ બહેનો પાસે કાર્યો કરાવવાં. બહેનો, આપણામાં કહેવાય છે કે " કોઇના થઈ રહીએ અથવા કોઇને કરી રાખીએ " આ વાત ખરી છે. શ્રીમંત બ્હેનો તમે ગરીબોને તમારા કરી રાખો અને અશક્ત બ્હેનો તમે એમનાં થઈ રહો. તમે પૈસા કાઢી કામનો બોજો માથે લો અને બીજી બ્હેનો પાસે પ્રેમથી કામ કરાવી તેને ઉત્તેજન આપો. બહેનો પૈસો કે પદવી કાંઇ અચળ નથી. માટે સારાં કામો મુલતવી ન રાખો. બહેનો આપણી જાત ભગિનીઓ માટે કરવું એમાં કંઇ કોઇને ઉપકાર કરવાનો નથી.

બહેનો ! મન કેળવાયલું છે કે નહીં તે જોવા માટે કંઈ પરિક્ષા આપવા જવું પડે એમ નથી. એની પરિક્ષા તો આપણા વ્યવહારમાં રોજ લેવાય છે. જે મન, માન, મગરૂરી, તથા ક્રોધાદિ દોષવાળું દેખાય એટલે જાણવું કે તેથી કેળવણી પામેલુંનથી. અને જે મન શાન્તી, તૃપ્તિ, વિનય, વિવેક, અને દૃઢતાદિ સદ્ગુણ વિભૂષિત હોય અને વિરોધી પ્રસંગ આવતાં છતાં પણ ઉપલા ગુણોથી ચ્યુત ન થતું હોય તો નક્કી જાણવું કે આ મન સંસ્કાર સંયુક્ત છે.

બહેનો ! મનની નબળી સ્થિતિ રૂપી રોગ એટલો બધો વ્યાપી રહ્યો છે કે હવે અસાધ્ય જેવો થઇ પડયો છે. એ રોગ મટાડવા યોગ્ય વૈદ્ય પણ મળી શકતા નથી એટલે સહેવું એજ અવશેષ રહે છે. મનની નબળાઈ વધતાં વધતાં હવે તનની નબળાઇ પણ અતિશય વધી પડી છે. એ વાતનું વર્ણન કરવાની હવે જરૂર નથી. કારણ કે ઘેરે ઘેર એનો અનુભવ થયો છે. જેટલા શ્રીમંતો હોય તેને ઘેર તો રોજ મંદવાડ ચાલતોજ હોય. તેના પૈસા ધર્માદા ન વપરાય પણ દાક્તરને ઘેર ભરાય.

બહેનો ! બાળકોને ખોટા લાડ લડાવેથી જે માઠા પરિણામ થાય છે તેને તમે ધ્યાનમાં લ્યો. અને મિથ્યા લાડ કરવાં છોડી દ્યો. બાળકને રડકણું અને ભડકણું ન થવા

હો. તેને શૂરતા, દઢતા, વગેરે આવે એવી એવી તેના સમીપ વાતો કરો. નીતિ અને ભક્તિની રસાળ વાતો કરી તેને રસજ્ઞ બનાવો તેના મનને વજ્ર જેવું બનાવો. તેનામાં નિશ્ચય બાંધવાનું તથા તેને અંત પર્યંત પાળવાનું સામર્થ્ય આણો. ઉપલા ગુણો ધારણ કરવવામાં પુત્ર પુત્રીનો ભેદ ગણશો નહિં. કારણ કે સદ્દગુણ ઉભયને શોભાવે છે સદ્દગુણને માટે સ્ત્રી પુરૂષમાં ભેદ નથી. અને જે ભેદ છે તે માત્ર કર્ત્તવ્યમાં છે. ને કાર્યની તેને સમજણ આપવી જોઇએ. પુત્રોને જેમ ભણાવવાની અગત્ય છે તેવી અગત્ય પુત્રીઓને પણ છે. પુત્રોને યોગ્ય અભ્યાસ કરાવ્યા વગર ગૃહસ્થાશ્રમમાં જોડવા એ જેટલું અઘટીતછે તેટલુંજ અઘટીત પુત્રીઓને માટે પણછે. સરખાં જોડાંથી સંસાર શોભેછે. વિચાર અને વર્તન એક હોય તોજ ગૃહસ્થાશ્રમ માંડયાનું સુખ મળે છે. નહી તો એવો લુખો સંસાર ભોગવવાથી આ લોકમાં કે પરલોકમાં કોઇ સ્થળે પણ સુખ મળવાનું નથી.

બહેનો ! પુત્રીઓને બાળપણથીજ ઘર અને વરના બંધનમાં ન નાંખો પણ બ્રહ્મચારીની સ્થીતિમાં રાખી તેને ધર્મી અને વિદ્યાવિલાસી કરો. એ પ્રકારની ઉત્તમ રહેણીમાં પ્રજાને ઉછેરાશે તો એના સુફળો કેવાં સ્વાદીષ્ટ નીકળશે એનું માપ પણ આવવું હાલમાં કઠીન છે. પુત્ર અને પુત્રીને પોતે પોતાના કર્તવ્ય પરાયણ કરવી એ પ્રથમ ફરજ છે. પુરૂષોએ યોગ્ય નીતિ ધર્મથી ગૃહસ્થાશ્રમનો ભાર વહન કરવાનો છે. ને સ્ત્રીઓને પણ તેજ વ્યવહાર સહ સર્વ કર્તવ્યો કરવાનાં છે. એ કર્ત્તવ્યમાં પ્રમાદ થાય તો પછી સર્વ પ્રકારની અવનતિ થવાનો સમય આવે એમાં સંશય નથી.

બહેનો ! આ જન્મમાં જે સુખ દુઃખ આપણે ભોગવીએ છીએ તે આપણા પોતાનાજ પૂર્વ રચિત કર્મોનાજ ફળો છે. બહેનો ધર્મનો વ્યવહારીક અર્થ એજ વાપરવાનો છે કે પોતે પોતાની ફરજો સારી રીતે બજાવવી. એ ફરજો બજાવવામાં જેટલી કચાસ રહે તેટલું આપણને ભોગવવુંજ પડે છે કારણ કે પરમેશ્વરના કાયદામાં એમજ છે કે સહુએ નિયમીત રીતે પોતાનું કર્તવ્ય કરવું. કર્તવ્ય કરવામાં ભારે વિટંબણાઓ આવે તો પણ તેથી ડગવાનું નથી. આ જગતમાં કંઈ પણ સહેલું કામ નથી. પણ જેને આપણે અનુકૂળ ગણીએ છીએ તે સહેલું લાગે છે. અને જેને અનુકૂળ નથી ગણતાં તે નથી લાગતું. તૈયાર ભોજનની થાળી પીરસી હોય અને આપણે ખાવું તેમાં પણ મહેનતની જરૂર રહે છે. વારૂ, મૂખમાં ગ્રાસ મૂકીને બેસી રહીએ તો પેટમાં જવાની આશા નથી તો જેમ આપણા શરીરના રક્ષણ અર્થે એ બધી મહેનત આપણે ન લેખવી, ને કામ કર્યાં જઇએ છીએ તેવીજ રીતે સંપૂર્ણ કાર્યો કરવાનાં છે.

કન્યા, સધવા, અને વિધવા એમ ત્રણ પ્રકારની સ્ત્રીઓની અવસ્થા જોવામાં આવે છે. એ ત્રણે અવસ્થા સર્વને સરખી ભોગવવામાં આવતી નથી એમાં પણ પ્રારબ્ધ પ્રમાણે સુખ દુઃખની પ્રતીતિ સર્વને થાય છે. હવે બાલ્યાવસ્થાથીજ ધર્મનીતિનો અભ્યાસ કર્યો હોય તો તેવી અવસ્થા આનંદ અને કર્તવ્ય પરાયણ રહી ગુજારી શકાય; એમાં પણ પૂર્વેની આપણી માતા તૂલ્ય ઘણી સ્ત્રીઓનાં દષ્ટાંત છે. સતી સાવીત્રિના ચરિત્ર પ્રતિ આપણે સહજ જોઇએ. એ બાલ્યાવસ્થામાં રાજગૃહે ઉછરી એના પિતાએ એને પતિ શોધમાં મોકલી સર્વ દેશમાં પતિની શોધ કરતાં છતાં એના લાયક એણે પતિ ભાળ્યો નહી

આખરે એક વનમાં સત્યવાન યોગ્ય લાગ્યો. પણ આપણે જોઈશું તો એની બાહ્ય સામગ્રી વિચિત્ર હતી. જુઓ, સત્યવાનના પિતા રાજ્યભ્રષ્ટ, અને માતાપિતા બન્ને અંધ; આથી અવસ્થાને લીધે તેઓ મુનીના આશ્રમો સમીપ પર્ણકુટી બાંધીને નિવાસ કરતા હતા. એક રાજબાળા આવી અવસ્થાવાળા પુરૂષને પોતાના પતિરૂપે સ્વિકારે એ કેટલું હાલના સમય વાળાને વિચાર વિનાનું ભાસે એમ છે. પણ તે વખત તેમ નહતું. એ બાળાની પસંદગી તેના માતા પિતાએ પ્રેમથી સ્વીકારી આનંદ માન્યો પરંતુ તરતજ બીજી બીના બની. સર્વ કાર્યને સર્વત્ર સ્પષ્ટ કરનાર શ્રી નારદ મુનિ ત્યાં પધાર્યા તેમનું પૂજન અર્ચન થયા બાદ તેમણે જણાવ્યું કે તારી પુત્રીને આ પતિ યોગ્ય નથી રાજા તરફથી કારણ પુછતાં તેમણે કહ્યું કે એ અલ્પાયુષિ છે. આ ખબરથી રાજાએ પુત્રીને અનેક પ્રકારે સમજાવી તે છતાં તે બાળા પોતાના નિશ્ચય બળથી જરાપણ ભ્રષ્ટ થઈ નહીં અને અંતે એજ પતીને વરી. પરણીને સાસરે જતાં માતા પિતાની આપેલી સર્વ સંપત્તિ ત્યાંજ છોડી દીધી અને પોતાના સુશોભીત વસ્ત્રાલંકારો પણ તજી દઈ અરણ્યને યોગ્ય થઈ રહી. આ બધું શેનું બળ ! ધર્મ જાણવાનુંજ બળ. એ એટલું કરીનેજ વીરમી ન હતી પણ સમયાનુકુળ સાસરામાં વર્તિ સર્વની પ્રસન્નતા મેળવી અને પોતાના પતિનું ગત જીવન પણ સંપાદન કર્યું અને ઉભયકુળની વૃદ્ધી કરી સંપૂર્ણ સુખની પ્રાપ્તી કરી. ઉપર બતાવેલી કાર્યદક્ષતા અને સુદૃઢ નિશ્ચયથી સર્વત્ર સુખનોજ અનુભવ થાય છે, પણ હવે એમાંનું એકકે જોવામાં આવતું નથી, કદાપિ છોકરીઓનામાં સુસંસ્કારે એવા વિચાર હોય તો તેના માતા પિતા બળાત્કારથી પણ પોતાનું ધાર્યું કરે છે. હાલના માતા પિતા એમજ વિચારે છે કે લોકોમાં ચાલતી રૂઢીને આધીન થઇ વર્તીએ તેજ બરાબર છે.

સઘળી સ્ત્રીઓએ પણ એજ નિશ્ચય રાખવાનો છે કે આપણે કર્મે આપણને જે મળ્યું હોય તેને સુખ રૂપ કેળવી સંસાર ખેડવો. કોઈના સુખ સંપત્તિ જોઈ તેમાં મનને નાંખી પ્રાપ્ત સુખના અભોક્તા થઈ કર્મ બંધન બાંધવાનું શું કામ ? જો પૂર્વે સતી નર્મદા કેવા પતિને વરી, તેની સેવા કેવી કેવી રીતે કરી એ જાણીતુંજ છે, એ સતી કર્ત્તવ્યમાં રત રહી તો આજે અમર નામના કરી ગઈ છે.

બ્હેનો, તેને વ્યવહારમાં કેવું વિષમપણું હતું તેને ન ગણકારી સુખરૂપ જીવન ગાળ્યું, તે શાથી ? ધર્મના જ્ઞાનથીજ. તેમજ સુડાળા રાણી અને એનો પતિ સર્વ વાતે સમાન હતાં તથાપિ ધર્મની સમજ ફેરને લીધે તેને પ્રતિકુળતા વેઠવાનો પ્રસંગ આવ્યો હતો આવો પ્રસંગ આવતાં છતાં તે લેશ પણ ગભરાઇ નથી. પણ પોતાને પ્રાપ્ત ધર્મ યુક્તિ વડે પતિને સર્વ વાતે નિપુણ કરી પુનઃ રાજ્ય સુખનો અનુભવ લીધો હતો. બ્હેનો આથી ઉલટુ આજે શું જોવામાં આવે છે? છોકરીને સાસરે દુઃખ હોય તો તેના સર્વ સંબંધી બબડાટ ફફડાટ કર્યાજ કરે છે. જ્યાં ત્યાં તેના સાસરીઆં તથા પતિને અઘટીત શબ્દોથી નીંદે છે અને એમ થતાં થતાં આખરે ઘણો માઠો પરિણામ આવે છે. બ્હેનો ઉપાય વિનાના જે જે દુઃખો આવે તેને દુઃખો તો સહ્યા વિના ચાલે એમ છેજ નહીં. પણ હવે તો માણસોના સ્વભાવ કૃત ભારે દુઃખો બાળાઓને વેઠવાના છે. એ કંઈ ન ટળાય એવાં નથી પણ મનુષ્યોને ધર્મના અજ્ઞાનપણાને લીધે નિરર્થક કલેશના ભોકતા થવું પડે છે.

અનુકૂળ અને પ્રતિકૂળ પ્રસંગો આવવા એ જગતનું બંધારણ છે. સૂર્ય અને ચંદ્રને પૂર્ણ અસ્તોદય મનાય છે તો મનુષ્યોને આવે એમાં શી નવાઇ? સુખ દુઃખના પ્રસંગોને યોગ્ય રીતે વહન કરાવવા એજ ધર્મનું કાર્ય છે. ધર્મ એટલે એમ કંઇ નથી કે આખો દિવસ દેવપૂજનજ કર્યાં કરવું અથવા મંદિરોમાં દિવસોમાં બે ત્રણ વાર અગર એથી પણ અધિકવાર દર્શનાર્થે જવું અથવા ભાગવતાદિ ધર્મ શાસ્ત્રોનું વારંવાર કથા શ્રવણ કરવું. આટલું કર્યાથીજ ધર્મની પરિસીમા ગણાતી નથી. ધર્મ શાસ્ત્રનું શ્રવણ કર્યું અને તે પ્રમાણે રહેણી કહેણી ન રાખી તો પછી ધર્મશાસ્ત્રમાં આવે છે કે સાસુએ વહુને દુઃખ દેવું અને વહુએ સાસુને દુઃખ દેવું? આ પ્રકારનો વ્યવહાર અસલના રીવાજને પસંદ કરનારને ત્યાં પણ ચાલે છે ને હાલના ગણાતા સુધારા વાળાઓને ત્યાં પણ હોય છે એમ એમ સાંભળવામાં આવે છે. આ ઠેકાણે જો સ્ત્રીઓને અને બાળાઓને ધર્મનું જ્ઞાન હોય તો કદી પણ આવો ક્લિષ્ટ વ્યવહાર જોવામાં આવેજ નહીં અને ઘેર ઘેર ક્લેશાગ્નિ પ્રકટે છે તે પ્રકટે પણ નહીં.

મારી પ્રિય ભગિનીઓ! આ બધા પ્રસંગ વર્ણવવાને આ મારો સમય નથી પણ હાલતો માત્ર મારા સમાન આશ્રમ વાળી બહેનોને સદ્ધર્મ પરાયણ કરવી એ કાર્ય અમે આદર્યું છે. એવી બહેનોની પણ મુખ્ય ફરજ છે કે પ્રાપ્ત સ્થિતિને યોગ્ય પ્રકારે વહન કરવી. જે મહાન્ દુઃખ પોતાના પૂર્વ કર્માનુસાર પ્રાપ્ત થયું છે તે અવસ્થાને યોગ્ય કર્મો કરવાં જોઇએ. પૂર્વતો ભારે દુષ્કર્મનો યોગ હોવોજ જોઇએ નહીતો આવું દુઃખ આવે કેમ? બહેનો જો એ દુઃખ આવ્યું છે તો પછી વિચાર કરવો જોઇએ કે હાલ હું જે સજા ભોગવું છું તેને લાયકજ છું અને એ સજા શાન્તિથી નહી ભોગવું ને ધમ પછાડ કરીશ તો પછી વધારે સજાને યોગ્ય થઇશ. પતિના સ્થૂળ શરીરનો સબંધ છૂટયો છે પણ સુક્ષ્મ શરીરનો છૂટયો નથી તો સુક્ષ્મ સંબંધનું સ્મરણ કરી જે જે વિધિએ ગત પતિનું તથા પોતાનું કલ્યાણ થાય તે તે માર્ગે વિચરી કુળ, જ્ઞાતી, અને દેશનું હિત થાય એવી પ્રવૃતિ કરવામાં સતત મંડયા રહેવું જોઇએ. વ્યવહારીક સ્ત્રીઓ જેટલું કામ કરશે તેથી બમણું વા અનેક ગણું વિરક્ત સ્ત્રીઓ કરશી કારણ કે તેનામાં ગુપ્ત બળનો સંચય થાય છે. એ બળના સંચયનો સદુપયોગ કરવો એ કાર્ય સંસ્કાર અને સંગત પર આધાર રાખે છે. પણ હાલના સ્વાર્થ પરાયણ સંબંધીઓ બીચારી અનાથો પ્રતિ દયાની લાગણીએ જોતા નથી, પણ પોતાનું કામજ કરાવવું એટલુંજ સમજે છે.

જો સબંધીઓ પોતપોતાનો ધર્મ સમજે તો પછી દેશને કેટલા ફાયદા થાય એ હાલ કહેવાની જરૂર નથી. થોડા દિવસ ધર્મ શાસ્ત્રાનુસાર પ્રવૃતિ કરી જુઓ. તેના તાત્પર્ય પ્રતિ લક્ષ ખેચો ને બીજું બધું સુખ અકારૂં કરી એથીજ મનને કેળવો તો તમને થોડે કાળે પણ અનુભવ થશે કે પ્રભુએ જે સારૂં કહ્યું છે તેજ સારૂં છે. ને મનુષ્યોએ કલ્પેલું સારૂં તે આદિ અંત સારૂં નથીજ.

બહેનો! મારી અતી વિનંતિ છે કે તમારી પ્રજાને યથાર્થ ધર્મના સંસ્કારવાળી પ્રથમથીજ કરો એ કાર્યમાં જરા પણ પ્રમાદ કરશો નહીં તમારા ભંડારના રક્ષણની

કાળજી કરો તેનાથી અધિક પ્રજાને ધર્મ નીતિ દ્રઢાવવામાં કરો. સુપ્રજાને જોઇને જેવી શાન્તિ અને આનંદ થાય છે તેવાં બીજા કોઇ પણ પદાર્થથી થતાં નથી. ને થવાનાં પણ નથી. માટે ધર્મ પર અપ્રીતિ ને અશ્રદ્ધા ન કરો. હાલમાં ધર્મને નામે અઘટીત પ્રવૃતી જોવામાં આવે છે તે વિચારવંતને ન રૂચે એ વાસ્તવિક છે. પણ એમાં ધર્મનો લેશ પણ દોષ નથી. ધાતુને મારતાં ન આવડે ને આજારી માણસપર તે કાચા રસાયણનો ઉપયોગ કરે તો તેથી આજારી નિરોગ થવાને બદલે વિશેષ રોગી થાય એ સ્પષ્ટ છે. તેમજ ધર્મને બદલે. સમજ્યા વિના ઉપરના શબ્દને વળગી તે પ્રમાણે ઉપયોગ કરીએ તો હાની થાયજ એમાં શંકા શી ? માટે મારૂં કહેવુંજ એ છે કે જે વસ્તુનો ઉપયોગ કરવો છે તો તેની બરોબર માહિતિ મેળવીને કરવી. ધર્મનીતિમાં પણ યથાર્થ પ્રવિણતા મેળવી આપણા મૂળ પુરૂષોના શુભાશયને આધીન થશો તોજ સુખનો સંભવ આવવાને વિલંબ લાગશે નહી.

બહેનો, મારી વાણી સંકેલું છું અને કહું છું કે આપણે સ્ત્રીઓ પણ આપણા સરખાં કાર્યો કરવાને સમર્થ છીએ. બહેનો, પુરૂષો સબળ છે અને આપણે અબળ છીએ. એ વાત ખરી છે; સબળ મોટાં કામો કરે અને આપણે ઝીણાં કરવાં એતો નક્કીજ છે. સંસારમાં મોટાં અને નાનાં સર્વ પ્રાણી કામ કરે છે. આપણા ઘરમાં જોઈશું તો બધાં પ્રાણી નજરે પડશે. આપણે સ્ત્રીઓ જાણે નાનાં છીએ તો તેણે કીડીનું દ્રષ્ટાંત લેવું. એક કીડી ઉપયોગી પદાર્થને વળગે છે તે વાતની ખબર પડતાં સર્વ કીડીઓ તેને અનુકૂળ થઇ મદદે આવે છે. આ બધીઓ એકસંપે તે પદાર્થ ધારેલે સ્થળે લઇ જાય છે, અને તેથી સર્વે સુખ લેછે. તેમ આપણે પણ કરવુ જોઇએ. અમે બે બહેનોએ આ સુકાર્યનો આરંભ કર્યો છે તેને આપ સર્વ માન્ય કરી સર્વ રીતે અનુકૂળ થઇ અમારા કાર્યમાં સર્વ રીતે મદદગાર થાઓ. બહેનો એક કીડીથી આ કાર્ય થવાનું નથી પણ આપણ સજાતીય વ્યક્તીઓ જથાબંધ એકઠી થઈ એક સંપે કરીશું તો અલ્પાયાસે થોડા સમયમાં કાર્ય દક્ષતા મેળવી એનાં સુફલો સર્વને ચખાડવા સુભાગ્યવાન થઈશું. આજના વ્યાખ્યાનમાં જે કંઇ યોગ્યાયોગ્ય જણાય તે જણાવી અયોગ્યની સર્વ સુજ્ઞ બહેનો ક્ષમા આપશો એ મારી માગણી છે કેમકે મારો અભ્યાસ અતિ અલ્પ છે અને જાહેરમાં વિચરવાની મને અરૂચી છે છતાં વનિતાવિશ્રામના આરંભથી જાહેરમાં ભાગ લેવો પડે છે.

મારા ઇષ્ટ પ્રભુને નમસ્કાર કરી માગું છું કે સર્વના હૃદયમાં શુદ્ધ ધર્મને જાગ્રત કરો એ યાચના સહ વિરમું છું. શાન્તિ ! શાન્તિ ! શાન્તિ.

બહેન બાજીગૌરી.

**સંતાનની કેળવણીઃ** સંતાન હોવાં ન હોવાં એ ઇશ્વરની મરજીને આધીન, પણ હોય તો સદ્‌બુદ્ધિવાળાં હોવામાં ગૃહસ્થાશ્રમની ધન્યતા છે. ધર્મ અને નીતિ પરાયણ હોવું એ પણ સદ્‌બુદ્ધિની નિશાની છે ઘરની ગૃહસ્થાઇ નસાડી શકે તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરી શકે, દુઃખમાં દીન ન થાય, સુખમાં ફુલાઇ ન જાય, અને સર્વ દશામાં પરમેશ્વરનું વિસ્મરણ ન કરતાં મનુષ્યદેહ અને ગૃહસ્થાશ્રમને સાર્થકકરવામાં પ્રમાદ ન કરે એવી પોતાનાંછોકરાંને સદ્‌બુદ્ધિ આપવાની પ્રત્યેક માબાપનીફરજછે.

-ઉત્તમલાલ. કે. ત્રિવેદી

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

---

વર્ષ ૬ ઠું.] ઈ. સ. ૧૯૦૯ મે:—વૈશાખ, વિ. સં. ૧૯૬૫. [અંક ૯ મો.

---

## ज्ञानसुगन्ध.

" तुं जगतनी दासी छे "

मारे आखा जगतनी वनी शके एटली तारे सेवा करवी जोइए. पुत्री, विधवाना धर्म वहु विकट छे, विधवा उपर गंभीर बोजो रहेलो छे. जो कर्तव्य बजावाय तो वैधव्य अवस्था कांइ नकामी नथी. बेटी, पूर्वना शुभ संस्कारथी तुं सात्विक गुणवाळी छे, कर्तव्यमां लागी जा. इश्वर तारो मददगार थशे.

भानुकिशोरी—महाराज ! हुं केवी रीते कर्तव्य करुं ? माराथी शुं बनी शके ? हुं अबळा जात, निराधार, पैसा विनानी, हुं शुं करी शकुं ?

महाराजे जरा हसीने मिठाशथी कह्युं, बेटी, तुं शुं करी शके? तुं धारे ते करी शके. मनुष्यो पोताना आत्मानुं बळ समजतां नथी-केळवी जाणतां नथी, एज मोटुं बंधन छे. बेटी, तुं स्त्री जात छे ए खरुं, पण तेथी शुं ? केटलाक महात्माओ स्त्री जातिने भाग्यशाळी समजे छे. बेटी, तने खबर छे? ऋषिओए इश्वरने प्रेम रुपे भजवा माटे गोपीयोनो अवतार माग्यो हतो. स्वभावथीज स्त्रीओना हृदयमां जे प्रेम, विश्वास, श्रद्धा, भक्ति, पतिव्रतता छे, तेनी आंखमां

जे आकर्षण छे, तेना हाथमां जे मिठाश छे, तेनी वाणीमांथी जे अमृत झरे छे, ते पुरुषोमां क्यां छे ? स्त्री जो स्त्रीपणानो समजीने उपयोग करे तो स्त्रीनो अवतार कोइपण रीते उतरतो नथी. तुं धन माटे कहे छे. बेटी, ए विचारो साधारण माणसोना छे. धनथीज कल्याण थइ शके ए वात महात्माओ स्वीकारता नथी. अज्ञानीओने चमक आपवा माटे धन छे. आत्मोन्नति माटे धन कांइ बहु कामनुं नथी. धन तो स्थुल वस्तु छे. तारा हृदयमां अपार्थीव धन भरेलुं छे ते छोडीने, बेटी, क्षुद्र धननी इच्छा शुं करवा करे छे? सैंकडो धनवानो छे, मने बताव के धनना बळथी कोणे शांति मेळवी छे ? राज्य छोडी चाल्या गयेला बुद्ध, भर्तृहरि तथा भगवान् व्यासजी, शुकदेवजी, पातंजली, वाल्मिकजी, शंकराचार्यजी, वगेरे, कोनी पासे धन हतुं? बेटी ! आत्मिक धन ए सर्वथी किंमती धन छे. तुं ए धननो उपयोग करतां शीख, एथी वधारे कल्याण करी शकाशे.

भानुकिशोरी—महाराज, आत्मिक धननो उपयोग केवी रीते थाय ?

महाराज—दुःखीओनी सेवा कर, महात्माओनो सतसंग राख, शास्त्रोनुं पठन कर, हृदयनी कोमळ लागणीओनो विस्तार वधार, मनोनिग्रह कर, अने ज्ञानमार्गमां विचर. हाल तने आ बहु कठीन लागतुं हशे, पण बेटी, निश्चय करीश एटले ते सहेलुं थई जशे, धार्मिक जीवन गाळ्या विना शांति नहि मळे, भेदबुद्धि राखीने, मारुं तारुं करीने स्थूल वस्तुमां मोह राखीने कोइए पण शांति मेळवी छे? बेटी, तुं धर्माचरण कर, दुःखीओनी सेवा कर एटले कठीन वैधव्य तने आशिर्वाद समान थइ पडशे. तुं समजु थइने आत्मघाती न था.

भानुकिशोरी—धन्य, गुरु महाराज, धन्य ! मने मारुं कर्तव्य समजायुं. आशिर्वाद आपो. गुरुदेव, आपनी कृपाथी हुं कर्तव्य करी शकुं.

महाराज—बेटी, याद राखजे के वीजानाबळे आत्मोन्नति मेळवाती नथी, मन ढीलुं राखीश मां. जेटली दृढता तेटलुं बळ. बेटी, कर्तव्य बजाववामां परिश्रम छे, पण ते परिश्रममां उत्कृष्ट आनंद छे, उन्नति छे. जा बेटी, इश्वर तने सद्बुद्धि आपो.

—अमृतलाल पढियार कृत, संसारमां स्वर्ग.

---

કર્મ: આપણે જીવીએ છીએ અને મૃત્યુ પામીએ છીએ; પણ જે શુભ અથવા અશુભ આપણે આચરીએ છીએ તે ચિરકાળ પર્યંત આપણી પાછળ સજીવ રહે છે અને આપણા દેહ સાથે ક્ષય પામતું નથી.

—પાન્થ (આર્ય ધર્મ.)

## " પ્રકૃતિ લગ્ન."

રજની ઘડી એ તિમિરે પેસરી રમણી બનતી નભચંદ્ર તણી;
નભચંદ્ર ગયો ઘન પાસ જરીઃ વિજળી સહ દીપ્તિ મિલાપ કરી. ૧

રજની વિરહી દુખ દેહ લહે, ચમકાર વડે મુખ ઢાંકી પડે;
પતિ રૂપ વિકાર થયો લલના, દ્રય સાથ રહી સ્વઉલ્લાસ વિના. ૨

ઘન તાત ધરે અથ હાથ તણી, વિજળી શરમાય વિવેક ભરી;
રજની રમણી વળી કાંતિ ધરે, તિમિરો નિજ વૃષ્ટિ રૂપેજ ભરે; ૩

અયિ ખંડિત થૈ મુજ ઘાત કરે, વિજળી તવ ભર્ત્સન શબ્દ રચે;
ગગડાટ કરી નિજ રૂપ દહે; નભ સાક્ષી કરી ક્ષિતિ સ્હાય ચહે. ૪

ક્ષિતિ પાસ જઇ વિનતિ ઉચરે, સમભાવ કહો નિશ ચંદ્ર વચે;
નિશાકાળી, સહેત પતિ મુજ એ વિષમે કયમ ખંડિત ના બનશે. ૫

રજની રમણી દિલ દાઝ ધરી, ઘન–વાદળથી ક્ષિતિ ઉર ભરી;
નિજ રોષ વધે તન ઘાટ બને; તિમિરે બનતી ક્ષય તેજ ધરે. ૬

નદવારિ તટે રજની રમતી, નદ વારે વચે પતિબિંબ રતિ;
નિજ શોખ(પય) વધે નિજઝેર વધ્યું, નિજ નાયકને તજવાજ મથ્યું. ૭

અનુકૂળ ખરે પ્રિયને પ્રમદા, મદને હૃદ પીડિતની મમતા;
મુજ દેહ તણી કદિ સાર્થકતા, તજી નાથ ગયા કયમ આથડતા ? ૮

કદિ ખંડન નાયકથી મુજ છે, તજી નાયકને જઉં તાપ વધે;
મમ નાયક તે અતિશીતલ છે, દિન નાયક તો અતિ ઉગ્ર રહે. ૯

ઉર તાપ ઘણો દિલ દાઝ થકી, અરિ તે સવિતા પ્રકૃતિ નિજથી;
તપ માંડુ હવે? ત્રણુ તાપ સહુ? કયમ ખંડનનું દુઃખ દેહ ધરૂં! ૧૦

સવિતા મુજ સ્થૂળ તણોજ રિપુ, અવતાર ફરે નિજ નાથ તજું.
વ્રત પાળી રતિ નભ ચંદ્ર ધરે, મુજ દેહ પડે નિજ પ્રીતિ ફરે. ૧૧

તન તાપ ધીમે ચઢતો ચઢતો, ક્ષય છેવટ દેહ તણોજ થતો;
દિન પૂર્વજ જે અરૂણોદય તે, થઇને રજની અવતાર ધરે. ૧૨

દિન નાયક સૂર્ય કપાટ વચે, રહિ બંધનમાં ઘન જૂથ દમે;
વિજળી કરી પક્ષ કરે ઘન જે અતિ આગ્રહથી દૃઢ બંધન તે. ૧૩

હઠ કારક ભંગ ચહે સવિતા, અવતાર ધર્યો રતિ જે રહિતા;
દીન તો બનતો દીન મર્દ રહ્યો, રજની અવતાર ન નારી લહ્યો. ૧૪

ફરી જાતિ; ગયું અભિધાન ફરી, ન રહ્યું ગત જન્મ નિશાન જરી;
વિષમે વહતાં પ્રકૃતિ તજુ જો, સમભાવ કરે વચમાં મનુજો; ૧૫

વધતી વિકૃતિ રસ ત્રાસ કરે, બનતી ભય દાયક પૃથ્વી ખરે.
ત્રણુ લોક મથે ઘન બંધનને, તુટ વાક દિદે મરૂતાવરણે. ૧૬

બળથી કરતા અતિ નૃત્ય તણી, સુસવાટ ભરી ગતિ અર્થ ભણી;
નભથી પછડાય મહીજ પરે, મહી મંડપથી ઉડી જાય નભે. ૧૭

નહિં અંતરમાં અટકે ગતિમાં, મરૂ તો દિશ કાળ મુકીજ તમા;
ખટકે યુધમાં મચીને ખટકે ન કદી જુથમાં મટકે મચીને ૧૮

ઝટકે મરડે, ઝરડે વરડે જુધમાં જુથમાં બથમાં ચકદે;
ન ગણે પ્રકૃતિ વિકૃતિ પ્રભૃતિ; સુકૃતિ વળી જે મનુજાધિપની. ૧૯

નગણે કદી તે નભના બળને, ગતિ એજ ગણે નિજ કાર્ય પરે;
પવને જયમ એમ ઘનોની ખરે, કરવા છુટકો ઘન બંધનને. ૨૦

નભબંધન જે સુવિશાળ દિસે, તુટતું ત્યમ આ વરતો જગ લે;
તુટતાં ગળીઆં પ્રલયે ઘડીઆં, ઘડીઆં મરણો જીવનાં જડીઆં. ૨૧

પડીઆં વળી પુષ્કર આવરતો, ઝડીઆં ખડીઆં નભ છાવરતો;
મરૂતો તિમિરો જલનાં ભરણો, ન રહે જુજવાં જલનાં કિરણો. ૨૨

ગતિ ગોળ કરે જયમ ચક્ર ફરે, કદિ કૃષ્ણ તણું શુધ ચક્ર ધરે;
તતિ તે તિમિરો તણી જે પસરે, એક તાર થયે સહુ વિશ્વ ડરે. ૨૩

ડરતાં મરતાં ખરતાં જીવડાં, પડતાં રડતાં બનતાં દિનડાં;
કરી તરબર જે ઝરણાં તિમિરે, રચતાં દિશ સર્વ તણે ચકરે. ૨૪

પૃથિવી પણ આર્દ્ર બની પ્રિતથી, વસને નભનાં ઝરણો ધરતી;
નિજ દેહની અંતર જે નિધિયો, છુટકો કરી મિશ્ર રસૈક કર્યો. ૨૫

જલવાયુ મરૂત્તમની તતિયો, નથી કાંઈ બીજું ઘન વાદળિયો;
ગતિચક્ર બધે રચતી ભમતી, સહુ વિશ્વ વિષે કૃતિ છે ગતિની. ૨૬

રસ એક જમાવી સમષ્ટિ વિષે, રસ એક થયો સહુ વ્યષ્ટિ પરે;
તિમિરો પસરે નિજ ચિત્તમહિં, તિમિરો પથરે ગગનેથી અહીં. ૨૭

ગતિમાં સહુ આવી ભુગોળ પરે, નભ અંતરનો વળી દેશ મળે,
રચી એક પણું સહુ વિશ્વ વિષે, રસ ઘાટ રચે રસમાપત જે. ૨૮

અણુને વિભુરૂપ મહત્ત્વ તજી, હદ કાળ અને દિશની રખડી;
વધતાં વધતાં હદને છળતાં, વળતાં વળતાં ભમણે ફરતાં. ૨૯

અણુ જે વિભુરૂપ મહીં મળીઆં, મહતા કદની અણુમાં ઠરીઆં;
વિભુરૂપ ધરી રસ એ પસરે, તમસે ઘટપિંડ અખંડ ધરે. ૩૦

એક ચક્ર દિસે; ખટવાંગ હશે ? શિવ-કૃષ્ણ, બધે રૂપ એક ધરે !
ઘુઘવાટ શું નૃત્ય તણોજ કરે ! પ્રણવાક્ષર માત્ર અનંત ઠરે. ૩૧

પ્રલયે ઘુઘવાટ રચે પ્રણવે, સૃજતાં ઘુઘવાટ કરે પણ એ;
ગતિથી અતિ ઉષ્ણપણું નિકળે, સૃજતાં પ્રલયે અણુ ઉષ્ણ બળે. ૩૨

વિજળી મય તેજ ઉજાસ રચે, સહુ શક્તિ અખંડ અભેદ રૂપે;
ધરપે, કરપે, ફરતાં દ્યુતિમાં, વહનો ભમણો બળતાં વિભુમાં; ૩૩

રહિ સર્વ સત્તા અખિલે અચલા, વિતિ કલ્પકથા સવિકલ્પચલા;
નિર્વિકલ્પ રહે જગ મંડળમાં, નિત શુધ્ધજ બુધ્ધ ઘનાનંદમાં. ૩૪

શંભુપ્રસાદ વિ. શિવપ્રસાદ મહેતા.

---

## अन्ध बालक.

રે ! શું હશે સહુ 'પ્રકાશ' જનો કથે જે,
જેનો અનુભવ મ્હને કદિયે ન થાશે ?
શાં શાં સુખો વિવિધ, દૃષ્ટિ થકી મળે છે,
આ દીન, દૃષ્ટિહીન બાળકને કહો એ !

આલોકી અદ્‌ભુત પદાર્થ ત્હમે જણાવો,
ભાનુ પ્રભામય ઉગે, વળી એમ ભાખો;
એ ઉષ્ણ છે, અનુભવે નકી એ જણાયે,
જાણું ન કિન્તુ, કયમ રાત્રિ દિનો થતા તે !

પોતે જ રાત્રિ, દિન વા મુજહું રચું છું,
નિદ્રા લઉં, રમત વા રમું તે સમે હું !
ને, જો હું જાગ્રત સદાય રહી શકું તો
દ્હાડો જ એ દિવસ વા રજની મ્હને છે !

નિઃશ્વાસથી પરમ, જે રડતાં ત્હમે સૌ
દુર્ભાગ્ય મ્હારૂં; બહુવાર હું સાંભળું છું;

નક્કી, છતાં શકું સહી ઉર ધૈર્ય રાખી
હાનિ ન જે કદિય હું સમજી શકીશ !
તો, પ્રાપ્ત જે ન કદિયે સુજને થવું છે—
તે કેમ નષ્ટ કરશે ઉર હર્ષ મ્હારો ?
ને આમ ગાઈ રહું હું નકી તે સમે તો—
છું અન્ધ બાલક અનાથય ભૂપ જેવો !

કુઞ્જ.

---

## પ્રેમ.

શિખરિણી.

પત્નીઃ ‘જુઓને પ્રિયે આ’ સરિત તટ તાકી યુગલતો,
‘ખીલી કેવી ચંદા કુસુમની સુગંધે વહતી જો;
‘ભળી કૌમુદી માંહિ ખુર્ણાં તરંગો દે નવ નવી’
‘શશી સંગે ભાસે રસમય શી આજે કુમુદિની;

શાર્દૂલ.

‘તારા હોય અનેક ત્હોય નભમાં દીપે ન રાત્રિ કદા
લાગે શોક થકી અતિ ક્રૂર અને ભીતિ ભરી તે સદા
ઉગે ઇન્દુ, રમન્ત શાન્ત થઈને રાત્રિ અહા ઉલ્લસે
પ્રેમેથી થઈ ભ્રાન્ત કાન્ત ઉરને આલિંગતી વિકસે.

મન્દાક્રાન્તા.

“ જોશે હોશે સરતિ સરિતા જાય સિન્ધુ સમીપે
સ્નેહેથી પુર શરમથી તે મંદ થૈ પિયુ ભેટે
પુરા સ્નેહે રસમય બની દે તરંગો ઉછાળા.
પીયુના પ્રેમ સુચક થતાં સ્વાગતે તે હર્ષિતા.

હરિગીત.

ભાસે નહિ વળી પ્રાણ સુજને દિવ્ય ઉર્મિ હૃદયની
રાખે સદાયે ઇષ્ટની સન્નિધ પુરા સુખ થકી
ઉછળે કુદે એ પળ પળે નિધિ નિચિસમ જોરમાં
ઇન્દુ ઉછાળે સિન્ધુ જળ પળ કોણ ઉર મુજ નિયમે ?

" પિતા તણી પ્રીતિ બધી મર્યાદતામાં વહી ગઈ
માતા તણા પ્રિય લાડને સંભારૂં હું તવથી જુદી
સખી બંધુને હું સાંભરૂં શું મુજ સમી તેની ગતિ
પતિ પાસ પળવળ હું રહું એવી મતિ શાથી થતી ?

પતિઃ " જે દિવ્ય બંધનથી વસે તું ઇષ્ટ સંનિધ સુખ થકે
જે દિવ્ય ગ્રંથીના બળે હું તુજથી તું મુજથી
જે દિવ્ય નિયમ દૈવી વિશ્વે પ્રસરતું પુર જોરમાં
" છે પ્રેમ નિર્મળ રત્ન જેની નવે ખંડે નામના. "

નિર્મળ, ( ભ્રાતૃસમાજ.

---

## પંચવટી.

રાગ કલ્યાણ.

( ઉઠ પ્રભાત સમરી લે તું શ્રી ગણેશ દેવા )

કુંજગલી પંચવટીની પલ્લવથી છાઈ
ગીરી તળે ગોદાવરીની ધાર શી સુહાઈ—કુંજગલી.

નીલ અભ્રનાં ગણોથી પવન મંદવાહી
ઝૂલતી નવિન લતા તરૂવરને સાહી—કુંજગલી.

મયુરનાદ હંસસાદ કર્ણ નંદ દાયી
દિપી લીલી વૃક્ષઘટા ઘેરતી છુપાઇ—કુંજગલી.

રમણીય તીર નદી શીકરથી નાહી
ભમતા જ ભકતગણો દિવ્ય ગાન ગાઇ—કુંજગલી

નિરભયે આળોટતાં જ્યાં હરિણ બાળ ખાઇ
હરિત નીલ સ્થાન દિસે પુષ્પથી પુરાઇ—કુંજગલી

દૂર આશ્રમો વિષે વસે વિરાગી સ્થાયી
જે સ્થળે મલીન વૃત્તિ પશુ થકી ત્યજાઈ—કુંજગલી.

ધવલહાર શોભતી દેવાલયોની આંહી
વસતા રઘુનાથ અને સીતાજી માઇ—કુંજગલી.

અધ્યાત્મિક.

---

# વિવિધ વિહાર.

## ગરીબનાં ઘર.

Chill penury repressed their noble rage,
And froze the genial current of the soul.

જગતમાં એવાં કેટલાંક ઘર છે જેને ઘર કહેવાં કે નહિ તે શંકા છે. ક્ષુદ્ર વીશીઓ 'રહ'ની હોટેલો, ક્ષુધાશાન્તિગૃહો, દારૂનાં પીઠાંઓની ભાગી તુટી પાટલીઓ અને ખુરશીઓ બોલી શકતી હોત તો આપણી ઉપલી વાતને ટેકો આપત. કારણ કે આવી જગાઓમાં એક નહિ પણ અસંખ મનુષ્યો આવી જે આનંદ-જે સુખ ઘર આગળ મળતું નથી, મળી શકતું નથી તે આનંદ, તે સુખ પ્રાપ્ત કરવા યત્ન કરે છે અને એ જગાની પાટલીઓ કે ખુરશીને ઘર માને છે. આતો કાંઇક સામાન્ય મનુષ્યોની વાત થઇ, પરન્તુ આપણા દેશમાં લાખો મનુષ્યો છે જેઓ લોકોના ઘર બ્હાર પડેલો અજીઠવાડ, કુતરા-ગાય માટે નાંખેલા કકડાઓ ખાઇને જીંદગી ગાળે છે-શિયાળામાં રસ્તાનો સુકો કચરો કાગળ ઘાસ ભેગું કરી સળગાવી તાપે છે ને લુગડાંને વીસરી જાય છે. ઘરની ઝુંપડી સાંભરતી નથી. સંભારતો નથી. આવે સ્થળે 'ઘરમાં કંઈ નથી' ની બુમો, ભૂખ અને તંગીથી ક્ષીણ થયેલાં છોકરાંનો કકળાટ સંભળાતો નથી અને તેથીજ રસ્તામાંનાં ખઉર, ઘરના ઓટલા કે રસ્તાના ખૂણા એજ ગરીબનાં ઘર થાય છે.

ગરીબોમાં ધણીધણીયાણી છોકરાં સાથે બહુજ થોડો સમય રહે છે. સમસ્ત કુટુમ્બની સાથે બેસી—ગપાટાં મારતાં ખાવાની મઝા છે ખરી પરન્તુ કુટુમ્બ ભેગું થઇ "શું ખાવું" ત્હેને માટે ફાંફાં મારતું હોય ત્યાં મઝા ક્યાંથી લાવવી? ઘડીકમાં હસતું હોયને ઘડીમાં રોતું હોય, ન્હાની દંતકળીઓ દેખાતી હોય, કાલું કાલું બોલતું હોય એવાં બાલકને રમાડવાના સ્વર્ગીય આનંદનું વર્ણન થાય એમ નથી પણ ગરીબનાં છોકરાંને કાલું કાલું બોલતાં ક્યાંથી આવડે? એમને હસવાનું ક્યાંથી હોય! એમને રમત ગમત ક્યાંથી સુઝે! ગરીબનાં છોકરાં ઉછેરાતાં નથી પણ માત્ર ઉછરે છે. એ બાલકોને માટે આયાઓ તૈયાર રહેતી નથી. કયાં લુગડાં પહેરૂં એ પ્રશ્ન રહેતો નથી. શું ખાઇશ એ કોઇ પૂછતું નથી, એને સુવાડો નહિ એમ કોઈ કહેનાર નથી. અને કોઇ તેડી તેડીને ફરનાર નથી. ત્હેને કોઈ પ્રેમથી આલિંગન કરનાર નથી. જ્યારે તવંગરનાં રૂડારૂપા બાલકને સ્હેજ રડતાં કે પડતાં જોઈ અનેક ખુશામતીયા દોડી આવે છે ત્યારે ગરીબનું બાલક રડતું હોય ત્યારે તેને માર શિવાય બીજું કાંઇ મળતું નથી. બાલકને દુધ ઉપરજ રાખવું; નહિ તો સ્વીસમીલ્ક, મેલીન્સ ફુડ કે નેસલ્સફુડ આપવું. એ કહેનારને ભાન છે કે સારામાં સારૂં જે માતાનું દુધ-ધાવણ-તેજ યોગ્ય અને પુરતા ખોરાકને અભાવે બાલકોને નથી મળતું તો પછી મેલીન્સ ફુડ વગેરે ક્યાંથી લાવે? બાલકોને હાલરડાં-સંગીત વધારે પ્રીય હોય છે પરન્તુ ગરીબ માતાને સંગીતથી સુવાડવાનો ઉત્સાહ હોય છે કે? બાલકો જેમ જેમ સમજણા થતાં જાય તેમ તેમ ત્હેમને ન્હાની વાતો કરી ત્હેમનામાં

સારા સંસ્કારો પાડવા જોઇએ એ ખરૂં, પરન્તુ વાતો કહેવાને સાંભળવાને મનની જે શાન્તિ જોઇએ છીએ તે શાન્તિ-તે સ્વસ્થતા હોઇ શકે છે ? ગરીબનાં બાલકો કુટુમ્બમાં આનંદ ઉત્પન્ન કરવા-વખત સુખમાં ગાળવા અને મ્હોટાં થયે સાહાય્ય રૂપ થવા અવતરતાં નથી; એ તો ભારરૂપ 'એકજણ ખાનાર વધ્યું' એમ ગણાય છે. જ્યાં સુધી કમાતો થાય નહિ ત્યાં સુધી તેના તરફ લાગણી હોતીજ નથી. ગરીબોને ભૂતકાળ સાંભરતો નથી. બાલ્યાવસ્થાના મનહર દિવસો હોતાજ નથી તો પછી તે દિવસો શા મારે સંભારવા. ગરીબ કુટુમ્બની અંદર અંદરની વાતો સાંભળીને પણ આપણું હૃદય દ્રવ્યા વિના રહેતું નથી. એમની વાત ચીતમાં સંસાર સુધારા પરિષદ્, કે કોંગ્રેસ, દેવકન્યા, નંદબત્રીશી કે હેમ્લેટના નાટકો, શિખંડ પુરી કે જલેબી, વર્ષગાંઠ કે દિવાલીના ઉત્સાહક પ્રસંગો આવતા નથી. આવી શકતા નથી. જ્વાર મોંઘી છે ? છાપરાં ને તગાયાં નથી, પહેરવાને કપડું નથી, છોકરાંને દવા મળતી નથી. પ્રભુ મ્હોત આપે તો સારૂં-મૂવાં મરી જતાં નથી, એજ વાતો એજ ગૃહસંસાર. બાલકોને ન્હાનપણથીજ બજારમાં રસ્તામાં જતાં ખરૂં ખોટું રોતાં-ગમે તે રીતે કમાવી લાવતાં, નીતિ-ઇશ્વર છેજ નહિ એવું માનતાં, શિખવવામાં આવે છે.

ગરીબનાં ઘર કોણે જોયાં છે ? એમનાં બાલકોને પ્રેમથી કોણ બોલાવે છે ? "અરેરે" એટલુંજ બોલી દિલગીર-ક્ષણને મારે દિલગીર થવામાં આપણું કર્તવ્ય પૂરૂં થાય છે. મ્હોટા-તવંગર સત્તાધારી માણસોના બંગલાના આગલા ભાગમાં હેમની વાટ જોતાં કલાકો ને કલાકો ઉભા રહીયે છીએ-એમના એક શબ્દ "ઠીક છે જોઈશું" "સલામ કહેજો" "હાલ નહિ બીજી વખતે મળજો" ને મારે તલપી રહીયે છીએ પરન્તુ જ્યાં સન્માન મળવાનું છે, સ્નેહથી અન્તરની લાગણીથી સર્વે ઉભાં થઇ આવકાર આપનાર છે અને ત્હમારા એક શબ્દથી સુખ માનનાર છે એવાં ગરીબને ત્યાં જતાં એવા ગરીબ માણસોના આવાસમાં પગ મૂકતાં-એકજ પિતાના બાલકો જે ત્હમારા ભાઇઓ છે હેને જતાં સુગ આવે છે. જ્યાં સુધી એ સુગ છે જ્યાં સુધી એ તિરસ્કાર વૃત્તિ, બેદરકાર વૃત્તિ છે ત્યાં સુધી મહાન્ પ્રભુ જે ત્હમારાથી વધારે દ્રવ્યવાન્ છે, સત્તાધારી છે ને વધારે સ્વચ્છ છે હેને પણ ત્હમારે ત્યાં આવતાં ત્હમારી ખબર લેતાં સુગ લાગશે એ ખાત્રીથી માનજો.

સુબન્ધુ.

---

કર્તવ્ય: કર્તવ્ય કરવાનું અમુક સ્થિતિમાંજ રહેલું છે, એમ કંઇ નથી. કર્તવ્યનો અધિકાર સર્વને છે. તે દરેક સ્થિતિમાં રહેલું છે. ધનાઢ્ય થવું કે દરિદ્ર થવું, સુખી થવું કે દુઃખી થવું, એ કંઇ આપણી મરજી ઉપર નથી; પ્રત્યેક પ્રસંગે આપણું કર્તવ્ય કરવું એ આપણા હાથમાં છે અને આપણને યોગ્ય છે. ગમે એટલું નુકસાન થાય તોપણ કર્તવ્ય બરાબર કરવું એજ ઉત્તમ જીવનનો સાર છે......જીંદગી અર્પણ કરવી પડે તો તેમ કરતાં પણ બીવું ન જોઇએ.

—કમળાશંકર પ્રા. ત્રિવેદી.

## પાવાગઢની યાત્રા.

### ( સ્ત્રી લેખ. )

એક વખતે હમે કેટલાંક સગાં સમ્બન્ધીઓ સાથે સુરતથી પાવાગઢની યાત્રા અર્થે બપોરની ફાસ્ટ પેસેન્જર ટ્રેનમાં નીકળ્યાં. કેટલાંક હમારાં સગાંઓ અમદાવાદથી પણ તેજ દિવસની બપોરની ટ્રેનમાં નીકળીને આવનાર હતાં. હમે સર્વ વડોદરા સ્ટેશનપર ભેગાં થયાં. અને ચાંપાનેર તરફ જતી ટ્રેનમાં બેઠાં. હમારો સાથ કંઈક બ્હોળો હતો, અને જુદા જુદા સ્વભાવનાં માણસો અંદર હોવાથી સર્વ કોઇને જેવો જોઇએ તેવો વાર્તાવિનોદનો લાભ મળી શકતો હતો. બાળગોપાળનો સાથ પણ હમારા સાથ માફક મ્હોટો હતો. તેઓ ઘડીમાં રમતાં, ઘડીમાં લડતાં અને રડતાં, વળી એકમેક સાથે ઇટ્ટા કરતાં, અને એક પળમાં પાછાં એકલાં ન રહેવાવાથી સલાહ કરતાં. એવી રીતે તેઓને પણ વખત કર્યાં જતો તે જણાતું નહીં.

હમારો ઉત્સાહી સાથ ઉત્સાહથી ચાંપાનેરરોડ ( ખાખરીઆ ) સ્ટેશનપર રાતના સાડા આઠને સુમારે આવી પ્હોંચ્યો. સ્ટેશનપર હમારા એક સગા હમને તેડવા આવેલા હતા. તેઓનું રહેઠાણ હાલોલમાં હતું, અને હમારે સર્વને પણ હાલોલથીજ જવાનું હોવાથી હમને સર્વને હાલોલ લઈ જવાને તેઓ આવેલા હતા. શિવરાજપુરમાં ખાણોની શોધખોળનું કામ ચાલતું હોવાથી ખાણવાળાઓએ ચાંપાનેરરોડ સ્ટેશનથી શિવરાજપુર સુધી માલ લાવવા લઇ જવા માટે બળદની ટ્રામ કરેલી છે. તેઓની ટ્રામ હમારે માટે ખાસ માંગી લાવવામાં આવી હતી. તેમાં ત્રણ ટ્રામ બળદની હતી અને એક ટ્રામ ઘોડાની હતી. હમને કેટલાકને ઘોડાની ટ્રામમાં બેસવાનું કહેવામાં આવ્યું પણ શુકલપક્ષની રાત હોવાથી હમારા સાથને બળદની ખુલ્લી ટ્રામમાં જવાનું વધારે પસંદ પડયું. ઘોડાની ટ્રામને ઉપરથી ઢાંકણ હતું. અને બળદની ટ્રામને તે ન હતું. હમે બાળ વર્ગે ના કહેવાથી હમારાં વડીલો ઘોડાની ટ્રામમાં ગયાં અને હમે સર્વ પછાડી રહ્યાં. રાતની વખતે અરણ્યમાં અમારી ટ્રામ પસાર થતી હતી, પણ હમારી સાથે માણસો હોવાથી હમારે કોઇને લગાર પણ ભય જેવું ન્હોતું અને સર્વ નીરાંતમાં હતાં.

ત્યાં ટ્રામ એક પાટાપર ચાલે છે. ટ્રામને પૈડાં તો બે હોય છે પણ બીજું પૈડું એટલે અન્તરે રાખવામાં આવેલું હોય છે કે તે પેલા પાટાપર ચાલતાં પૈડાંની સપાટમાં રહે છે. હમારો સાથ થોડી થોડીવારે કાળકા માતાની 'જે' બોલાવવા લાગ્યો, અને સરખે સરખાં હોવાથી એક મેકને ગાવાને માટે આગ્રહ થવા માંડયો અને તેમાંથી કેટલાંકે સાંભળવાને ઉત્સુક બનેલા સાથને સન્તોષ આપ્યો. આ વખતે ચાંદની રાત, આસપાસની વૃક્ષની ઘટાઓ, ટ્રામમાં બેઠેલો ઉમંગી સાથ, ગવાતું ગીત, ટ્રામની આજુબાજુએ રહેતાં માણસો,-એ સર્વ દેખાવ જોઇને હમને ઘણો આનન્દ થતો હતો. ટ્રામની સડક કેટલીક જગ્યાએથી ઝુકતી આવતી તે વખતે હમને સર્વને સાચવીને બેસવા કહેવામાં આવતું. એ પ્રમાણે વાર્તાવિનોદ કરતો, ગાયન ગાતો, એક એકની મશ્કરી કરતો હમારો સાથ **હાલોલ** આવી પ્હોંચ્યો અને તે રાતે હમને લેવા આવેલા હમારા સમ્બન્ધીને ત્યાં હમે રહ્યાં.

બીજે દિવસે સાંજે ચાર વાગે જમી પરવારી હમે હાલોલથી નીકળ્યાં તે કલાક દોઢ કલાકમાં ચાંપાનેર, જે પાવાગઢની તળેટી આગળજ આવેલું છે અને હાલોલથી ચાર માઇલ જેટલું દૂર છે, ત્યાં જઈ પ્હોંચ્યાં. ચાંપા નામના માણસે એ શહેર વસાવેલું હોવાથી એનું નામ ચાંપાનેર પડેલું છે. ત્યાં આગળ હમારે માટે ડોળીઓની ગોઠવણ કરી રાખવામાં આવી હતી. પણ તે ડોળીવાળા નાયકા ડોળી લઇને આવ્યા ન હોવાથી નાની સરખી પોલીસની બેઠક હતી ત્યાં સેતરંજી પાથરી હમે સર્વ બેઠાં. અને ત્યાંના જાણીતા માણસો નાયકાઓને ડોળી લઇ આવવાનું કહેવા ગયા. હમને કેટલાંકને ચાંપાનેર જોવાનું ઘણું મન થયું, પણ અત્યારે વખત ન હોવાથી પાછાં આવતી વખતે જોવાનો વિચાર રાખ્યો.

હમે સર્વ પાણી પી લગાર આરામ લેતાં હતાં એટલામાં ડોળી લઇ નાયકાઓ આવી પ્હોંચ્યા. હમારા સાથમાંથી કોઇનેજ ડોળીમાં બેસવાનું મન ન હતું, છતાં સર્વના સામટા આગ્રહને લીધે હમારી આનાકાની ચાલી નહીં અને હમારે ડોળીમાં બેસવું પડ્યું. હમારે માટે દશ ડોળીઓ આવી હતી અને હમારી સંખ્યા તેથી વધારે હતી, પણ હમને કેટલાંકને, અને ખાસ કરીને સ્ત્રી વર્ગને, બેસાડી દેવામાં આવ્યાં. હમારો સાથ ત્યાંની ઉપડ્યો. હમારી ડોળીઓ ઉપડી એટલે બાળકો " મ્હારો સાબેલો આગળ લે " " મ્હારો સાબેલો આગળ લે" એમ નાયકાને કહેવા લાગ્યાં.

એ ડુંગરની આસપાસ નિરન્તર પવનના સપાટા લાગ્યા કરે છે તેપરથી એનું નામ પવનગઢ પડેલું અને તેનું પછી પાવાગઢ થઇ ગયેલું એમ જણાય છે. શિવરાજપુરની ખાણોનું કામ કરનારાઓનું માનવું એવું છે કે પાવાગઢ ઉપર સોનાની ખાણ પણ છે. એમ કહેવાય છે કે ત્યાં અસલ રજપુત રાજાઓનો સોનાનો મહેલ બાંધેલો હતો. તે બહારથી તો બીજા પત્થરના મહેલ જેવોજ દેખાતો હતો, પણ અંદરથી સુવર્ણ જડીત હતો અને ત્યાં કોતર કામ પણ બહુ સારૂં હતું. હાલ તો એ ડુંગર ઉપર રજપુત રાજા પતાઈના મહેલોમાં ભાગાં તુટાં ખંડીએરજ નજરે પડે છે. કેટલાક દરવાજા પસાર કરી હમારો સાથ ઘણીજ થોડીવારમાં માચી જઇ પહોંચ્યો. એ બરાબર ડુંગરની મધ્યમાં છે. માતાજીનું દ્હેરૂં તળેટીથી ત્રણ માઇલ દૂર છે અને માચી દોઢ માઇલ દૂર છે. ત્યાં એક મકાન છે તે બે માળનું છે. અને તેની પાસે એક પીપળાનું ઝાડ છે તેને ચોતરો કરી લેવામાં આવેલો છે. તે મકાનની પછાડી એક તળાવ છે. તે તળાવને તેલીયું તળાવ કહે છે. એના પાણીનો રંગ તેલ જેવો હોવાથી એનું નામ તેલીયું પડ્યું એમ ત્યાંના લોકો કહે છે.

વૃક્ષની નીચે ચોતરાપર હમે થોડા વખત બેઠાં અને આસપાસનો દેખાવ નીહાળવા લાગ્યાં. આસપાસની સર્વ કુદરતની લીલા જોઇ હમારાં મન ભક્તિથી એ સર્વ સૃષ્ટિના રચનાર પ્રભુને નમન કરવા લાગ્યાં. તે રાત હમે ત્યાં જે મકાન હતું તેમાં રહ્યાં અને સવારે સર્વ નાહી ધોઈ ચ્હા પાણી પી પહાડ ચ્હડવા તૈયાર થઈ ગયાં.

માચીથી હમારી સ્વારી પ્હરોઢીયામાં ઉપડી અને સર્પાકારવાળા રસતામાંથી પસાર થવા લાગી, સ્હવારનો સમય, માતાનાં દર્શનાર્થે જવાનો વિચાર, અને પાવાગઢ

જેવો પહાડ,–એ સંજોગોથી ઘડીક આનન્દ થતો તો એ સ્થળની પૂર્વ જાહોજલાલીનું સ્મરણ થતાં ઘડીક ક્ષોભ થતો. અને ઘડીકમાં કુદરતનો સુન્દર દેખાવ જોતાં ઇશ્વરની મહાનશક્તિનો મ્હને વિચાર આવતો અને મ્હારૂં અંતઃકરણ ભક્તિપૂર્વક તેને પ્રણામ કરતું. થોડો રસ્તો કાપતાં કે એક દરવાજે આવ્યા વગર રહેતો નહીં. કહેવત છે કે "સાપ ગયા અને લીસોટા રહ્યા" એ કહેવતની સત્યતાનું અહીં સંપૂર્ણ દર્શન થતું હતું. પહાડ પરનો બુડીયો દરવાજો, તારાપોળ, પાટીયાપોળ, મકઇ કોઠાર, ચાંપારાણીનો મહેલ, અને તે સિવાય કેટલાંક વિશાળ ભાંયરાં જોતાં હૃદયમાં ક્ષોભ થયા વગર રહેતો નથી.

ચાંપાનેરની તળેટીમાં પાતરીયું તળાવ છે. ત્યાં રાજા નાચ કરાવતા હતા તેથી તેનું નામ પાતરીયું તળાવ પડયું છે. તે નાચ તળાવને કીનારેજ આવેલા ચાંપારાણીના મહેલમાંથી રાજા રાણી સાથે જોતાં, અને એજ મહેલનો છેલ્લો માળ પહાડપર ઘણે ઉંચે ચડયા પછી આવે છે. મહેલમાં જવાનો રસ્તો પહાડપરથી પણ છે અને નીચે પાતરીયાં તળાવ આગળથી પણ છે એમ કહે છે. એ મહેલ આશરે નવ દશ માળનો છે. એ ખાપરા ઝવેરીનો મહેલ પણ કહેવાય છે. એ મહેલ પર્વતની ખીણમાં કોતરી કહાડેલો છે. ખાપરો નામનો એક પૈસાદાર ઝવેરી થઇ ગયો હશે તેના નામપરથી એ મહેલનું નામ ખાપરા ઝવેરીનો મહેલ એવું પડયું છે. બધા માળ લંબાઇ પ્હોળાઇમાં એક સરખા છે. છેક નીચે સુધી ઉતરી શકાતું નથી. એ જગ્યાએ આસપાસના લુટારાઓ ભંતાઇ રહેતા તેથી એ માર્ગ સરકારને બન્ધ કરવો પડયો છે. નવ માળની નીચેથી વિશ્વામિત્રી નદીનું ઝરણુ વહે છે એમ કહેવાય છે. આ મકાનની આજુબાજુ થોડેક સુધી સીતાફળોનાં ઝાડ છે.

પહાડ ચ્હડતાં ઠામઠામ દરવાજા, સિપાઇઓને બેસવાની બેઠક, અને ભાંગાતુટા કિલ્લા નજરે પડતાં રાજની જાહોજલાલીનો દેખાવ કલ્પનાથી ખરો થયા વગર રહેતો ન હતો. જે દરવાજાઓમાંથી રાજા રાણીઓની પાલખી પસાર થતી તેજ સ્થળેથી આજે હમારી ઝોળીઓ પસાર થતી હતી, અને આ ઘણોજ વિશાળ અને ભવ્ય દેખાવ જોઇ રાજાના વૈભવનું અનુમાન કરવું સહજ હતું. પહાડપર ઠામઠામ ઈંટોની જમીન નજરે પડે છે તે ઉપરથી લાગે છે કે ચાલુ રાજ વખતે એ પહાડપર હજારો લોકોની વસ્તી જોઇએ, જ્યાં રાતને વખતે હાલ એક પણ માણસ રહી શકતું નથી. કાળ ચક્રની ક્રૂરતાથી આ સર્વ દેખાવ હતો ન હતો થઇ ગયો હતો. પણ જેવી રીતે

"સંધ્યા સલૂણી થઇ લુપ્ત સુષુપ્ત થાએ,
નેને રમે તદપિ રંગ રુડા બધાએ;
આનન્દ દેતું મૃદુગાન વિરામ પામે,
તોએ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે;
ખીલી હસે કુસુમ તે કરમાય જ્હારે,
તોએ સુગંધ મનમાં કરી વાસ મ્હાલે."

તેની રીતે આ સ્થળની અગાઉની જાહોજલાલી લુપ્ત થઇ ગયાં છતાં તેનાં ભાગ્યા તુટયા દેખાવથી તેની પૂર્વની સ્થિતિના સંસ્કાર હૃદયમાં રમી રહેતા હતા, અને એ ઝાંખોઝાંખો ભાંગ્યો તુટયો આટલોજ દેખાવ મનને મથી નાંખવા બસ હતો. સુન્દર દેખાવ જોતાં આનન્દ થતો અને રાજાની જાહોજલાલીનો નાશ થયલો જોઇ દિલગીરી થતી.

ઘણો થોડા વખતમાં હમે પહાડ ચ્હડી રહ્યાં. પહાડ ચ્હડયા બાદ ત્યાં દુધીયું તળાવ આવે છે તેમાં હમે સર્વ ન્હાયાં અને પછી માતાજીનાં દેવસ્થાનનાં પગથીયાં ચ્હડવા લાગ્યાં. આ પગથીયાં આશરે બસો અઢીસો છે. તે ચ્હડી માતાનાં દહેરામાં ગયાં. દહેરામાં મધ્ય ભાગે **મહાકાળી**ની અને ડાબી બાજુએ **ભવાની**ની અને જમણી બાજુએ **સરસ્વતિ દેવી**ની મૂર્તિઓ છે. મહાકાળીનાં માથા ઉપર **સદનશાપીર**નો હાથ છે. દેવી કોપ કરી પાતાળમાં પેસી જતાં હતાં તેમને અટકાવવા સારૂ સદનશા પીરે ચોટલો ઝાલી લીધો હતો એવી દંતકથા છે. અહીં કાળકા માતાનો કોપ શા કારણથી થયો અને તેનું પરીણામ શું આવ્યું તે જાણવું જરૂરનું છે. ચાંપાનેરના રાજાનું નામ પતાઇ રાવળ હતું. એક દિવસે નવરાત્રીના દહાડામાં તે ગરબા સાંભળવા ગયો હતો, તે વખતે કાળકાદેવી મનુષ્યનું રૂપ ધારણ કરીને ગરબો ગાતાં હતાં. રાજા તેમને જોઇને મોહ પામ્યો અને તેણે ખોટા વીચારથી માતાનો પાલવ પકડયો. ત્યારે માતાએ એને ઘણો સમજાવ્યો અને કહ્યું કે " આવી ખોટી માંગણી સિવાય ત્હારી મરજી ચ્હાય તે માંગી લે " છતાં રાજાએ તો તે સર્વની નાજ કહી. આથી કાળકાદેવીએ કોપાવેશમાં આવી શાપ દીધો કે " ત્હારૂં રાજ્ય આજથી થોડા વખતમાં નાશ પામશે. "

આ શાપ ખરો પડવાનું કારણ નીચે પ્રમાણે ઉત્પન્ન થયું* ગુજરાતમાં મહમ્મદ બેગડાના તાબામાં જે ગામ હતાં તેમાં વરસાદ ન પડવાથી અનાજની મોંઘવારી થઇ હતી અને દુકાળ ચાલતો હતો. પણ ચાંપાનેરમાં દુકાળ ન્હોતો તેથી સરહદપરનાં થાણદારે ચાંપાનેરપર વારંવાર હુમલા કીધા. આથી ચાંપાનેરના રાજાએ તે થાણદાર ઉપર હુમલો કરી હરાવ્યો, તેનાં માણસોને કાપી નાંખ્યા, અને તેના બે હાથી તથા ઘણા ઘોડા પકડી પોતાનાં રાજ્યમાં આણ્યો. આ બનાવની સુલતાન મહમદને ખબર પડી. તે મ્હોટી ફોજ લઇને વડોદરે આવ્યો. ચાંપાનેરના રાજાએ વકીલ મારફત માફી માગી, પણ સુલતાન તો લડવાનું કારણ જ શોધતો હતો એટલે તેણે જવાબ મોકલ્યો કે "તરવાર તથા કટારી સિવાય બીજો કોઇ સન્દેશો ત્હમારી હમારી વચ્ચે ચાલશે નહી." આ ઉપરથી રાજાએ પણ તૈયારી કરી, અને માળવાના ગ્યાસુદ્દીન ખીલજીને મદદમાં બોલાવ્યો. ગ્યાસુદ્દીનને આવતો અટકાવવા સુલતાન ચાંપાનેરના ઘેરાનું કામ અમીરોને સોંપી દેહદ ગયો. આ જાણી ગ્યાસુદ્દીન માંડુ તરફ પાછો વળ્યો. દેહદથી સુલતાન પાછો ફર્યો, ચાંપાનેર આગળ આવ્યો અને "પાવાગઢનો કિલ્લો લીધા વગર હું પાછો ફરવાનો નથી" એમ કહીને પોતાનાં લશ્કરનાં મનમાં પોતાનો નિશ્ચય ઠસાવવા સારૂ તે ઠેકાણે મસ્જીદ બંધાવવા માંડી. રજપૂતો ન્હાવાને માટે નિત્ય સ્હવારમાં જે ગુપ્ત દ્વારથી

*આ ઇતિહાસની હકીકત રાસમાળા અને ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ એ બે પુસ્તકોમાં લીધી છે.

નીકળતા હતા ત્યાં સુધી મુસલમાનો ધપેલા હતા, તેથી તે જગા તેમના જાણવામાં આવી. ઘણા ખરા રજપૂતો ન્હાવામાં રોકાયા છે એમ જોઇને સ્હવારને વખતે તેઓએ હલ્લો કરીને એક દરવાજો લીધો. એક સરદારે પશ્ચિમ ભણીની ભીંતની સીડીઓ મુકીને ચ્હડવા માંડયું. રજપૂતોએ તેને હાંકી કહાડવાને ઘણાં શૂરથી પ્રયત્ન કર્યો, પણ કાંઇ ફાવ્યું નહીં. એટલામાં મહમદશાહ પોતાની ટુકડી લઇને પેલા સરદારની મદદે આવી પ્હોંચ્યો, અને ચાંપાનેરના કિલ્લા ઉપર કાલિના કોપને લીધે મુસલમાનો વાવટો ફરકવા લાગ્યો, અને રાજાના મહેલ ઉપર મુસલમાનોનો શંખનાદ સંભળાવા લાગ્યો. માંહેની બાજુએ ચિતા ખડકાઇ અને તેમાં રજપૂતની રાણીઓ, બાળકો, અને ધનમાલ હોમાયાં, અને તેના ઉપર અગ્નિ ઉઠી ને તેના ભભુકા થઇને શાન્ત થવા લાગ્યા, તે વેળા એ પવનગઢના રક્ષકો સ્નાન કરીને અને કેસરીયાં કરીને આંખો મીંચીને શત્રુઓની ઉપર તુટી પડ્યા. થોડાક રજપૂતો જીવતા રહ્યા, મુસલમાનોનો પણ મરવાથી, ઘવાવાથી ઘાણ નીકળી ગયો, અને ચાંપાનેરનો રાવળ અને તેનો પ્રધાન ડુંગરશી પોતાના જ લોહીથી લદબદી ગયેલા શાહના હાથમાં પકડાયા. ઈસલામી ધર્મ અંગીકાર કરવાનું તેઓને કહેવામાં આવ્યું, પણ તેમ કરવાની તેઓએ ના કહી, તેથી તેઓને સુલતાને મરાવી નાખ્યા.

આ પ્રમાણે સુલતાન મહમદ બેગડાએ પાવાગઢ લીધો. ગિરનાર પણ એણે એવી જ રીતે લીધો હતો. પાવાગઢ અને ગિરનાર એ બે ગઢ એણે લીધા તેથી એ બેગડો કહેવાયો એ સંભવિત છે. કેટલાક એમ કહે છે કે એક માણસ બીજાને મળતી વખતે જેમ હાથ પહોળા કરે છે તેમ જે બળદનાં શીંગડાં ડાબા જમણી લાંબાં હોય તેવા બળદને હિંદીમાં "બેગડા" કહે છે; અને સુલતાનની મૂછો આવા બળદનાં શીંગડાંની પેઠે બે બાજુએ લાંબી ફેલાયલી હતી તેથી તે બેગડો કહેવાયો. એનો આહાર ઘણો હતો. ખાતી વખતે એકી વખતે પાંચશેર ખીચડી તે ઉડાવી જતો અને રાત્રે સુતી વખતે એનાં પલંગથી બન્ને બાજુએ અકેક રકાબી ખાવાનાંની ભરીને મુકવામાં આવતી, કે જેથી જેણી તરફનું પાસું તે ફેરવે તેણી તરફથી ખવાય. આ પ્રમાણે રાતમાં તે ઘણીવાર ખાતો અને સુઇ જતો. દરરોજ સ્હવારમાં ઉઠી નિમાજ પઢીને એક કટોરો મધ તથા એક કટોરો ઘી તથા અઢીસો સોનેરી કેળાં તે ખાઇ જતો.

પાવાગઢ લીધા પછી સુલતાને ચાંપાનેરની આસપાસ કોટ બંધાવ્યો, અને તેને મહમ્મદાબાદ નામ આપીને પોતાની રાજધાની બનાવી. 'થોડા વખતમાં મહમ્મદાબાદ શહેર શણગારાઇ એવી રોનકમાં આવ્યું કે ગુજરાતના લોકો અમદાવાદને વીસરી ગયા, અને સર્વ કબુલ કરવા લાગ્યા કે મહમ્મદાબાદના જેવી સુખાકારી અને આનન્દની જગો ગુજરાતમાં નથી; બલ્કે આખી પૃથ્વીના તળ ઉપર નથી. એ શહેરમાં મ્હોટી મ્હોટી ઇમારતો બંધાઇ. વળી તે શહેરની જગો પણ આનન્દકારી હતી. તેથી મ્હોટા મ્હોટા લોકોનું તે વતન હતું અને દુનીઆમાં સર્વથી સુન્દર સ્ત્રીઓનું સ્થાન હતું. ત્યાંના બાગ અનેક પ્રકારનાં ફુલથી ભરપૂર હતા, વળી નાના પ્રકારના મેવા પણ પુષ્કળ થતા હતા." ચાંપાનેર પાસે સુખડના ઝાડનું એક એવડું મ્હોટું જંગલ હતું કે તેનાં લાકડાં લોકો ઇમારતના કામમાં વાપરતા. સુલતાનની આજ્ઞાથી ખોરાસાન દેશના એક પુરુષે ..
સુન્દર બાગ બનાવી તેમાં ફુવારા તથા વિચિત્ર જળ પ્રવાહ ..

એક ગુજરાતી સુથારે પેલા ખુરાસાની પાસેથી શીખી લઈ, એનાથી પણ સારો બાગ બનાવ્યો. તેની જગ્યા હજી પણ એ હાલુર સુથારના નામ ઉપરથી હાલોલના નામે ઓળખાય છે, જ્યાં હમારો મુકામ હતો.

એ મ્હોટી મ્હોટી ઈમારતો, એ મ્હોટા મ્હોટા લોકો, એ સુન્દર સ્ત્રીઓ, એ અનેક પ્રકારના ફુલો વાળા બગીચાઓ, અને એ હાલુર સુથારનો બનાવેલો અતિ સુન્દર બાગ, એમાનું હવે કંઈ જણાતું નથી. કાળના ઝપાટામાં સઘળું તણાઈ ગયું અને હવે તો "અહીં આ હતું" ને "અહીં તે હતું" એમ વાતો કરવાનું જ માત્ર રહ્યું. કુસુમમાળામાં કવિ પાટણને માટે કહે છે તેમ આપણે આ સ્થળને માટે પણ કહી શકીએ કે

" એમ દઈ દઈ નામ કરવી રહી વાતો હાવાં
ચંપાપુરી પુરાણુ હાલ તુજ હાલ જ હાવાં. "

માતાનાં દર્શન પૂજન કરી હમે માતાની ઉપર પીર છે તે અગાસીમાં ચ્હડયાં. ત્યાંથી ઝીણું ઝીણું દેખાતાં ગામડાંઓની હારની હાર હમે જોઈ. એ અગાસીગાંથી વડોદરાની માંડવી જણાય છે એમ કહે છે, પણ હમે તે જોઇ શકયાં નહીં; કારણ કે તે દિવસે વાદળાં ઘણાં હતાં. પણ ચાંપાનેર, હાલોલ, એ સઘળો આસપાસનો પ્રદેશ ઘણો ન્હાનો અને રમણીય લાગતો હતો. ઉપરથી કેટલાંક પહાડ પરનાં તળાવ અને ચાંપાનેરનું પાતરીયું તળાવ પણ જણાતું હતું. આ સર્વ દેખાવ જોઇ હમે ઘણાં આનન્દ પામ્યાં. કુદરતી સુન્દરતા માણસને આનન્દી અને પવિત્ર મનના બનાવે છે, અને જેમ જેમ પહાડો, ખીણો, અને એવી જ બીજી કોઈ કુદરતી સુન્દરતા આપણે જોતાં જઈએ છીએ તેમ તેમ આપણી વૃત્તિ તે તરફ વધારે રસિક થતી જાય છે. આપણી યાત્રાનાં સ્થળ ઘણાંખરાં કુદરતની લીલા જ્યાં આગળ હોય એવે સ્થાનકેજ છે, જેથી યાત્રા કરવા જનારને બેવડો લાભ થાય છે. આપણામાં ઇંગ્રેજ લોકની માફક આખું હિન્દુસ્તાન જોવા નીકળતાં નથી, પણ જાત્રાને નિમિત્તે કંઈ પણ નીકળી શકાય છે, અને માણસ જેમ જેમ મુસાફરી કરે છે તેમ તેમ તેનામાં ચાલાકી આવતી જાય છે. કોઇ એક માણસ ઘણી મુસાફરી કરીને આવેલો હોય અને એક માણસ પોતાનાં ગામમાંથી બીલકુલ બહાર ન નીકળ્યો હોય તો તે બેમાં આસમાન જમીન જેટલો તફાવત સહજ માલમ પડી આવે છે. મુસાફરીથી વખતને માન આપતાં, વખતને અનુકૂળ થતાં, માણસ પોતાની શક્તિ પ્રમાણે ઓછું કે વત્તું, પણ શહેરમાંથી બહાર ન નીકળેલા કરતાં વિશેષ, શીખ્યું હોય છેજ. જાત્રાએ જવું એ માણસને ઘણોજ ફાયદો કરે છે. આપણા પૂર્વજો જાત્રાને માટે કેટલું કષ્ટ સહેતા ! તેને હજારમે હિસ્સે પણ હવે યાત્રાઓમાં સહેવું પડતું નથીજ. કેટલાક જુના વિચારનાં યાત્રાએ જાય છે તે લોકો "હીરો ઘોઘે જઈ આવ્યો ને ડુલે હાથ દઈ આવ્યો" તેવું કરે છે. પણ યાત્રા સાથે પાસેનાં મ્હોટાં શહેર જોવા લાયક હોય તો તે પણ જોવાં જોઇએ. કેટલાંક તો એ ગામમાં જાય ને તે છતાં જોવા લાયક સ્થળો બરાબર જોતાં નથી. જીવ્યા કરતાં જોયું ભલું. જે ચીજ જોવા જેવી હોય ત્યાં ગયાં હોઇએ છતાં શા વાસ્તે તે ન જોવી ? હમે જો પાવાગઢ ન આવ્યા હત તો આ બધા દેખાવનો પૂરતો ખ્યાલ હમને ક્યાંથી આવી શકત ?

કાળકાનાં દર્શન કરી અગાસીમાંથી આ સર્વ રમણીય દેખાવ જોઇ હમે પાછા ફર્યાં. થોડે ઉતર્યા પછી બીજો આડો રસ્તો આવે છે. ત્યાંથી ભદ્રકાળી જવાય છે. તે રસ્તે ભદ્રકાળીનાં દર્શન માટે હમે વળ્યાં. થોડો ઉંચો નીચો રસ્તો પસાર કીધો એટલે એક દરવાજો આવે છે. અને દરવાજાની અન્દર જઇએ છીએ, એટલે પાસાંપરથી બે ત્રણ કુવા જેવાં ચણેલાં બારાં જણાય છે. એ બારાંમાંથી નીચાણમાં નજર થઇ શકે છે. એની અન્દર ઉપરાઉપરી બે ત્રણ ક્રમાનો જણાય છે, એ ભોંયરૂં ઘણું ઉંડું છે. દરવાજામાંથી બહાર નીકળીને પાસાપર નજર કરીશું તો તે પાસે ઉંડી ખીણ છે, તેમાં નીચાણમાં આ ભોંયરાંનો નીચલો દરવાજો જણાય છે. એ ભોંયરાંમાં જ્યારે નજર કરવા બેસીએ છીએ ત્યારે તેમાં અવાવરી અને વાઘ જેવી ઘણી ગન્ધ આવે છે. એમાં વાઘ રહે છે એમ બધા કહે છે.

ત્યાંથી થોડે જઇએ છીએ એટલે ભદ્રકાળીનું દહેરૂં આવે છે. આ દહેરૂં પણ ન્હાનું છે; અને ત્યાં કાળકાના દહેરામાં છે તેટલો ઠાઠ પણ નથી. ભદ્રકાળીનાં દર્શન કરી હમે પાછા ફર્યાં. આ બે દેવીના દર્શન કરવા એકજ પહાડપરથી જવાય છે. પણ ભદ્રકાળી જવાનો માર્ગ આડો ફંટાયલો છે, અને પહાડના બે ભાગ જેવું લાગે છે. એને માટે દંતકથા એવી છે કે કાળકાએ રાજા ઉપર કોપ કરી એનું રાજ્ય પાયમાલ કરવા શાપ દીધો ત્યારે ભદ્રકાળીએ તેમ કરવાની ના કહી, છતાં કોપાવેશમાં કાળકાએ તેની ના માની નહીં ત્યારે ભદ્રકાળી એની સાથે રીસાઇ એના તરફ પીઠ કરી બેઠાં, પહાડના પણ બે ભાગ થઇ ગયા, અને એ બે દેવી છુટાં પડ્યાં.

ત્યાંથી પાછા ફરતાં તડકો માથે ચ્હડયો હતો અને સર્વને મુકામે જવાની ઉતાવળ હતી તેથી હમે બધાંએ એકજણે બતાવ્યો તે ટુંકો રસ્તો લીધો. શરૂઆતમાં તો તે રસ્તો નઠારો ન લાગ્યો, પણ આગળ જતાં એ માર્ગે આવ્યાં માટે સર્વને ઘણો પસ્તાવો થવા લાગ્યો. એ રસ્તો એવો તો વિકટ છે કે ત્યાંથી બધાં સહીસલામત જઇ શકીશું કે નહીં તેને માટે શંકા થવા લાગી. એક પાસ ઘણો જ ઊંચો પહાડ અને બીજી પાસ ઘણી ઊંડી ખાઈ હતી. ચાલવાને માટે માર્ગ માત્ર એક વ્હેંત દેઢ વ્હેંત જેટલો જ અને તે પણ ઊંચો નીચો હતો. વળી તે માર્ગ ઘણા ન્હાના ને છુટા પથરાનો બનેલો હતો. હમારા પગનો ધક્કો લાગે ને પગ તળેનો પત્થર સરે તો તેની સાથે હમે પેલી ઊંડી ખાઇમાં જઈએ એમ હતું. આ રસ્તે પણ હમારી સાથે ડોળીવાળા હતા છતાં હમારામાંના કોઇની પણ આ વિષમ માર્ગમાં ડોળીમાં બેસવાની હિમ્મત ચાલી

ચાંપાનેર હાલ તો ઘણું ન્હાનું ગામ છે, પણ રાજ્યની જાહોજલાલી હતી ત્યારે હાલોલ, કાલોલ, તે જુદાં જુદાં ગામ નહીં પણ એકજ ગામનાં જુદાં જુદાં પરાં હતાં, અને લોકોની વસ્તી તથા શહેરનું લંબાણ એટલું તો હતું કે કંઈ ચીજ એક એકને ઓટલેથી હાથમાં આપી હોય તો તે ચીજ ગોધરા લગણ રહેલાઇથી જઇ શકે; અર્થાત્ ગોધરા લગણ આ શહેર વસેલું હતું. હાલ તેમાંનું કાંઇ નથી. હવે તો જ્યાં જોઇએ ત્યાં કોતરકામવાળા પત્થરના ઢગલા નજરે પડે છે. ત્યાં પત્થરની કંઈ કિમ્મત જણાતી નથી. લોકોનાં ઘર માટીનાં છે, છતાં તેઓના ઓટલાપર કોતરેલા પત્થર ગોઠવી ચાપી દીધેલાં માલમ પડે છે. એ ઉપરથી એમ લાગે છે કે પડેલા ઢગલામાંથી શહેરના લોકો જે ઉપયોગ કરવો હોય તે કરી શકે છે. ત્યાં પેલી મહમદ બેગડાએ પાવાગઢના ઘેરા વખતે બંધાવેલી મસ્જીદ છે તે જોવા લાયક છે કોતર કામ સારૂં છે અને તે ઘણીજ વિશાળ છે. અન્દર અસંખ્ય થાંભલાઓ છે. ઉપર મ્હોટી અગાસી છે. એ મસ્જીદની પાસેજ એક તળાવ છે તેમાં રોજ રાત્રે વાઘ પાણી પીવા આવે છે એમ કહે છે. જ્યાં હાલ મસ્જીદ છે ત્યાં અસલ રાજાની કચેરી હતી એમ કહે છે, અને તે વાત સાચી લાગે છે; કારણકે મસજીદમાં આવતાં પહેલાં બે દરવાજા આવે છે. પહેલામાં પેસીએ છીએ ત્યારે આસપાસ પ્હેરાવાળા સીપાઇઓની બેઠક જેવું લાગે છે, અને તે મુકી આગળ જઇએ છીએ ત્યાર પછી બીજો એક દરવાજો આવે છે અને તેમાં દાખલ થઇએ છીએ એટલે મસ્જીદ આવે છે. લોકો એમ કહે છે કે આ જગ્યાએ રાજા કચેરી ભરીને બેસતા હતા, પણ મહમદ સુલતાને ઘેરો ઘાલ્યો ત્યાર પછી ત્યાં મસ્જીદ બંધાઈ. મસ્જીદનો એક તોરો ખંડિત છે. તેને માટે લોકો કહે છે કે રાજા હાર્યા પછી કોઈ વખત ફરતો ફરતો કાળકાના પહાડપર આવ્યો ત્યારે પોતાની કચેરીની જગ્યાએ બેગડાની મસજીદ જોઈ એક બાણ માર્યું, તેનાથી આ તોરો ખંડિત થયો છે. હાર્યા પછી રાજા છુટો થયો ન્હોતો, પણ તેને મારી નાંખવામાં આવ્યો હતો. વળી ખંડિત થયલો ભાગ પહાડના રહામો નથી, એટલે એ વાત અસંભવિત લાગે છે. આગળના કેટલાક દરવાજા તો એવા જીર્ણ થઇ ગયા છે કે તેમાંથી નીકળતાં ઉપર તુટી પડવાની બ્હીક લાગ્યા વગર રહેતી નથી. કેટલાક અડધા તુટેલા પણ છે. આ શહેર પોતાની અસલની જાહોજલાલીની ખાત્રી સામદામના ભાંગ્યા તુટયા દેખાવથી કરી આપે છે.

ચાંપાનેર જોઇ હમે બીજે દિવસે સાંજે હાલોલ આવ્યા. ત્યાં આગળ

આઠ કુવાને નવ વાવડીરે લોલ
સોળસેં પનિહારીની હાર
મારા વ્હાલાજી હો
હવે નહીં જાઉં મહી વેચવારે લોલ. "

એ દયારામની ગરબીનું સ્મરણ કરાવે એવા આઠ કુવા ને નવ વાવડી (જેને ત્યાંના લોકો "હાવરી" કહે છે) તે છે. તે સિવાય હાલુર સુથારનો રચેલો સુન્દર બાગ કે બીજું કંઇ જણાતું નથી. પણ ત્યાં તળાવ કિનારે એક ન્હાનો સરખો બાગ છે અને તેમાં શિવાલય છે. આટલું પણ એ ન્હાનાં સરખાં ગામડાંમાં ઘણો આનન્દ આપનારૂં થઇ પડે છે. બગીચામાં ફરવા આવેલા લોકો તળાવનું પાણી સુકાઈ ગયલું હોવાથી તળાવમાં ફરે છે.

આખરે હમે હાલોલ છોડયું અને ત્યાંથી હમારાં કહેવાતાં ઘર અને ગામમાં હમે આવી રહ્યાં. વાંચનાર ! જગત નિઃસાર છે. આજે કંઇ તો કાલે કંઇ, અને જેની પડતી આવી તે તો પડવાનું જ. તે ફરી ઉઠવા પામતું નથી. કુમુદસુન્દરી ગાય છે તેમ :

" શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ગ્રણી પડી હર—શિરે,
પડવા માંડેલી પડી પાછી ! ટકી ન, હર ! હર-શિરે. શુભ્ર.
પડી ! ગિરિપર; ઉચ્ચ ગિરિવર મુકી પડી એ પાછી–
અવનિ પર આળોટતી ચાલી ધુળવાળી ઘણી થાતી, શુભ્ર.
મલિન ગંગા ! ક્ષાર સમુદ્રે પેઠી અંતે એ તો !
ભ્રષ્ટ થયું જરી ત્હેનો શતમુખ વિનિપાતજ નિર્મેલો !
ભ્રષ્ટ થઇ મતિ ત્હેની શતમુખ વિનિપાતજ નિર્મેલો ! "

પતાઇ રાજાની મતિ ભ્રષ્ટ થઇ ત્યારથી એનો વિનિપાત થવા માંડયો ને થયાં જ કીધો. મૃત્યુમાંજ એનો અન્ત આવ્યો. ચાંપાનેર જેવા શહેરનો પણ વિનિપાત નિર્મેલો હોય તે કોણ મિથ્યા કરી શકે ? એક સ્ત્રી.

# રમણીમણિમાલા.

## જશમા ઓડણ.

### એક પતિવ્રતા અને શુરિ સ્ત્રીનું ચરિત્ર.

પ્રિય બ્હેનો, આપણે અનેક પતિવ્રતા અને શુરવીર સ્ત્રીઓનાં ચરિત્રો વાંચ્યાં છે, તેમજ સાંભળ્યાં છે. પરંતુ આ જશમા ઓડણનું ચરિત્ર આપણા મન ઉપર જુદીજ છાપ પાડે છે. જો કે આ ચરિત્ર જેવું જોઇએ તેવું પ્રસિદ્ધિમાં આવ્યું નથી, તો પણ આ રમણિ રત્નને આમ અંધકારમાં રાખવું તે પણ યોગ્ય નથી.

જશમા કાંઈ રંગ મ્હેલમાં રહેનારી, વિવિધ પ્રકારના વૈભવ ભોગવનારી, અથવા તો પુષ્પ શૈયા પર પોઢનારી કોઇ રાજ કુંવરી નહતી, કે કોઈ ગામની મહારાણી નહતી. પણ તે તો એક મહેનતુ વર્ગમાં જન્મ પામેલી, મજુરણ હતી. પણ તેનું શૌર્ય, તેનો ટેક અને તેનું પતિવ્રત મોટી મોટી મહારાણીને પણ ટકકર મારે તેવું હતું, કે જેની પાસે સિદ્ધરાજ જયસિંહ જેવા ગુજરાતના ધણીનું પણ કાંઇજ ચાલ્યું નહિ.

આ રૂપ ગુણ અને સુગંધ વાળું પુષ્પ માળવામાં વિકસ્યું હતું, અને તેનો જન્મ ઓડ જ્ઞાતિમાં થયો હતો. ઓડ લોકો, મહેનતુ પ્રમાણિક, અને શુરા પણ ખોદ કામ કરવા વાળા હતા. જશમાના ધણીનું ઘર સર્વ ઓડામાં મુખ્ય હતું. અને તે ઓડનો મુખી કહેવાતો.

જશમાના રૂપ ગુણના વખાણું સિદ્ધરાજે ઘણો સમય થયાં સાંભળ્યાં હતાં. તેને જોવા માટે રાજાએ અનેક ઉપાય કર્યા, અનેક ફાંફાં માર્યા પણ તે નિષ્ફળ થયો. છેવટે ગમે તે ઉપાયે અને ગમે તેટલી મહેનતે તેને જોવાનો ઠરાવ કરી તેણે પાટણ પાસે સહસ્ત્રલિંગ નામનું તળાવ ખોદાવા માંડ્યું. અને પોતાના બનેવી દુધમલ ચાવડાને માળવે ઓડ તથા ઓડણોને બોલાવા મોકલ્યો. દુધમલ ચાવડો માળવે ગયો અને કહેવા લાગ્યો કે "સિદ્ધરાજ જયસીંહને વિશાળ તળાવ ખોદાવવું છે. માટે ઘણા ઓડ તથા ઓડણોનો ખપ છે" આ સાંભળી જશમા તથા તેનો પતિ ઘણાંક ઓડ ઓડણો સાથે પાટણ આવવા તૈયાર થયાં. તેઓને રાજાની કપટ વૃત્તિની કાંઈ ખબર નહોતી તેથી સર્વને લઇ ઉમંગ ભર્યાં પાટણ આવ્યાં અને તળાવનું ખોદ કામ શરૂ કર્યું. તળાવ ખોદવા માંડ્યા પછી રાજા સિદ્ધરાજ ત્યાં આવી બેસતો, ખોદ કામ જોતો અને મજુરી પોતાને હાથે ચુકાવતો. માટીની ભરેલી ટોપલીઓ જે ઓડણો ઉપાડતી તેમાં જશમાને જોવા માટે રાજાની આંખ આતુરતાથી તેમની પાછળ ફરતી અને એક ધ્યાન રાખતી હતી.

બધી ઓડણોમાંથી રૂપાળી, નાજુક પણ તન્દુરસ્ત, મૃગનયની, અને હંસ ગતીથી ચાલતી જશમા છાની ન રહી, રાજાએ તેને શોધી કાઢી અને મોહવશ થયો. જશમાના રૂપ આગળ તેને રાજવૈભવ અને રંગ મહેલની રાણીયો તુચ્છ લાગી અને જશમાના પતિના ભાગ્યની તેને અદેખાઈ આવી. જશમાને એક નાનો દુધમલ બાળક હતો તેની ઝોળી એક ઝાડ નીચે બાંધી ટોપલી ઉપાડતી જશમા આવતી જતી તેને હીંચકો નાખતી અને બાળક રડતું ત્યારે તે ઝાડની શીતળ છાયા નીચે બેસી તેને સ્તનપાન કરાવતી. રાજા ત્યાં બેસી આ બધું જોતો અને તેની દૃષ્ટિ જશમાની પાછળની પાછળ રહેતી. નજરે જોઇ પણ વખત મળ્યે તેની સાથે વાતચીત કરવાનો રાજાએ લાગ સાધવા માંડ્યો. અને જે ઝાડ ઉપર જશમાના બાળકની ઝોળી બાંધી હતી તે ઝાડ નીચે તેની રાહ જોતો ઉભો ઘણો વખત થયો અને બાળક ભૂખ્યું થયું હશે જાણી તેની સંભાળ લેવા જશમા તે ઝાડ નીચે આવી અને રાજાને ત્યાં ઉભેલો જોઇ આ ચતુરા ચેતી ગઇ અને મનમાં ક્ષોભ પામી. પણ હીમત રાખી બેધડક તેણે બાળકને ઝોળીમાંથી હેત અને ઉમળકાથી લઈ છાતી સાથે ચાંપવા લાગી. રાજાએ તેને એકલી જાણી વાત કરવાનો પ્રસંગ સાધ્યો. "જશમા, સુંદરી ! તું માટીની ટોપલીયો શા માટે ઉપાડે છે ? ત્હારૂં નાજૂક શરિર, પાતળી કમ્મર, આ ભાર વહેવાને યોગ્ય નથી માટે બીજા ભલે મજુરી કરે પણ તારે શા માટે કરવી પડે છે, તારા સુંદર હાથે તું માટી ન ઉપાડ"

પ્રીય બ્હેનો, કહો હવે આ આખા ગુર્જરના ધણીને આ એક રંક જાત ઓડણ બિચારી શું જવાબ આપે ? શું તે બિચારીએ કાંઇ મોટી મોટી પરિક્ષા આપી હતી ? અથવા તો કાયદાની બારીકીની ખબર હતી અથવા તો એલ. એલ. બી. કે કાંઈ ડીગ્રીઓ થોડીજ મેળવી હતી કે તેને દાખલા અને દલીલો આવડે ! આવા મહારાજાને જવાબ આપતાં તો મ્હારી ભલ ભલેરી ભણેલી બ્હેનો પણ આંચકો ખાય તો આ રંક ઓડણ કાંઇ ગણત્રીમાં પણ નહિ. તે ગભરાણી નહિ, કંપી નહિ, તેણે બેધડક જવાબ આપ્યો. "રાજા અમને મ્હેનત અને મજૂર લોકને આળસ કેવી ! આ હાથ સુંદર ખરા પણ મજબુત છે. આળસુ માણસને હજાર પ્રકારના રોગ થાય છે અને અમને શરીર કસીને ખાવું તેને થાક કે આળસ શું !"

રાજા—જશમા આ તારૂં સુંદર અને નાજુક શરીર જંગલમાં કે ઝુપડામાં રહેવાને લાયક નથી. એક વખત તું મારા શહેરની રચના તો જો પછી તને ત્યાંથી જાવું નહીગમે.

જશમા—મહારાજા, મેં ઘણાં શહેર જોવાં છે. અને આવું મજુરીનુ કામ કરતાં તમારા ગામ કરતાં પણ મોટાં ગામ મેં નીહાળ્યાં છે. પણ શહેરની ઉંચી મેડીયું, ગીચ વસ્તી, ગલીચ રસ્તા, અને ઠેકાણે ઠેકાણે ગટરો, લુચ્ચાઇ લફંગાઈ અને કાવાદાવાથી ભરેલી તરવરતી વસ્તી જોઇ જાણે ઉનાળામાં કીડીઓ ઉભરાણી હોય એવું લાગે છે. અને ઝેરી જીવડાઓ જેમ ઝેરમાં જીવી ઝેરમાંજ મરણ પામે છે, તેમ બધું મારી જંગલની અને ઝુંપડીની મોજ આગળ કાંઇજ ગણત્રીમાં નથી.

રાજા—સુંદરી, ત્યારે તને શહેરની મોજ મજાની કાંઇ ખબરજ નથી. શહેરમાં બાગ, બગીચા, હોજ, ફુવારા અને બગીચામાં વાગતાં નરઘાં, સારંગી અને વાજીંત્રો ના નાદ સાંભળી તું દીંગ થઇ જઈશ.

જશમા—મહારાજા. જંગલમાં કુદરતી દેખાવ જોતાં અને મેના પોપટનાં ગાન, કોયલના ટૌકા, એ સાંભળતાં આ મારી આંખ અને કાનને એટલી બધી તૃપ્તિ થઇ ગઇ છે કે જેવો સૂર્ય પાસે તારાનો ચળકાટ કાંઇજ નથી, તેવીજ રીતે મારા જંગલના રમણીય દેખાવ આગળ તારા કૃત્રિમ દેખાવ કાંઇજ નથી.

રાજા—જશમા, શહેરમાં આવી તું એકવાર સારા સારા અને સ્વાદીષ્ટ ભોજન તો જો ! રહેવાને રંગ મહેલ સુવાને મખમલના છત્રીપલંગ, અને ગુર્જર પતિને આંગણે ઝુલતા હાથી, એ બધું જોઇ તું આશ્ચર્યથી ઘેલી થઇ જઇશ.

જશમા—રાજા, તેમાં ઘેલું શું થવું હતું ! અનેક પ્રકારના સ્વાદ વાળાં ભોજન કરનાર અનેક પ્રકારના રોગ વાળાં હોય છે. તારા હાથી જેવી તો મારે આંગણે ઘણીએ ભેંસો છે, કે જેના દહિં-દુધમાં અમે ઘેંસ અને રોટલા ખાઇ આવાં નિરોગી અને મજબુત રહીએ છીએ. તારો રંગ મ્હેલ, અને મખમલની ગાદી વાળો પલંગ, અમારા જંગલના વેલાઓથી છવાયેલો વાંસનો માંડવો અને તેની નીચે કરેલી તાજા ઘાસની પથારી પાસે તુચ્છ છે.

રાજા—સુંદરી, તારા આવા નાજુક અને સુંદર શરિર ઉપર તો ઝીણા રેશમી સાળુ અને હીરા માણેક મોતીના દાગીના જોઇએ. આવાં જાડાં છાયલ અને ફુલની માળા આ સુંદર શરિરને નાહક ભાર કરે છે.

જશમા—ખરૂં છે મહારાજા, આવાં જાડાં છાયલ શરિરને ભાર કરે છે ખરાં ! પણ અમારે મજૂર લોકને આછા સાળુ જલદી ફાટી જાય છે, અને જાડાં ટકે છે, પણ તે ભાર કરતાં જાડાં છાયલને તજી હીરા માણેક મોતીના દાગીનાનો પણ વૃથા ભાર શું કામ ઉપાડવો જોઇએ ! જો આપણામાં રૂપ અને ગુણ હશે તો જાડાં છાયલથી અને માત્ર પુષ્પની માળથી પણ પતિ પ્રસન્ન થશે.

રાજા—જશમા, ધન્ય છે તારા જેવા રત્નના ધણીને પણ આ બધા ઓડ કામ કરે છે તેમાં તે ભાગ્યવાન પુરૂષ ક્યાં છે અને કેવો છે તે બતાવ. કે જેના જેવો આ દુનિયામાં બીજો કોઈ સુખીજ નથી.

જશમા--રાજા, પેલો કે જેની કમ્મર પર મજબુત ફાળીયું બાંધેલું છે, જેની પાઘડીમાં સુવાસિક પુષ્પ ખોસેલાં રહ્યાં છે અને જેના કોદાળીના ઘાથી આ ધરતી ધ્રુજી રહી છે. તે મારો ધણી છે. ( બતાવે છે. )

રાજા--સુંદરી, તે કામ કરતાં કરતાં હરવખત તારા સામું જોયા કરે છે, તેથી તારા ઉપર તેને ખાત્રી હોય તો એમ હરઘડી સામું જોવાનું શું કારણ !

જશમા--રાજા, તે શકની નજરથી નહિ, પણ પ્રેમની નજરથી મારા તરફ જુવે છે. અને ભલે તે ઘડી ઘડી આ તરફ જુવે છે તો શું થયું ! કારણ કે જે સાચું છે તેને આ દુનિયામાં લેશ પણ ભય નથી.

રાજા--સુંદરી, મોટા મોટા રાજા રાણાને હું તાબે કરનારો, આખી ગુજરાતનો ધણી, કે જેના સામો કોઇ પણ ઉત્તર વાળવાને શક્તિવાન નથી, તે આજ તારા હાજર જવાબથી આશ્ચર્ય પામી, હારી, તારી પાસે પ્રાર્થના કરતો ઉભો છે, તે તું સ્વીકાર. જો હું ઇચ્છું તો બધાંને પાયમાલ કરવા શક્તિવાન છું. માત્ર તારા પર અમલ ચલાવવા ઇચ્છતો નથી.

જશમા--ખરૂં છે મહારાજા આપ ઇચ્છો તો ધડથી શીશ જુદું કરી શકો, આપ ચાહો તો માયા-કાયા પર જૂલમ ગુજારી શકો, પણ આ શરિરની અંદર ઇશ્વરે જે જુદોજ જીવ પેદા કર્યો છે, તે ઉપર તો મોટા ચક્રવર્તિનું પણ કાંઇજ ન ચાલે.

જશમાના જવાબોથી સિદ્ધરાજ આશ્ચર્ય પામતો-સ્તબ્ધ થયો અને સામું જોઈ ચિત્રવત્ ઉભોજ રહ્યો. જશમા તો સડ સડાટ કરતી પાછી માટીની ટોપલીઓ ઉપાડવા ચાલી ગઇ. તેના હાજર જવાબથી સિદ્ધરાજનો મોહ ઘટવાને બદલે ચોગણો વધ્યો તેની ક્ષુધા તૃષા મરી ગઈ, તેની નીંદ્રા ઉડી ગઇ, તેને રાત દીવસ જશમાનાજ સ્વપ્ના આવવા લાગ્યા અને ગમે તે પ્રકારે તેને મેળવવાનો નિશ્ચય કર્યો. સામ દામ ભેદથી કામ ન સરે તો છેવટે દંડથી પણ કામ સાધવું એવો રસ્તો તેને લેવા માંડયો. તલાવ ખોદવાનું કામ લગભગ પુરૂં થયું અને ઓડ લોકો મજુરી લઇ પોતાને ગામ-માળવે જવાને તૈયાર થયા. રાજાએ બધાંની મજુરી ચુકવી આપી માત્ર જશમાની બાકી રાખી. તેના મનમાં એમ હતું કે મજુરી લીધા વગર જશમા કયાં જવાની છે ! જશમાએ બધી વાત તેના ધણીને કરી હતી અને તેથી તે શંકાશીલ હતો તેમાં જશમાની મજુરી ન મળવાથી તેઓની શંકા વધી અને તેઓ મજુરી લીધા વગરજ જવાનો તૈયાર થયાં.

લગભગ રાત્રિ વીત્યા પછી પરોઢિએ ઓડ લોકો ત્યાંથી નીકળ્યા. તેની સાથે જશમાં અને તેનો ધણી પણ ચાલી નીકળ્યા સવારે સિદ્ધરાજે તલાવ ઉપર આવી જોયું તો જશમાને પણ ચાલી ગએલી જોઇ અત્યંત ગુસ્સે થયો, દીલગીર થયો પણ નિરાશ ન થયો. તેણે થોડું લશ્કર લઇ ઓડની પુંઠ પકડી જશમાએ અને ઓડ લોકોએ રાજાને પાછળ આવતો જોયો કારણ સમજી હવે આંહીથી નાસવું મુશ્કેલ છે જાણી ઉભાં રહ્યાં. એ લોકો પાસે હથીયાર તો હતા નહિ. પણ કુવાડી, પાવડા, કોસ કોદાળા તૈયાર કરી મરવું પણ જશમાને સોંપવી નહિ એવો સંકલ્પ કરતા તેને વચ્ચે ઉભી રાખી ઉભા રહ્યા.

જશમા જરા આગળ આવી તુચ્છકારથી રાજા પ્રત્યે બોલી "અરે બ્હારથી દેખાતા ગુર્જર ધણી, પણ અંતરથી નિચવૃત્તિવાળા એક રંક, તું કાંઇ કરી શકનાર નથી આ લોકોનો નાશ કરીને પણ મને તું જીવતી પકડી શકે તેમ નથી. તો નાહક આટલા નિર્દોષ મનુષ્યનો ભોગ શા મારે લે છે ? અરે ઓ અંધ, તું જરા આંખ ઉઘાડી જો અમને રંકને સતાવવાથી તને શું ફાયદો મળશે, તું ખાત્રી રાખજે કે આ શરિરનો અને મનનો માલેક જે છે તેજ છે અન્ય થઈ શકનાર જ નથી. માટે હું હાથ જોડી પ્રાર્થના કરી માગું છું કે એક મારે માટે તું આટલા જીવોને હણ નહિ. માત્ર મારૂંજ માથું કાપી લે."

જશમાએ ઘણી ઘણી રીતે તેને સમજાવ્યો. પણ અંધ થયેલા રાજાના મનમાં જ- રાએ અસર ન થઇ. લડાઇ-કાપાકાપી-ખૂનખાર ચાલી અને અનેક પાસે એકનું શું ગજું ! જશમાના પતિ સહીત સર્વ ઓડો માર્યા ગયા. પણ જશમા હીમત હારી નહી. "આ તમારી પાછળ જ આવું છું સ્વામિન્" કહી પોતાની કમ્મરપર છુપાવેલી કટાર કાઢી પોતાના પેટમાં મારી અને મરતાં મરતાં શાપ આપતી ગઇ કે "જા .તારા એ તળાવમાં પાણી નહિ ટકે અને પુરૂં બંધાશે પણ નહિ" કહિ પ્રાણ ત્યાગ કર્યો. અને સિદ્ધરાજ હાથ ઘસતો પાછો ફર્યો. અહ ! ધન્ય છે જશમા જેવી શુરી સતિને, અને ધન્ય છે એવાં રત્ન પાકે છે તે ભૂમિને.

પ્રિય બ્હેનો, આ જશમા ઓડણનું ચરિત્ર પુરૂં થયું તેને થઈ ગયાં ને ઘણા વ- ર્ષ વીતી ગયાં, પણ તેના યશ અને ગુણનું કીર્તન નિરંતર આપણી ભરત ભૂમિમાં ગવાશે. તેણે રાજાને આપેલા જવાબ ઉપરથી આપણે જોયું કે જેટલું સુખ મ્હેલમાં પૈસામાં વસ્ત્રાલંકારમાં ફેશનમાં ટાપટીપમાં નથી એટલું સુખ જંગલીની ઝુંપડીમાં એક સદ્ગુણિ સ્ત્રીથી તેના પતિને મળે છે. બહારના પદાર્થોથી આપણા અંતરનો આનંદ મળી શકતો નથી. પણ આપણા હૃદયના ગુણથી પ્રાપ્ત થાય છે. આપણા સદ્ગુણથી પણ આપણે નાની ઝુંપડીમાં પણ આનંદ ફેલાવી શકીશું. માટે પ્રિય બ્હેનો, બ્હારના ભોગ વિલાસ, ફેશન, અને ટાપટીપમાં આસક્તિ ન રાખતાં અંતરના શ્રંગાર મેળવવા પ્રયત્ન કરશો, અને તમારા પતિને, તમારા ઘરના માણસોને, તમારા બાળકોને, તમારા આડો- શીપાડોશીને, તમારા ગામને, અને છેવટે તમારા દેશને તમે એક અગત્યના મદદગાર થાઓ, સાથી થાઓ, અને દરેક સ્થળે આનંદ આનંદ મંગળ મંગળ ફેલાવો. તમારાં પવિત્ર પગલાં જ્યાં જ્યાં પડે ત્યાં ત્યાં પવિત્રતા પથરાઈ રહે અને તમારા સદ્ગુણ રૂપિ પુષ્પની સુવાસ ચારેબાજુએ બ્હેકી રહે અને તેનો પમરાટ આખા દેશને સુગંધમય કરે.

અસ્તુ.

હેમકુંવર કે. સંપટ.

# આનંદાશ્રમ.

મે. અધિપતિ સાહેબ,

જત આપના માસિકમાં આજે કેટલો વખત થયાં મારા જુના મિત્ર રા. પોચાલાલની ડાયરીમાંથી રા. રા. બીહારીના ઉતારા વાંચી મને ઘણો આનંદ થાય છે. રા. પોચાલાલ મારા લાંબા વખતના મિત્ર છે, અને હું બહારગામ હોઉં ત્યારે મને સૌ. જીવ્હાકુંવરને લગતા કાગળો ઘણીવાર લખતા. કદાચિત તે કાગળો એમણે પોતાની ડાયરીમાં ઉતાર્યા નહીં હોય, પણ તે રમુજી હોવાથી મેં તેમનો સંગ્રહ કર્યો હતો, જેમાંના હવે હું આપને વખતો વખત મોકલાવી મારા મિત્રની કાંઇક સેવા કરીશ.

લી. આપનો સેવક.

ભદ્રંભદ્ર.

પ્રિય ભદ્રં...

જત તારો પત્ર લાંબે વખતે મળ્યો. મારાથી ઘણો વખત થયાં કાગળ લખાયો નહી તેનું કારણ એ હતું કે કાંઇ લખવાને વિષય હું શોધતો હતો. છેલ્લા ૪ મહીનામાં મારાં સુશીલ પત્નીએ મને કેટલાક સારા નમુનાઓ આપ્યા છે, જે હું ધારૂં છું કે વાંચી તને આનંદ થશે.

મેં તેઓનું સ્ત્રીઓના વાંધાના નમુનાઓનાં મથાળાંનું નીચે વર્ગીકરણ કર્યું છે.

**નમુનો ૧.** એક દીવસે મારા પત્નીએ કહ્યું કે "આ માણેકની લાહેરી તો જુઓ; મેં કહ્યું કે અમારૂં ઘી આ વખતનું આવ્યું છે, તે બહુ સારૂં છે તો કહે કે અમારૂં ગયા વખતનું ઘી આના કરતાં પણ સારૂં નીકળ્યું હતું ! આ કરતાં તે વધારે સારૂં ઘી કેવું હોય ?

**નમુનો ૨.** મોટા ભાભીએ રામાને કહ્યું કે આજે છોકરાંઓને જમવા મોકલવા નથી, જીવ્હાને દુઃખ દેવાં કરેછે. રામાએ મારી સ્ત્રીને કહ્યું કે બાઇએ છોકરાંઓને મોકલવાની ના પાડી છે. મારી પત્નીએ તર્કમાં સાંભળ્યું કે મોટા ભાભીએ કહ્યું કે જીવ્હા છોકરાંઓને દુઃખ દેછે, તે ઉપરથી રાત્રે આવી ચલાવેલી તકરાર ! (મેં અર્ધી સાંભળેલી, એટલે યાદ નથી).

**નમુનો ૩.** મોટા ભાઇના મનુએ રાતના જમી આવીને કહ્યું કે મેં ન્યાતમાં કાંઇ ખાધું નથી, મને ભુખ લાગી છે. મોટા ભાભીએ પુછ્યું કે કહે શું શું ખાધું હતું; તે કહેતો ખાવાનું આપું. પછી મનુએ કાંઇક ગણાવ્યું; ત્યારે મોટા ભાભીએ મારી સ્ત્રીને પુછ્યું કે "જીવ્હાકુંવર, મનુએ કેટલું ખાધું હતું, બરોબર ખાધું હતું કે નહીં ?" ત્યારે મળેલો જવાબ; "હું કાંઇ એ ખાતો હતો તે ગણતી નહોતી; મારે શું કામ હીસાબ લેવો જોઇએ ? તમારે હવેથી ન મોકલવો હોય તો નહી મોકલતાં, અમે તો તમારા છોકરાંઓને દુઃખ દઇએ છીએ, ને શું ખાય છે તે ગણ્યા કરીએ છીએ."

સદ્ભાગ્યે એમ કહ્યા છતાં મોટા ભાભીને જોઇતી બાતમી મળી ને મનુને ખાવાનું મળી શક્યું, ને વિગ્રહ સંધિમાં લીન થયો.

( પ્રિય ભદ્ર, મને બતલાવશે કે આવા વાંધાઓને કેવી રીતે classify કરવા? )

**નમુનો ૪.** મારા મિત્ર કૃષ્ણલાલ ઘેર આવ્યા હતા, તે ચાહ કીધી હતી. ત્યારે તેણે મશ્કરી કરતાં કહ્યું કે 'તમે ચાહમાં દુધ ઘણું ઓછું નાંખો છો." જીન્હાકુંવરે કહ્યું કે 'માણેકના કરતાં અમે ઘણું વધારે નાંખીયે છીએ." કૃષ્ણલાલે કહ્યું કે 'નહીં.' મારી સ્ત્રીએ કહ્યું કે 'હા, એ લોકો અમારાં કરતાં સવારે વધારે ચાહ કરે છે ને અડધો પાસેરજ નાખે છે" રામદાસ ( માણેકના વર ) બોલ્યા, 'આજે અમે દોઢ પાસેર નાંખ્યું હતું," ત્યારે જીન્હાકુંવરે કહ્યું, 'આજે નાંખ્યું હશે, પણ મેં જોયું હતું કે સવા પાસેર કરતાં સેજ પણ વધારે નહોતું."

હાલ એજ—મારો આવું સાંભળતાં વખત ઘણો આનંદમાં જાય છે. તને મારી અદેખાઇ આવતી હશે. વળી અગાડી કોઈવાર લખીશ.

લી. પોચાલાલના યથાયોગ્ય.

---

# સ્ત્રી કેળવણી.

આપણા દેશમાં અંગ્રેજી સત્તા જામ્યાપૂર્વે ઉચ નીચ, ગરીબ તવંગર, કે સ્ત્રીપુરૂષના ભેદ દૂર રાખી સમસ્ત પ્રજાવર્ગને કેળવણી આપવાની ઉદાર અને દૂરદર્શી યોજના ન્હોતી.

વૈદિક કાળમાં યજ્ઞ કરતાં પતિ સાથે દીક્ષિત થયલી પત્નીને મંત્રો સમજી ઉચ્ચારવા પડતા; લગ્ન વખતે પ્રતિજ્ઞા લેતાં કન્યાએ જાતે પ્રતિજ્ઞાનાં વાક્યો બોલવાં પડતાં; ઋગ્વેદમાં કેટલીક ઋચાઓની વિદુષી આર્યાઓ મંત્રદ્રષ્ટ્રી છે-ઇત્યાદિ ઉપરથી નારીવર્ગ સુશિક્ષિત હતો એમ પ્રતીત થાય છે.

ઉપનિષદ્ અને મહાભારતાદિના જમાનામાં ગાર્ગી વાચક્નવી અને કુન્તી જેવી પ્રખર વિદુષી સન્નારીઓ થઇ ગઇ. બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગ શિવાયના વર્ગની સન્નારીઓ ભણેલી હશે કે નહીં તે નક્કી જાણવામાં નથી આવ્યું.

ત્યાર બાદ સ્ત્રી શિક્ષણ તદ્દન બંધ પડ્યું. વેદ સાંભળવાનો પણ ત્હેમને અધિકાર ન રહ્યો તો શીખવાનો તો ક્યાંથી રહે? બૌદ્ધ અને જૈન મતના પ્રસારણથી ભીક્ષુકી થવાના પ્રસંગ નારીવર્ગને પ્રાપ્ત થયા. વિહારમાં નિર્વાણ માટે મથતી સાધ્વીઓ શાસ્ત્ર પારંગત થતી, પરંતુ ઉપાસકોને કેળવવા જેટલો પ્રયાસ સાધુઓ તરફથી થતો નહીં—એટલે નારીવર્ગનું અજ્ઞાન વધતું ગયું. વાત્સાયન મુનિએ રાજપુત્રીઓ, અમાત્ય પુત્રીઓ

અને ગૃહિણીઓને ભણાવવાની આજ્ઞા કરી હતી. ઇતરવર્ગની માતાઓ અને ગૃહિણીઓ તદ્દન અજાણ રહેવાથી આપણી સંસાર વ્યવસ્થા શિથિલ થઇ ગઈ હતી. મિમાંસકો, વેદાંતીઓ પ્રભૃતિએ જ્યારે ફરીથી આપણો સંસાર વ્યવસ્થિત કર્યો ત્યારે સ્ત્રી શિક્ષણની યોજના ઉપસ્થિત કરી નારીવર્ગને જ્ઞાન સંપન્ન કરવાને બદલે તેમને અજ્ઞાન અને પરાસ્ત તથા આધીન સ્થિતિ પ્રાપ્ત થાય એવી ઘટના કરવામાં આવી. પૌરાણિક કથાઓના શ્રવણથી જીવનમાં પ્રકાશ આવે અને ચારિત્ર્ય બંધાય એવો બંદોબસ્ત કરવામાં આવ્યો. જે પુરાણકથાના શ્રવણથી મુસલમાનો સ્હામે રજપુતોએ અતુલ વીરત્વ દાખવ્યું તેજ કથાઓનાં શ્રવણથી હીંદવાણીઓએ શાંત જીવન ગાળ્યું. જૂના આચારવિચાર તેમનાં જીવનમાં એટલા બધા મૂર્તિમંત થયા કે સ્મૃતિઓથી જે સંસારપ્રશ્નનો નિર્ણય ન થાય તેનો તેમણે કરેલો ચૂકાદો માન્ય રાખવો એવો સિદ્ધાંત એક સ્મૃતિકારે સ્થાપ્યો છે. પરિણામે 'ડોશી શાસ્ત્ર ' નામનું આચાર શાસ્ત્ર જન્મ પામ્યું.

વાંચી લખી જાતે જ્ઞાન વધારવાની કે સદસદનો વિવેક કરવાની ટેવ આથી ન કેળવાય એ સહજ છે. પરંપરાને લીધે જે જ્ઞાનપ્રવાહ કુટુંબોમાં વહ્યો આવતો હતો તે વધારે સ્વચ્છ અને વિપુલ થવાને બદલે મલીન અને ક્ષીણ થતો ગયો. મન અને હૃદયની આસપાસ દિવાલો પાછળ દિવાલો ઉભી થઈ; ઉદારતા, ગંભીરતા, પ્રકાશ આદિ કરમાઈ ગયાં. વિવેકબુદ્ધિ કટાઇ ગઈ અને અંધશ્રદ્ધા પોતાને અનેક ફરજંદો સાથે નિષ્કંટક રાજ્ય ચલાવવા લાગી. મુસલમાની સલ્તનત દરમ્યાન વૈષ્ણવાદિ પંથો પ્રબળ થવાથી નારી હૃદયના બંધનો કાંઇક તૂટયાં. અને મીરાંબાઇ જેવી અનેક ભક્તાણીઓએ પોતાના જીવનનું સૌરભ દેશમાં ફેલાવ્યું, અને પોતાનાં પદોથી અનેક અંધકારમય નારીજીવન પ્રકાશિત કર્યાં. આવી અપ્તરંગી અસમાની સુલતાનીમાં વિરલ સન્નારીઓ સિવાય દેશનો સમસ્ત સ્ત્રીવર્ગ તો અભણજ રહ્યો. લગભગ સારો પુરૂષવર્ગજ અભણ હતો તો સ્ત્રીવર્ગની એ દશા હોય એમાં આશ્ચર્યજ શું ! પરિણામે દેશ ઘણીજ અધમાવસ્થા પામ્યો.

જે ઉદાર રાજ્યનયે સર્વે હિંદીઓને ધર્મ, ઉમ્મર, ન્યાત વગેરેના પ્રતિબંધ વગર શિક્ષણ લેવાની જોગવાઇ કરી આપી તેણે હિંદવાણીઓને પણ જ્ઞાનસંપન્ન કરવા ઠેરઠેર શાળાઓ સ્થાપી. ઉદાર અને શ્રીમંત હીંદીઓની મદદથી સ્ત્રીકેળવણીનાં સાધનો ઉપસ્થિત કરવામાં આવ્યાં. શરૂઆતમાં સામાન્યતઃ લોકવર્ગ સ્ત્રીકેળવણીની વિરૂદ્ધ થયો. પણ વખતના વહેવા સાથે કેળવણીની કદર બુઝાતાં શહેરમાં એ વિષયમાં હાલ અત્યંત ઉત્સુકતા વધી પડી છે.

ઈંગ્લંડ અને હિંદુસ્થાનના પ્રજાજીવનના આદર્શો ભિન્ન હોવાથી, તેમજ કોઇપણ હીંદુએ સ્ત્રીકેળવણી સંબંધી ગંભીર અને વ્યાપક વિચાર કરેલો ન હોવાથી સ્ત્રીઓની કેળવણીની પદ્ધતિ પુરુષોની કેળવણીની પદ્ધતિ સમાન યોજાઇ અને તેથી લોકોને ચાલતા સંસારને અનુકૂળ જેવું પરિણામ જોઇતું હતું તેવું ન આવ્યું. આથી સ્ત્રીકેળવણી પ્રત્યે કાંઇક અસંતોષ અને અભાવ થયાં. પણ દેશ સમસ્તમાં કેળવણી માટે જે તીક્ષ્ણ તૃષ્ણા જાગેલી છે તેને લીધે સ્ત્રીકેળવણી તદ્દન અટકાવવાને બદલે જુદાં સ્વરૂપની થઇ. ખાનગી શાળાઓમાં ધાર્મિક શિક્ષણ અને સંસ્કૃતના શિક્ષણપર ખાસ લક્ષ અપાવવા લાગ્યું. આથી

વાંચતાં લખતાં જાણનારી સ્ત્રીઓની સંખ્યા વધી પણ દેશ, સંસાર, જીવનના મહાપ્રશ્નો ઉકેલવાની પ્રબળ શક્તિવાળી માતાઓ કે સહધર્મચારિણી દેશહિતચિંતકોને નહીં મળી. હિંદુસ્થાનમાં વસતા જુદા જુદા ધર્મ, આચાર વિચાર વાળા લોકોને એકત્ર કરી એક હિંદી પ્રજા બનાવવાની ભાવના અને ક્રિયા પ્રચલિત થતાં એ વ્યાપારમાં સ્ત્રીઓ બનતી મદદ આપવા સમર્થ થાય એવી રીતે તેમને કેળવવાની જરૂર દેશહિતચિંતકોને સમજાઇ છે. તેથી કેળવણીના સ્વરૂપ અને સ્ત્રીઓના કર્ત્તવ્ય પ્રદેશ વિશે ગંભીર આલોચના જન્મી છે અને સ્થળે સ્થળે થતી અજમાયશો એનો સબળ પુરાવો છે.

અનંતરાય મુનશી.

---

# વાર્તાલહરી.

---

## 'સિંહનો શિકાર.'

વાંચનારાઓએ મહેરબાની કરીને પોતાની જાતને આફ્રિકાના અરણ્યોમાં અથવા તો ઉત્તર હિન્દુસ્થાનના ગાઢ જંગલમાં ધારવી નહિં. આપણી વાર્ત્તાનું સ્થળ એક મુંબાઈ ઇલાકાનું ન્હાનું ગામડું છે. થોડાં ઝુપડાં, વળી મેદાન, વળી વાંકાંચુકા રસ્તા આવી જ જાતની એક પછી એક ગલીઓ; વળી થોડેક દૂર કાંઇક સારા દેખાવના ઘર, છુટાં છવાયાં ન્હાના બંગલાઓ. આ જાતનું તે ગામડું હતું. સાંઝનો સમય હતો. સઘળું શાંત હતું. જ્યારે તમે ત્હાંના વાંકાચુકા રસ્તાપર ચાલો, હવા તરતજ કપાયલા ઘાસની સુંદર વાસ પ્રસરાવતી ચાલી આવતી હોય, અને સાંઝની શાન્તીથી ઝીણા તમરાના અવાજ તમારે કાને પડતા હોય, કોઇક કોઇક જગ્યાએ આગીઆઓ ઝાડીમાંથી ઝીણો પ્રકાશ પાડતા હોય, ગાયોનું બરાડવું આઘેના ખેતરોમાંથી સંભળાતું હોય તે વખતે તમે ભાગ્યેજ ઉંદર કે બિલાડીથી મોટી વસ્તુ જેવાં કે સિંહ, વાઘ વિગેરેનો શિકાર કરવાનું ધ્યાનમાં લ્યો.

હવે અંધારૂં થવા આવ્યું હતું. જેમ જેમ પશ્ચિમ તરફનું આકાશ રાતું મટીને ભૂરૂં થવા લાગ્યું તેમ તેમ ગામડાંના લુહારની ભઠ્ઠીનો ભડકો સ્પષ્ટ દિસવા લાગ્યો. કોઈક કોઇક ઝુપડાંમાં દિવા પણ થવા લાગ્યા. નાહાન છોકરાઓ અને જુવાનીઆઓ બ્હારની રમતગમતો છોડી પાછા ઘેર જવાની તૈયારી કરવા લાગ્યા. ગામડાંની હવા સારી હોવાથી હમણાં વસ્તી સારી હતી. ઘણા જણાએ મોટાં મોટાં શહેરોમાંથી અહિં હવા ફેર આવતા હતા.

ધીરે ધીરે એક મોટા લીમડાંના ઝાડ નીચે થડ ઉપર એક મોટી જાહેર ખબર ચોટાડવામાં આવી હતી તેની આસપાસ લોકનું ટોળું જામવા લાગ્યું. જાહેર ખબરમાં ઘણા જ મોટા કદે દુનિઆના સૌથી ગજાવર સરકસ આ ન્હાના ગામડાંની પાસે આવી

પહોંચ્યાની ખબર છાપી હતી, કારણ કે હમ રા ગામથી થોડેક દૂર જ એક મોટું ગામ હતું. જાહેરખબરને મથાળે એક મોટો માણસ ચીતરેલો હતો. તેને ચિત્રમાં એક મોટા સિંહની પાસે સુતો હોય તેમ ચીતરવામાં આવ્યો હતો. પાસે એક ન્હાનું સિંહનું બચ્ચું પાડવામાં આવ્યું હતું અને સ્હેજ છેટે એક વિકાળ વાઘ ચીતરવામાં આવ્યો હતો. અલબત આ ચિત્ર ઘણું મઝેનું દોરવામાં આવ્યું હતું અને તેથી સ્વાભાવિક રીતે ઘણાજણ તે જોવા માટે એકઠા થયા.

ધીમે ધીમે કેટલાક છોકરા ગંભીર વાત કરતા હોય તેમ જણાયા. તેઓ આતુરતાથી વાત કરતા હતા. થોડી થોડી વારે આસપાસ ચીન્તાતુર મ્હોડે જોતા હતા. ન્હાના ન્હાના છોકરાઓ વાત સાંભળવા આવતા અને પછી તે બધે પ્રસરાવા દોડી જતા હતા. આસપાસના પાડોશીઓ ઘર છોડી ધીરે ધીરે વધારે વધારે એકઠા થતા ગયા. થોડીવારમાં વાત ખૂલ્લી પડી ગઈ. સરકસમાંથી એક મોટો સિંહ છૂટો થઇને ન્હાસી ગયો હતો અને આ ગામડાને પાદરે આવી પહોંચ્યો હતો.

ખરેખર એક ન્હાના ગામડાને ગભરાવી મારે તેવી આ વાત હતી. મદારીઓ, વાદીઓ, બાવાઓ, હડકાયાં કુતરાં વિગેરેની આ વિકાળ સિંહની આગળ શી ગણત્રી ! થોડીવારમાં સિંહ ગામડાંમાં આવી પહોંચશે. ન્હાના છોકરાંઓને બળાત્કારે ઘસડી જઇ ત્હેમનાં ઘરમાં ભરાઇ જવા લાગી. જેમના ધણીઓ હજુલગી ઘેર આવ્યા ન્હોતા તેમની સ્ત્રીઓ ત્હેમને ખબર કરવા દોડી. કેટલાક ડાહ્યા માણસો ઘરના બારી બારણાં દેવા લાગ્યા. જાણે જૂના વખતની માફક કોઇક રાક્ષસ આવી મ્હડયો હોય અને ફક્ત ઘરના બારી બારણા દઇ અન્દર ભરાઇ રહ્યા શિવાય છૂટકો ન હોય તેવો ગભરાટ ફેલાઇ રહ્યો. પરંતુ કેટલાક બહાદુર માણસો જ્યાં સુધી તેઓએ આ વાત સામસામાં ઘણી વખત કીધી ત્હાં સુધી બહાર જ રહ્યા. આખરે ત્હેમનામાંના પણ ધીરે ધીરે ઓછા થવા લાગ્યા પણ જે થોડા આખરે બાકી રહ્યા તેઓએ એક ઘણો જ સાહાસક વિચાર કર્યો તે એજ કે સિંહને જંગલમાંને જંગલમાં જ પકડવો. આ વિચાર સૌ પહેલાં એક જાડા, ઠીંગણા અને ચસમા પહેરતા ત્હાં સ્કુલ માસ્તર દુબાશને આવ્યો. તેઓ પોતાની જાતનો સૌથી ડાહ્યામાં ખપાવતા હતા, અને દર વર્ષે ઇન્સ્પેક્ટરને પોતાની સ્કુલની ઉંચી કેળવણી બતાવતા હતા. પણ આજલગી તેઓને હિંમતવાન તરિકે ભાગ્યે જ કોઇ ગણતું. આ વખતે ત્હેનામાં ભીમ, હરક્યુલીસ, જેક ધી જાયન્ટ કીલર વીગેરેનું સામટું જોર આવ્યું હોય તેમ દેખાતું હતું. કારણ કે તેણે શાન્તિથી કહ્યું કે જો એના જેવા જ બીજા નવેક જણા તૈયાર થાય તો સિંહને પકડવા હમણાંને હમણા તે જઇ શકે.

" કાંઇ નહિં તો પણ, " તેણે કહ્યું, " આપણે પાસેના જંગલમાં રહેતા આદમીઓને ચેતાવી તો શકીશું નહિં તો વખતે ત્હેમનાં છોકરાંઓને સિંહ મારી નાખે. "

" પણ વખતે આપણને મારી નાંખે તો ? " ટોળાંમાંના કોઇએ કહ્યું.

મા તરે તેની તરફ ધીક્કારની નજરથી જોતાં કહ્યું. " આપણે મરશે છીએ, અને આપણા ઉપર જો સિંહ હુમલો કરશે તો એકી વખતે એક જણાને પકડશે; તેટલા વખતમાં બીજાઓ તેને મારી નાંખી શકશે. "

"પણ સિંહ એમ તરત મરતો નથી."

"હું મ્હારી બંદુક લઇશ," સવાલનો ફડચો આણતો હોય તેમ સ્કુલ-માસ્તર બોલી ઉઠયો. તે એક વોલન્ટીઅર હતો અને પોતાની નિશાન કરવાની શક્તિ ઉપર મુસ્તાક હતો. "સારે નશીબે હાલ મ્હારે ઘેર જ છે. જંગલી આફ્રીકનો નાગા નાગા સિંહને મારે છે તો આપણે તો સુધરેલા છીએ. વળી આ સિંહે પોતાની અડધી જીંદગી તો પાંજરામાં ગાળી છે એટલે મ્હારી ખાત્રી છે કે એકી વખતે તે એક જણાથી વધારેને નહિં મારે."

હવે વધારે વાદવિવાદ કરવાનું રહ્યું નહિં. ધીરે ધીરે આ ભયાનક બનાવમાં ભાગ લેવાને નીચલા ગૃહસ્થો તૈયાર થયા.

પહેલાં હરિઓ લુહાર કે જેણે પોતાના જેવડીજ ઉંચી કટાઇ ગયેલી બંદુક લીધી હતી જે તેના બાપદાદા અગાડીના વખતમાં વાપરતા હતા. આ બંદુક શિવાય પણ જો તેની મુઠી જોઈ હોય (એવી જોરથી તેણે મુઠી વાળી હતી) તોજ ન્હાના પ્રાણિઓ તો ગભરાઇ જાય. રસુલમિયાં કે જે ત્હાંનો ભાડે ગાડી ફેરવનારો હતો અને જે અગાળી એક વખત લડાઈમાં પણ જઇ આવ્યો હતો (અલબત આ વાત તેના શિવાય બીજું કોઇ માનતું ન્હોતું) તેણે એક મોટો કુહાડો લીધો હતો અને બીજા હાથમાં એક ફાનસ પકડેલું હતું. ત્હેનો ભાઇ કે જે મોટો કુસ્તીબાજ હતો તેણે એક જુનો ભાલો બે હાથે મજબુત પકડેલો હતો. બીજા બેએક ખેડુતો હાથમાં ધારીઆં લઇને ચાલતા હતા. હવા ફેર આવેલા ગ્રહસ્થોના ત્રણેક ઘાટીઓ પણ અંદર સામેલ હતા. આટલું મજબુત માણસોનું ટોળું હતું, પણ તે શિવાય કેટલાક રખડેલ ન્હાના છોકરાઓ પણ કોઈ હાથમાં સોટી, તો કોઇ મોટી છરી, તો કોઈ ચપ્પુ વિગેરે લઇને આવી પહોંચ્યા હતા. મી. દુલાશ કોઇ મોટો રાજા હોય, હરિઓ લુહાર અને મીઆં રસુલ ત્હેના જાણે અંગરક્ષક હોય અને આ ન્હાના છોકરાઓ જાણે અગણિત સૈન્ય હોય તેમ ત્હાં દેખાવ થઈ રહ્યો હતો.

ગામનો પોલીસ હતો પણ તેણે આ બધાની સાથે જોડાવા કરતાં પોતાના વડાને આ બાબત જાતે રીપોર્ટ કરી આવવાનું વધારે પસંદ કર્યું. મી. દુલાશે ઘેરથી ચળકતી બંદુક ખાંધે લટકાવી હતી. માથે વૉલન્ટીઅરની ટોપી લગાવી હતી. આટલી તૈયારી પછી એકદમ તેણે ચંદ્રમાના અજવાળામાં લશ્કરને અગાડી વધવાનો હુકમ આપ્યો. થોડેક દૂર તેઓ ગયા એટલામાંજ બધાઓએ પોતાના કાન માંડીને સાંભળવા માંડ્યું.

"આ અવાજ શું ? ક્યહાં થાય છે ?" એકદમ બધાઓ બોલી ઉઠયા.

"અરે ! એતો મકન પટેલનો પાડો છે." આમ કહીને એકદમ મી. દુલાશ અગાડી વધ્યો અને ધીરે રહીને પોતાની બંદુક ગાઢી. ચસ્મા છુટી નાક ઉપર બરાબર બેસાડ્યાં અને આગળ કેવી રીતે વધવું વિગેરેની સમજણ પડતાં બોલ્યો.

"ગમે તેમ થાય તો પણ આપણે બધા એ સાથે રહેવું. તમે ન્હાના છોકરાઓ બાજુએ રહજો. જેઓની પાસે બંદુક હોય, તમણે મધ્યમાં રહેવું. જેવો કોઈ સિંહને

જુએ તેવોજ તેણે સીસોટી વગાડવી અને એકદમ બધા માણસોએ એક ઝાડની પછાડી ઉભા રહી જવું ત્હમારે સૌથી મ્હને બંદુક ફેડવા દેવી."

"પણ જોજે યાદ રાખજો. જો કોઇને સિંહ પાડી નાંખે તો માણસને ગોળી વગાડવી નહિ ?"

"તે બાબત કાંઈ હરકત આવવાની નથી," રસુલે કપાળનો પરસેવો લુછતાં કહ્યું. "હું એક ગોધાની આંખ પાંચસે વાર દુરથી આંટી શકું છું. પણ ફીકર એટલી છે કે વખતે સિંહ મ્હનેજ પહેલો થાપો મારે પણ—હરકત નહિ ત્હમે સિંહના કપાળ ઉપર આંટવાનો પ્રયત્ન કરજો."

"બધા બોલવામાંજ શુરા જણાય છે." કોઇએ પછાડીથી સાદ માર્યો. પણ આ ઉદ્ધતાઇનું બોલવું વ્યર્થ ગયું. કારણ કે આ ઉપર કોઇએ ધ્યાન નહિ આપ્યું.

ધીરે ધીરે તેઓ જંગલની વચમાં આવી પહોન્ચા. જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ બધાની હિમત ઓછી થતી ગઈ. કોઇ કોઈ પોતાની હિમત ટકારી રાખવાને પ્રયત્ન કરતું તો તેને એકદમ મી. દુલાશ છાનો રહેવાનો હુકમ ફરમાવતા. એક ન્હાના છોકરાએ ભૂલથી એક ખીસકોલીને પથરો માર્યો. આ ઉપરથી મી. દુલાશે બીજા દિવસે ત્હેને સ્કુલમાં આખો દિવસ ઉભા રહેવાની સજા કરી. આથી સિંહના શિકારમાં મઝા પડતી નથી એવું ધારીને ધીરે ધીરે છોકરાઓ પછાડી પડી ગયા અથવા તો પાછા ફરીને ઘર તરફની પણ તૈયારી કેટલાક કરવા લાગ્યા. એકદમ એક સિસોટી ! થોડે છેટે સ્હેજ ખખડાટનો અવાજ સંભળાયો !

"આવે છે !" આ બુમ પાડતાંજ લશ્કરીઓ ન્હાસવા લાગ્યા અને જો તેમનામાં બે ઝાડી આવવાથી પડી ન ગયા હોતતો આખું લશ્કર ગામ આગળ જઇનેજ ઉભું રહ્યું હોત.

"ધીરજ રાખો ! ધીરજ રાખો !" દુલાશે બુમ પાડી અને પાંચેક જણા ઝાડની ઓથમાં દુખાશની સાથે હિમત પકડી ઉભા રહ્યા. રસુલમીઆં પોતાની બંદુક ઉંચી નીચી કરવા લાગ્યો.

એક મિનીટ લગી સઘળું ચુપાચુપ થઈ ગયું ફકત માણસોના શ્વાસ લેવાનાજ અવાજ સંભળાયા કર્યા. એટલામાં અચાનક વધારે ખખડાટ થયો. અને બીજાજ પળે એક મોહું કાળું પ્રાણી ઝાડીમાંથી કૂદી બહાર આવ્યું. રસુલ પોતાની બંદુક ફોડવાની તૈયારીમાંજ હતો એટલામાં કોઈ બુમ મારી ઉઠયું, "એતો કૂતરો છે ! પેશ જાની શિકારીનો કૂતરો !"

"હા ! નીચ લુચ્ચાઓ !" એક જાડો અવાજ સંભળાયો અને એક ક્ષણમાં જાની શિકારી બહાર આવ્યો "અરે—રસુલ !" તેણે અચંબાથી ઉચું જોયું, અને એક પળે એક બધાને ઓળખ્યા.

ત્હમારા જેવા આવો ધંધો કરશે એવી મ્હને આશા નહોતી ! કાંઇ નહિ, કાલેજ હું ત્હમને લશ્કરને ડો પહોંચાડું છું."

આ બાજુના થોડાક શબ્દોથી ભૂલ ભાંગી.

થોડી વાર વિચાર કરીને આખરે શિકારીએ પણ આ હિમત વખાણી અને તરતજ પોતાની બે નળીની બંદુક ભરી હાથમાં પકડી બોલ્યો. " એક વખત સિંહ જો નજરે પડે તો જૂઓ! આવા બહાદુર માણસનો ઉમેરો થયાથી આખું લશ્કર ખુશી થયું અને શિકારીના કુતરાને અગાડી કરી પાછા અગાડી વધવાનું શરૂ કર્યું રસ્તામાં જે જે ઝુપડાં એ આવતાં ગયાં તેમના માણસોને જગાડી બધી હકીકતથી વાકેફ કરી, બારી બારણાં બંધ કરી સુઇ રહેવા જણાવ્યું આવી રીતે વખત પસાર થતો ગયો અને બરાબર મધ્ય રાત્રી થઈ.

આ વખતે પાછો લશ્કરમાં ખળભળાટ થઇ રહ્યો. કુતરો એકદમ ભસ્યો અને બધાએ જોયું તો એક ઊંચી, કાળી અને ભયાનક આકૃતિ આસુરી વેગથી આવતી જણાઇ. તે અવાજ બીલકુલ કરતી નહોતી; પગ હલાવતી નહોતી. જાણે અસલના વખતનો રાક્ષસ કેમ ન હોય તેમ ચંદ્રમાના ઝાંખાં અજવાળાંમાં આ આકૃતિ જોસ ભેર આગળ વધવા લાગી.

આ આકૃતિની વચમાં એક ઝીણો પણ તિક્ષણ પ્રકાશ હતો, જે આ ભયાનક પ્રાણીની આંખ હોય તેવો દેખાતો હતો. ઝાડની ઓથે રહી આ આકૃતિ તરફ બધા જોઇ રહ્યા ફક્ત રસુલ પોતાની બંદુક ખભે રાખી શક્યો, જો કે તે પણ થોડાક તો ગભરાયોજ હતો. જોત જોતાંમાં આકૃતિ માણસોની લગોલગ આવી ગઈ. તરતજ જાની શિકારીએ બુમ મારી કે આતો બાઇસીકલ છે. વાત ખરીજ હતી. એક ઉંચો જૂવાન પારસી ગામડાંની રાત્રીની હવાનો અનુભવ લેવા ચંદ્રમાના અજવાળામાં નીકળી પડ્યો હતો. ત્હેના મ્હોમાં એક જાડી સીગાર હતી જેથી અજવાળુ પડતું હતું. જ્યારે અરધો ડઝન માણસ બંદુક, કુહાડા વિગેરે લઇને ઝાડીમાંથી બ્હાર નીકળતાં જોયાં ત્યારે તે ગભરાઈ ગયો. તેણે જાણ્યું કે લુટારાઓ આવી પહોચ્યા. એવા માણસોની બુમોને નહિ ગણકારતાં તેણે સાઇકલને ઘણીજ ઝડપે દોડાવી મૂકી; પણ એવામાં એકદમ ખાડો આવી જવાથી સાઇકલ ઉછળી પડી જૂવાન પારસી જમીનપર ઝીકાયો અને તેના લાંબા ટાંટીઆ ઉંચે તરફડ તરફડ થવા લાગ્યા. જૂવાન પારસી જેટલે જોરથી બુમ મરાય તેટલે જોરથી " ઓ ચોર ! ઓ હતા... ! મદદ કરો પોલિસ ! " આવી આવી ચીસો પાડવા લાગ્યો. [illegible] અજવાળામાં૯

આ બનાવથી બધા [illegible] બધાઓએ પોતની પાસે ગયા અને જેમ તેમ કરીને તેને સમજાવ્યો. કેટલાકોએ [illegible] પોતે [illegible] છે બાનું કર્યું પણ આખરે જૂવાન પારસીએ કહ્યું " સ્ટેશનપર જઈ [illegible] ખબર આપી [illegible] મોકલવા પ્રયત્ન કરીશ." આટલું કહી તેણે સાઇકલ દોડાવી મૂકી.

વખત ઘણો વીતી ગયો હતો. માણસો થાકી લોથપોથ થઇ ગયા હતા અંધારામાં પુરૂં વાદળાં થઇને ઝીણાં ઝીણાં વરસાદનાં ટીપાં પણ પડવા માંડયાં હતાં.

નિરાંશથી ત્હેમને વધારે લાગી આવ્યું હતું. કોઈક બ્હાનું મળે તો સૌ કોઈ પાછું

જવાને ખુશી હતું. આવા આવા અનેક બનાવોથી પણ દુબાશ અડગ રહ્યો હેની ધૈર્યતા ઘટી નહિ. ઉત્સાહ ઓછો થયો નહિ માણસોને વળી વીનવ્યા અને ધીરે ધીરે વળી તેઓ આગળ ચાલ્યા.

આખરે આ ઉન્મત્ત સાહસ માથે લેનારાના વીરત્વપણાનો બદલો મળવાનો હોય એવાં ચીન્હ સ્પષ્ટ દેખાવા લાગ્યાં. ઘુર્‌ર્‌ર ઘુર્‌ર્‌ર કરતો ઝીણો પણ ભયંકર ઘુઘવાટ જંગલમાં ભયાનક પડઘો પાડતો આ શિકારીઓએ સાંભળ્યો અને જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય એમ આ બહાદુર ટોળકીના માણસો સ્થંભી ગયા.

" સાવચેત રહો ! ખરેખર હવે આવે છે ! " રસુલ બુમ મારી ઉઠયો. કુતરો એકદમ મોટે અવાજે ભસવા મંડી ગયો.

બેન્ગ ! આ ગભરાટથી અચાનક મી. દુબાશની બંદુક ફુટી ગઈ પણ સુભાગ્યે ગોળી પગ પાસે જમીનમાંજ દટાઈ ગઈ.

" મ્હેં ત્હમને નહોતું—" રસુલ ગુસ્સાથી બોલી ઉઠયો. પણ વધારે શબ્દ માણસોને કાને સાંભળી શકાયા નહિં. આ જાણે એક નિશાની હોયની તેમ તરતજ એકે સામટા જાણે સેંકડો સિંહ આ ટોળીની સામે ધસી આવતા હોય તેમ ઘોડાઓનું ખોંખારવું, કુતરાઓનું ભસવું, હાથીની બુમો, સાંકળોનો ખખડાટ, વિગેરે ઘોંઘાટ થઈ રહ્યો. બે ત્રણ મીનીટ સુધી કોઈથી કાંઇ બોલાયું નહિં. જાણે બીબાનાં પુતળાં હોય તેમ જડ થઇ ગયા. ન્હાસવાની તૈયારી કરતા હતા તેવામાં જુની શિકારી બોલી ઉઠયો. " ન્હાસવાની કાંઈ જરૂર નથી ! આપણે જંગલ ઓળંગી સરકસના તંબુ પાસે આવી પહોંચ્યા છીએ ! "

ખરેખર તેઓ આખું જંગલ પસાર કરી સરકસના તંબુઓ પાસે આવી પહોંચ્યા હતા. થોડેક અગાડી તેઓ ગયા એટલે તેઓને સરકસના તંબુનો દરવાજો માલમ પડયો કે ત્હાંથી એક અવાજ આવ્યો કે જે અલબત્ત જોઇએ તેવો નમ્ર ભાશામાં હતોજ નહિં.

કેમ ? આટલી મોડી રાતે અહિં એકઠા થવાનું કાંઇ કારણ ? ".

રસુલ ટોળામાંથી આગળ વધીને બોલ્યો. " હમે સિંહની શોધ કરવાં આવ્યા છીએ. "

" કયો સિંહ ? "

" ત્હમારા સરકસમાંથી ન્હાસી ગએલો. "

" હમે સિંહને એમ છુટો મુકતા નથી. " અવાજ વધારે કરડાશી ભરેલો નીકળ્યો.

" ત્યારે શું ત્હમારો સિંહ ન્હાસી નથી ગયો ? "

" ના ! કેમ શું છે ! "

શિકારીઓએ એકેક તરફ જોયું.

" હમે ખાત્રીથી કહોછો ? ત્હમારા પાંજરામાં સિંહ છે ? " વળી પાછું મિંઆંએ કહ્યું.

" હમારા પાંજરામાં સિંહ નથી."

" આવું બોલવું હમે સહન કરીશું નહિ; સમજ્યા ! લોકોની સહીસલામતી માટે ત્હમે જવાબદાર થશો. ત્હમારો સિંહ છૂટો થયો છે કે નહિ ?" દુબારો મીજાશ ખોઈ દેતાં કહ્યું.

" હું કેમ કહી શકું ?"

" ત્હમારે કહેવું જ જોઇએ."

" હું બીજાના સિંહ માટે કેમ કહી શકું હમારે ત્હાં સિંહ છેજ નહિં."

" શું ! સિંહ નથી ?"

" ના, નહિંજ."

" પણ ત્હમે ચિત્રમાં ચીતરેલો છે."

" તેવી જાતના હમારે ત્હાં પુશ્કળ છે. ત્હેવાને માટે પૈસા બેસતા નથી."

" આ એક નીચ જાતની લુચ્ચાઈ છે !" દુબારો કાંઇક કચવાઇ જવાબ દીધો.

" બહુ સારૂં ! ચાર આનામાં આખી દુનિઆનાં જાનાવરો ત્હમને હમે નહિં જ બતાવી શકીએ. હમારી પાસે અલબત પહેલાં ઘણાં સિંહ હતા પણ હાલ તેઓને ચિમશે હવાફેર મોકલ્યા છે. સમજ્યા ? એક સિંહણને હમે રાજા એડવર્ડ પાસે મોકલાવી છે. હાલમાં હમારે ત્હાં એક હાથી છે, કે જેણે આખી દુનિઆના રાજા મહારાજાઓ પાસે પોતાના અદ્ભૂત ખેલો કરી બતાવ્યા છે. તે જો ત્હમે અહિં વધારે ગડબડ કરશો તો હું ત્હમારા ઉપર છોડીશ."

" આનો અર્થ શું ? હમને છોકરાઓએ ચોખ્ખું કહેલું છે કે ત્હમારો સિંહ પાંજરામાંથી ન્હાસી ગયો છે."

" જાઓ. સીધા સીધા ઘેર જાઓ. આબરૂદાર માણસોને આ શોભતું નથી." તંબુની બારી કાંઇક જોઇએ તે કરતાં વધારે અવાજ થઇને બંધ થઇ ગઈ. શિકારીઓને વધારે જવાબ મળ્યા નહિ.

× × × ×

બીજે દિવસે કાંઇ કારણસર ઘણા છોકરાઓને વગર વાંકે મી. દુબારો સ્કુલમાં સજા કરી. છોકરાઓને ઘણી અજાયબી લાગી, પરંતુ કારણ સમજાયું નહિ.

( ઇંગ્રેજી ઉપરથી )

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તે "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેષોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્‌-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૬ ઠ્ઠું. ] ઈ. સ. ૧૯૦૯ જુનઃ—જ્યેષ્ઠ, વિ. સં. ૧૯૬૫. [ અંક ૧૦ મો.

## ज्ञानसुगन्ध.

पण पेला जन्मना आ मय महीं आवी नड्यां,
ललाटमां विधिये लख्युं ते ते थयुं, हा ते थयुं ;
प्रभु धार्युं तदपि शिरधारी शान्त मन करवा जउं,
कण्टक हृदयमां वेरतां संसारना लोको बहु
नमी नमी नित चाल्डुं नहिं दया दीले धरे,
रडता हृदयने रीबवुं ए जगतनो रिवाज छे.
वैधव्य आव्ये नार शुं छे मूल्यहीणी हा थइ,
जगयोग्यता पनी वधी शुं स्वामिनी साथे गइ,
रडता हृदयनी लागणीनुं मान नहि जगते मळे,
अनाथ अबळा नारनी अति अवज्ञा करता फरे.

रा. वसन्तविनोदी.

# કાવ્યકુંજ.

## વીરાનાં વારણાં.

---

ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ :
મોંઘામૂલો છે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો સુહાગી ગગનચાંદલો રે લોલ :
બીજો સુહાગી મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

રાજ તો વિરાજે રાજમન્દિરે રે લોલ :
પારણે વિરાજે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

ચંપો ખીલે છે ફૂલવાડીમાં રે લોલ :
કુલમાં ખીલે છે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

આંગણે ઉજાસ મ્હારે સૂર્યનો રે લોલ :
ઘરમાં ઉજાસ મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો આનન્દ મ્હારા ઉરનો રે લોલ :
બીજો આનન્દ મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ :

હવે દીધી છે મ્હને માવડી રે લોલ :
માડીએ દીધો મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

ન્હાનાલાલ દ. !

---

## પૂર્ણિમાનો રાસ.

આજે પૂર્ણિમાની રાત, રૂડા ચાંદલીઆ !
તું ગગન ખીલ્યો તે કાજ, કૂડા ચાંદલીઆ !

પદ પદ તિથિ વ્હધતી શુદ્ધિ, વ્હધે ચન્દ્રિકા તેમ;
ક્રમ ક્રમ ત્યમ ઉન્નત રહે, ધર્મજીવનનો પ્રેમ.

શુદ્ધ પ્રેમ પ્રતિબિમ્બ ઉરે પાડજે;
આત્મ કર્તવ્યભાવના ચખાડજે ;

છે આજે હૃદય ઉલ્હાસ, શીલા ચાંદલીઆ !
પણ કાલે હઇશ ઉદાસ, વીલા ચાંદલીઆ !

વૃદ્ધિ-ક્ષીણતા ઉદ્દલબ્ધે સહનશીલતા ધૈર્ય
દુઃખ-શોક છાયા થતાં સમયસૂચકતા પ્રેર.

શુદ્ધ તત્ત્વો કૈં દિવ્યભાવી વેરજે,
વિરલ સત્વો કૈં સ્નેહભાવી પ્રેરજે.

તું ધોળો હૃદય અમ ધોળ, ધોળા ચાંદલીઆ !
ઉર શુદ્ધિ છોળા છોળ, ભોળા ચાંદલીઆ !

અનન્ત વાસ સુધારણા દિવ્ય એકતા રૂપ,
પરમ પ્રભા ચન્દા સમી અર્પે તેજ અનુપ.

સદન સ્વર્ગથી અનેરાં ઓપાવજે.
વદન શાન્તિસુધા કાન્તિથી દીપાવજે.

ખીલી ખીલી ખીલાવ તું અન્ય, એવા ચાંદલીઆ !
પીએ સુધા સ્હેડો સુષિજન્ય, દેવા ચાંદલીઆ !

આજે પૂર્ણિમાની રાત, રૂડા ચાંદલીઆ !
તું ગગન ખીલ્યો તે કાજ, કૂડા ચાંદલીઆ !

સ્નેહજ્યોતિ

## સીતાનો સદેશો.

( કાગળ લખે કામની. એ લ્હેમાં. )

વ્હાલા ! પ્રેમનો દંશ કારી દિસે,
નસે નસે વહે તમ નેહ ;
તને દાહ એહ,
સ્મૃતિ-યોગે દેહ છે ! ૧

સ્નેહ-જ્યોતમાં પડે પતંગ આ,
સ્નેહતાનથી ભુલતા અંગ;
પાડું સ્નેહે અંગ,
ન્યારો સ્નેહ-રંગ આ ! ૨

પ્રભુ ! પ્રેમભર્યા ગૂઢ પાઠ આ,
ઉકેલી શીખું, પ્રેમનો મંત્ર ;
પ્રીતિ-યોગ-તંત્ર,
હૃદે સ્નેહ-યંત્રણા ! ૩

મહાકાળ રૂપે રક્ષપાલ આ,
રક્ષસ્ત્રીગણ લઈને કરાળ;
દમે તન, હાલ,
મથે સ્નેહ-યજ્ઞ આ. ૪

કુંળા સ્નેહી હૃદયના વાલમા !
સ્નેહ આંસુએ ટપકે નેન ;
ખોળી દિન રેન,
ગિરિ, સ્રોત, કાનને. ૫

પ્રીતિ રંક કાજે વ્યક્ત શામળા !
કરી શોકશ્વાસે કૃષ દેહ,
ભ્રમે ભૂલ્યા દેહ,
રોયાં ભૂત માત્ર સૌ ! ૬

પ્રજા પાલન કાર્ય સંસારનાં;
સરજાયાં છે આપ શરીર,
ભૂલે દાસી ધીર !
દુર્જય લંકા-વીર છે. ૭

શિરોરત્ન આપી હનુમાનને:-
"બની કાગરૂપે શક્રપુત્ર,
નખ્યો રઘુપૂત,
બચ્યો ખોઇ નેત્રને ! ૮

મનશીલ સુચિહ્ન કપોલમાં
ભુંસ્યું સ્નેહભર્યા સ્મિતહાસ,
સ્મૃતિમાં એ ખાસ"
સંજ્ઞા આવી આપજે. ૯

પ્રભુ ! સ્નેહ-મખે પ્રાણ આહુતિ,
મંત્ર પૂરા થયે હઉં અંત,
ચાચું પ્રીતિ પંથ
વિયોગ ના કંથથી ! ૧૦

નેત્ર મીંચી ભ્રકુટીમાં આપને,
પધરાવી, ધરૂં યોગ ચીર,
ચળું ના લગીર,
તજું તન, યોગ એ !! ૧૧

દયાશંકર તુળજારામ પંડ્યા.

# વાર્તાલહરી.

## (સ્ત્રી લેખ.)

## દીપલપુરની રાજબાળા.

" परोपकाराय सतां विभूतयः "

વિદુષી, કળાવાન, બુદ્ધિવાન અને તેમાં પણ ખાસ કરીને પ્રાતઃસ્મરણીય પતિવ્રતા સતીઓનાં યશસ્વી નામો દુનિયામાં બેશક પ્રકાશવા લાયક છે, પરંતુ જેઓ પરનાં કલ્યાણ માટે સતત પ્રયાસ કરે છે; અને વિશેષે કરીને જીવનને ન્યાસ-પરસેવા કરનાર થાપણ તરીકે માની સ્વાર્થનો-સ્વસુખનો ભોગ આપીને પણ પરહિતનો પરમાર્થનો નિયમ પાળે છે, તેઓની કિર્તિ જરા પણ ઓછી તેજસ્વી નથી.

૧

" મનુબા ! મનુબા ! કેસર બ્હેન તો રંગાયા વિનાજ રહી ગયાં " ગંગાને શોણ નદીના સંગમથી થોડે દૂરની ન્હાની પણ સુન્દર પુષ્પવાટિકાની રમ્ય કુંજમાં વસંતની નિર્દોષ રમતમાં તલ્લીન થયેલી કુમારીકાઓમાંની એક બોલી-" મનુબા ! મનુબા !! કેસર બ્હેનતો રંગાયા વિનાજ રહી ગયાં," એ કોમળ સ્વરનો કુંજમાં પ્રતિધ્વની થયો. હસતીજ કેસર આગળ દોડી અને રંગભરી પીચકારી લઇ રાજકુમારી પાછળ દોડી. કેસર આગળ ને શ્વાસભરી રાજકુમારી પાછળ, ઉભય સખીઓ કુંજમાંથી બ્હાર નીકળી ફુવારાના ચક્કરને ગોળ ફરવા લાગી. રમતની ધુનમાં શ્રમીત રાજકુમારીની વેણી છુટી પડતાં પુષ્પશૃંગારનાં પુષ્પો વેરાવા લાગ્યાં, અને લાંબા છુટા કેશ પગમાં વીંટાઈ વળવા લાગ્યા, તો પણ રાજબાળાની જીત થઇ ને કેસર બ્હેન રંગમાં રંગાયાં. રાજકુરીએ પ્રશ્ન કર્યો-કેમ કેસર કેદ કરી લીધી કે ? હસતીજ વજીર બાળા કેસરે ઉત્તર વાળ્યો-કહું કે ! તમારા પતિને પણ પ્રેમથી કેદ કરશો તો મારી શી વિસાત ?" સર્વ બાળાઓ હસી પડી અને ફરી રમતે લાગી. રાજકન્યા અને બાળાઓ પોતાને એકાંતમાં-અદષ્ટ સમજતી હતી, પરંતુ બાગથી થોડેજ દૂરના રાજ્ય મહાલયના ઉંચા ઝરૂખા પરથી એક યુવાનીના ઝેરથી ભરપુર વિકારમય દષ્ટિ અનિમિષ નેત્ર આ રમ્ય મોહક દેખાવ નિહાળતી અને કર્ણપ્રિય સંવાદ શ્રવણ કરતી મોહમાં લુબ્ધ બનતી હતી.

૨

એક સુન્દર વિસ્તર્ણ રાજભુવનના વિશાળ ઓરડામાં એક કિશોર વયની કુમારીકા શોકાતુર ચહેરે શોકભારથી નમીનમી જતા કપોલ પ્રદેશને હસ્તને ટેકે પરાણે ટેકવી રાખતી, અને તોપણ તેમાં ક્ષણે ક્ષણે નિષ્ફળ નીવડતી બેઠી હતી. નજીકમાં પ્રવાહી પદાર્થથી ભરેલું સુવર્ણપાત્ર પડ્યું હતું. " બા ! બા !! આ શું ?" ભુવનમાં ઉતાવળી

પ્રવેશ કરતી, ગભરાતી આપણી પરિચિત બાળા કેશરનો પ્રશ્ન હતો. રાજકુમારી બોલી-"કેસર! તે દીવસની વસંતની ગમ્મત યાદ કર; તે ગમ્મતનુંજ આ અનિષ્ટ પરિણામ છે" શોકાતુર ચહેરે રાજકુમારીએ વાત આગળ ચલાવી " તે દીવસે દીલ્હીનો સુલ્તાન સુલતાન શિકારે જતાં રાજ્યનો મિજમાન થયો હતો, ને બાગથી થોડે દૂરનાજ મહાલય માં તેનો ઉતારો હતો. રમતના આનંદમાં આ વાત આપણા સ્મરણમાંથી ખસી ગઇ, અને ઉંચા ઝરૂખા પરથી સર્વ રમત તેણે જોઇ. કમભાગ્યે તેની દ્રષ્ટી મારા પર ઠરી અને પિતાજી પાસે મારી માગણી કરી." વચમાંજ કેસર બોલી ઉઠી-" હા પણ આપની ઇચ્છાથી પિતાજીએ તો "મુસલમાનને મારી કન્યા નહિ આપું." એ ચોખો ઉત્તર આપી દીધો છે ને ?" તેને અટકાવતાં રાજકુમારીએ આગળ વાત ચલાવી-હા, પણ તે પરથી ગુસ્સે થઇ આપણા રાજ્યનું ઘણું વાળી સુલતાને તેની કતલ કરી છે, અને બીજા અનેક પ્રકારે દીપલપુરની પ્રજાને પીડે છે. તે બાબતના યોગ્ય બંદોબસ્ત માટે થોડા રોજ અગાઉ પિતાજીએ બાબુ બિહારીલાલ અને કિશોરકુમારને સુલતાન પાસે મોકલ્યા હતા. આજે ખબર મળ્યા છે કે તે બન્નેનો સુલતાને ક્રુરતાથી વધ કરાવ્યો છે." બોલતાંજ કુમારીનાં ભવ્ય ને તેજસ્વી સુન્દર નયનો સજળ થયાં. કેશરનું હૃદય કંપ્યું-" તું જાણે છે કે બિહારીલાલને સાત ન્હાનાં બાળક છે, ને તે બાળકોની માતાનો સ્વર્ગવાસ થયો છે; અને કિશોરનાં લગ્ન થયાં ફક્ત અઠવાડીયુંજ થયું છે. પિતાજી તેના કુટુંબનું ભરણ પોષણ કરી શકશે, પણ પિતા પિતા કરતાં નમાયાં ન્હાનાં બાલકોનો પિતા અને સિતા જેવી પ્રેમાળ કિશોરની મુગ્ધ નવોઢા પત્નિ સુજાણનો પતિ હું ક્યાં બતાવી શકીશ ?" આ દારૂણ દુઃખ ભર્યો હૃદય દ્રાવક પ્રસંગ ચર્ચતાં રાજબાલિકાનું મૃદુ, કોમળને દયાર્દ્ર હૃદય શોકભારથી દ્રવવા લાગ્યું; અને શ્રાવણ ભાદ્રવાની વૃષ્ટી રૂપે નયનદ્વારા દ્રષ્ટીગોચર થવા લાગ્યું. તે લથડતે સ્વરે, દુભાયલા અંતઃકરણે આગળ બોલી-પ્રિય કેસર! દીપલપુરની બાયોનો વધ થાય છે, પ્રજા અનેક પ્રકારે પીડાય છે, ન્હાનાં બાલકો નબાપાં થાય છે અને સુજાણ જેવી મુગ્ધ સુન્દરીઓ અનાથ વિધવા થાય છે, હજી પણ આવા બનાવ કોણ જાણે કેટલા બનશે. આ સર્વ કોને માટે ? આ પાપીણીજ માટે, આ ઝાકળનાં બિન્દુ જેવાં ચલિત સૌંદર્ય માટેજ, તો બહેતર છે કે વિષપાન કરી આ પરદુઃખ કારક પાપી દેહનું પતન કરવું." નજીકમાંજ પડેલું સુવર્ણ પાત્ર લઇ ત્વરાથી સ્વમુખ પાસે ધર્યું; પણ મુખને અડકયા પહેલાંજ કેસરની સચોટ ઝાપટથી નીચે પડી જતાં વિષ ઢળી ગયું. કેસર બોલી-" બા! ડાહ્યાંને સમજુ થઈ આ કેવું સાહસ ! આપ એમ ધારો છો કે આપનાં મૃત્યુની બીના સાંભળતાંજ સુલતાન આ સર્વ પીડા બંધ કરશે ? આપના મૃત્યુની બીના એ બનાવટી માની દીપલપુર પર વિશેષે જુલમ ગુજારશે. દીપલપુરને વધારે રીબાતું કરવા આપ ખુશી છો ?" કેસરની નૂતન તોપણ સત્ય કલ્પનાએ રાજકુમારીનું હૃદય વિશેષ છિન્ન ભિન્ન કર્યું. તે આતુર દ્રષ્ટીએ બોલી-"કેસર! ત્યારે હું શું કરૂં ! મને શ્રેયકર રસ્તો બતાવ" શ્રેયકર રસ્તો !" કેસર બોલી-તો સાંભળો વ્હાલાં બા! દીલ્હીથી આવેલી એક સખી દ્વારા મેં સાંભળ્યું છે કે આપને માટેજ ટુંકી મુદતમાં સુલતાન દીપલપુરની પ્રજા કતલ કરી શહેર જમીન દોસ્ત કરી, માતાપિતાને કેદ કરી આપને સ્વાધીન કરવાની ઇચ્છા રાખે છે. આપણું દીપલપુર દીલ્હીની

ક્રમણિકા ' જોતાં ' વિરરમણિ ' ના હેડિંગ નીચે ' પદ્મિણી ' નામ વાંચ્યું. નવનિધને ઇતિહાસના વાચનનો શોખ હોવાથી તે રાણી ' પદ્મિની ' વિષે સંપૂર્ણ વિગત જાણતો હતો. અત્યારે યુવકે તે નામ વાંચતાંજ એ ઉજ્વળ કીર્તિ કમાણેલી, આર્ય ભૂમિનાં ગૌરવરૂપ સ્ત્રી રત્ન માટે અનેક વિચાર આવ્યા, તેની અનેક પવિત્ર પ્રેમદાઓનાં પવિત્ર ચારિત્ર્ય ત્હેને યાદ આવ્યાં જે સાથે હાલની સ્ત્રીઓની સ્થિતિની સરખામણી કરતાં એ સુશ યુવકનું હૃદય કંપ્યું.

' નવનિધભાઈ ! અમે જ્યારે આવીએ ત્યારે ત્હમે તો વાંચતાજ રહો ! આમ તે આખો દિવસ વાંચ વાંચ શું કરતા હશો ! ભલાભાઈ ! ભાઈ બેનબ્હેને મળવા આવ્યા છે, વળી હાલ રજા છે તો ચિંતા શીદ કરવી પડે ? ત્હમે જોતા તો હશો કે આ મ્હારી મોટી! (લિલિ પુત્રી તરફ આંગળી ચાંધીને)નો બાપ કોઈ દીવસ કંઈ વાંચે છે ! જ્યારે ઘેર આવે તેની સાથે જરા બોલો પણ નહીં ! આમ ગામડા ગામમાં નોકરીયાત કુટુંબો એમ અતડાં રહે તો કેમ ચાલે !) ત્રીશેક વર્ષની યુવતિએ હસતાં હસતાં કહી નવનિધના હાથમાંથી માસિક લઈ લીધું.

' પદ્મા બ્હેન ! માફ કરો ! હું ત્હમારા આવવાથી અજ્ઞાન હતો. બ્હેન ! ઉત્તમ વાંચનનો મહિમા તમે શું જાણો ! ઉત્તમ સ્ત્રી પુરૂષનાં જીવનચરિત્ર સમજુ મનુષ્યના હૃદય મન્દિર ઉપર કેવી અખંડ અસર કરે છે તેની ત્હમારા જેવી સ્ત્રીઓને શું ખબર પડે ! અત્યારે તો બીજું કંઈ ન્હોતું પણ આ સુંદરીસુબોધની વિષયાનુક્રમણિકા જોતો હતો,' યુવકે નમ્રતાથી કહ્યું.

'નવનિધભાઇ ! તેમાં તો કહે છે કે પુનઃલગ્નની નોંધો ને એવું એવું આવે છે એ સાચી વાત ! હું તો કોઇ દિવસ એવાં ટાયલાં વાંચતીજ નથી. બાઈડીઓને બ્હેકાવી મૂકે. ધણી સ્હામી હઠ માગતી કરે એવું એવું કોણ વાંચે !' પદ્માએ જવાબ દીધો.

નવનિધઃ—ત્હમે ભૂલો છો સુન્દરીસુબોધની શરૂઆતના અંકો મ્હારા વાંચવામાં આવ્યા નથી તેથી તે મહિના વિષયો મ્હારા જાણવામાં નથી પરંતુ હું જ્યારથી તે વાંચું છું ત્યારથી તેમાં મેં એવું કાંઈ હજુ જોયું નથી કે જે સન્નારીના મનને અણગમતું લાગે. તેના પ્રકાશકો ( બન્ધુસમાજ ) તેવાં લગ્નોની માત્ર નોંધ લેછે. અત્યાર સુધી તે માસિક કેળવાયેલાં કુટુંબોમાં ત્વરાથી દાખલ થતું જેવાય છે. કદાચ કોઇ લેખો બીનજરૂરના આવે તેથી આખા માસિકને અન્યાય આપવો એ વ્યાજબી નથી. બાપા ત્હમારા જેવા જ્ઞાનવાળી સ્ત્રીઓથી સમજાય તેવી સરલ કાંઈ કોઈવાર નથી આવતી એ ખરૂં છે પરન્તુ સ્ત્રીએ ઉત્તમ જીવન કેમ ગાળવું એ અગત્યની બાબતજ તે જાળવી રાખે છે અને સ્ત્રીધર્મ ભિન્ન ભિન્ન રીતે ચર્ચાવે છે. મને માફ કરજો બ્હેન ! ત્હમે આખો દિવસ ડેલીના બારણામાં ઉભાં રહો છો અને વાતોમાં વખત ગાળો છો. એ બદલે ઘરમાં શાન્ત ચિત્તથી બેસી ત્હમારાં આ કેળવણી આપવા યોગ્ય પુત્રીને ગૃહવ્યવહારમાં ઉપયોગી થઈ પડે એવી કેળવણી આપો અને પુત્રી રૂપી રત્ન કે જે પારકા ઘરમાં વહેલા મોડું જવાનું છે અને ત્હમારી આબરૂતની કિંમત ત્યાં થવાની છે તે પુત્રીના જીવનને ઉચ્ચ બનાવવા પ્રયત્ન કરો. અણસમજુ માતાઓની અગર તો આવડત

વાળી છતાં બેદરકારથી પુત્રીને નહીં કેળવતી માતાઓ દિકરીને સાસરે ક્ષણે ક્ષણે કેટલી નિન્દાય છે તેનો વિચાર કરો. હું નથી ધારતો કે ત્હમારી આવી મોટી પુત્રીને રસોઈ પણ ત્હમે પુરી શીખવી હોય. બહેન! એક કેળવણી પામેલાં કુટુમ્બમાં સુશિક્ષિત માતાની પૂર્ણ કાળજી નીચે કેળવાયેલી આઠ વર્ષની બાળા પણ કેટલી સમ્પૂર્ણ આવડતવાળી હોય છે તે જોનારજ જાણી શકે છે. પુત્રીને માતાની ચાલ ચલણનું અનુકરણ કરવાનું મન કુદરતી રીતેજ થાય છે. ત્હમને જેમ ઘરમાં ગોઠતું નથી તેમ ત્હમારી આ બાળાને પણ થતું લાગે છે. ત્હમારા માટે મને લાગણી હોવાથીજ કહું છું. ખોટું લાગે તો માફ કરજો. પરન્તુ પુત્રીનું હિત અન્તઃકરણથી ઇચ્છતાં હો તો તેને ગ્રામ્ય રમતથી દૂર કરી સ્પષ્ટ વાંચન, શુદ્ધ લેખન, પાક શાસ્ત્ર (રસોઇનું જ્ઞાન), ઘરગતુ હિસાબ, સાસરિયામાં શી રીતે રહેવાથી સુખી થવાય વગેરે શીખવતાં રહો. જો! જો! હાં પદ્મા બ્હેન, મ્હારૂં કહેવું ખોટું લગાડી ડૉકટર સાહેબ પાસે ફરિયાદ ન કરતાં.

પદ્મા—નવનિધ ભાઇ! ત્હમે તો હદ વાળી. મ્હારા મનનો બધો મેલ દૂર થયો. હું આજથીજ ત્હમારી શીખામણ પ્રમાણે ચાલીશ. અને આના બાપને પણ કાળજી રાખવા કહીશ. જોજો કે હવેની રજામાં આવો છો ત્યારે તે કેટલીબધી ફેરવાયેલી માલુમ પડે છે. મા, દિકરી બન્નેનું હિત થાય એવો માર્ગ બતાવવા માટે હું ત્હમારો ઉપકાર માનું છું. અને સાવિત્રી બ્હેન સાથે ને સાથે રાખી શાંતાને સુધારીશ.

પોતાના કહેવા ઉપરથી સહજમાં પદ્માને સારી અસર થયેલી જોઇ નવનિધ ખુશી થયો. હવેથી શાંતા તથા સાવિત્રીને વાંચવા જેવાં પુસ્તકો વંચાવવા માંડયા. ઘરનો બધો સ્ત્રી વર્ગ હાજર હોય ત્યારે મ્હોઢથી બોધ દેવા માંડયો અને ત્રુજ વખતમાં શાંતા, સાવિત્રીમાં ફેર પડેલો જોઇને રાજી થયો, અને માતા જેટલી હોંસથી શીખવતી તેટલીજ ખંતથી શાંતા શીખવા લાગી.

આ વાતને ત્રણેક વર્ષ વીતિ ગયાં, નવનિધની પ્રથમની પત્ની એકાએક લગ્ન સમય પહેલાં ગુજરી ગઇ. ઇશ્વર ઇચ્છાથી નવનિધ અને શાન્તાનાં લગ્ન થયાં. શાંતા આ વખતે અગાઉની ગામડાની શાંતા નહોતી પરન્તુ સુશિક્ષિત બાળા હતી.

નવનિધ ધારેલો અભ્યાસ પૂર્ણ કરી નોકરી ઉપર ચડયો હતો. તે વખતે વખતે શાંતાને કહેતો કે ' વહાલી! તે સ્નેહપુર ગામડાની સ્થિતિ યાદ આવે છે કે!

ત્યારે તે હસમુખી શાંતા હસીને પતિને કહેતી કે સ્નેહપુરમાંજ આપેલા શિક્ષણથી શાંતાનું આચરણ પતિને પ્રિય થઇ પડયું છે.

નટવરલાલ દ. વૈષ્ણવ, રાધનપુર.

# વિવિધ વિહાર.

## સ્ત્રી કેળવણી.

(લેખક રા. મોહનલાલ પાર્વતીશંકર દવે. એમ. એ. એલ. એલ. બી.)

( સાંધન પાને ૧૮૩ થી)



**કેવળણીનો સમય**—એ કેળવણીનો સમય કયો તે વિષે વિચાર કરવો હવે જરૂરનો છે. ઘણાં એમ ધારે છે કે બાળક ૫-૭ વર્ષનું થાય ત્યાર પછી તેની કેળવણી શરૂ થાય છે, પણ એ ધારવું ખોટું છે. બાળકના જન્મથીજ, રે ! એક મત પ્રમાણે તો ત્યાર પહેલાંથીજ તેની કેળવણી શરૂ થાય છે, અને એ પ્રથમ કાળમાં બાળકના ઉપર આસપાસના સંજોગોની જેજે અસર થાય છે તેનાથી તેનો દેહ અને આત્મા અમુક પ્રકારનો ઘડાય છે. માટે એ સમયથીજ બાળકનું હિત ચાહનાર માતૃપિતાએ તેની સંભાળ તરફ લક્ષ આપવું જોઇએ. સ્વ. ગોવર્ધનરામભાઇના સરસ્વતીચંદ્રનો ત્રીજો ભાગ થોડો વંચાતો હોવાથી પ્રસ્તુત વિષય સંબંધી એ સમર્થ સાક્ષરના ઉંડા વિચારો કંઇક વિસ્તારથી ઉતારવાનું યોગ્ય ધાર્યું છે; મલ્લરાજ અને મેનારાણીની નિર્મળ પ્રીતિનું ફળ આપવાનો સંકેત ઇશ્વરે જણાવ્યો. રાણી સગર્ભા થઇ. એ ગર્ભને ગર્ભદશામાંથી રાજપદને ઉચિત સંસ્કાર આપવા મલ્લરાજે ચિંતા કરવા માંડી. એક દિવસ રાજગૃહમાંથી અંતઃપુરમાં જતાં જતાં વિચાર કરવા માંડ્યા.

"ગર્ભનું હિત વિચારનાર પિતાએ ગર્ભ ધરનારી સ્ત્રીને પોતાની પત્ની ન ગણતાં ગર્ભની માતા ગણવી, અને ગર્ભાધાનથી તે ગર્ભના મોક્ષ સુધી કામવાસના દૂર રાખી સ્ત્રીના શરીરને પવિત્ર ગણી તેને ગર્ભની સેવામાં અર્પણ કરવું, અને આ સેવા કરવાના કામમાં તેને, પતિએ, બ્રહ્મચર્ય પાળી, દૂર ઉભા રહી, આશ્રય આપ્યાં કરવો. ગર્ભમોક્ષ પછી બાળક સ્તન્ય પાન કરે અને માતાના અંગનું સત્વ ચુસે ત્યાં સુધી તે બાળકને પોષવાનું સત્વ ઓછું થાય નહી તેમ વર્તવાનો, તથા તેની માતાનું સત્વ બે પાસથી લુંટાય નહી એમ વર્તવાનો, બાળકના પિતા અને તેની માતાનો પતિ-તેનો બેવડો ધર્મ છે. બ્રાહ્મણવાણીયાઓમાં આ ધર્મ પાળવાનો માર્ગ વૃધ્ધોની ઘડી કહાડેલી રૂઢિએ રાખ્યો છે. તેમની સ્ત્રીઓ પ્રસવકાળ પહેલાં અને પછી કેટલાક માસ સુધી પીયર રહે છે. આથી ઉભયકાળે તે સ્ત્રીઓ સાસુના કલેશથી અને પતિના કામવિકારથી મુકત રહે છે: અને પોતાની પ્રેમાળ માતાને હાથે સીમંતિની અને બાળકની માતા પોતાનું શરીર, પોતાનો આનંદ, ગર્ભ તથા બાળકોના

પ્રતિ પોતાના ધર્મ સાચવે છે. પણ રત્નનગરીના રાજાઓના મંદિરમાં જુદો માર્ગ છે. તેમનો ગૃહસ્થાશ્રમ કેવળ ભોગાશ્રમ નથી-તેમનું બ્રહ્મચર્ય જ્યારે જોઇએ ત્યારે તેમની પાસે તૈયાર છે. તેમની માતાઓ તેમની રાણીઓ ઉપર વત્સલ હોયછે. બીજા લોકની સાસુઓ પેઠે સ્વાર્થી અને દીકરીઓની પક્ષપાતી હોતી નથી. મલ્લરાજ! હવેથી તું બ્રહ્મચારી થયો અને મેનારાણી ત્હારાં માતાજીને મંદિર રહેશે અને તેમની ચિંતા માતાજી કરશે."

આગળ, સાક્ષરથી મધુમક્ષિકા મુખે મલ્લરાજને કહેવડાવે છે કેઃ—

" મહારાજ, હલકી વર્ણમાં હલકાં દોહદ (અભાવા) હલકા સહવાસથી થાય છે; આપના કુળમાં ઉંચા દોહદ ઉત્પન્ન કરવાના માર્ગ લેવાય છે. સુન્દરગિરિ ઉપરના મહાત્માઓનાં દર્શન ગર્ભવતીને વારંવાર કરાવવાથી ગર્ભનો આત્મા શુદ્ધ થાય છે; સુરગામનાં રમણીય દેવસ્થાનોનાં દર્શન ગર્ભવતી કરે તેથી ગર્ભની બુદ્ધિ પવિત્ર સુન્દરતાની સંસ્કારી થાય છે; મહારાજ, ગર્ભવતી સુન્દરગિરિનાં શિખર ભણી દૃષ્ટિ કરે ત્યારે ગર્ભની બુદ્ધિ અભિલાષ ઉંચા કરતાં શીખે છે; ગર્ભવતી શીતળ પવનવાળા રત્નાકર પાસે ઉભી ઉભી આનંદ પામે અને સામેના આકાશ ભણી જુવે તેમ તેમ ગર્ભની બુદ્ધિમાં શાન્તિ અને ગંભીરતા સ્ફુરે છે અને દૂર દૃષ્ટિની સ્થાપના થાય છે; આપના અરણ્યની શોભા ગર્ભવતીના નેત્રમાં જાય ને પુષ્પોનો સુવાસ તેના નાકમાં જાય તેમ તેમ ગર્ભનું પ્રફુલ્લ આનંદ-શરીર બંધાય છે; ત્યાંના સિંહ અને વાઘની ગર્જનાઓ શૂર હૃદયની ક્ષત્રિયાણી સાંભળે તેમ તેમ ક્ષત્રિય પુરુષોનાં જીવન જેવાં શૌર્ય અને ધૈર્ય ગર્ભની નસોમાં માતાનાં રુધિરદ્વારા ર્હડે છે. મહારાજ, ગર્ભવતીને આ સર્વ સંસ્કારનો સંપૂર્ણ સહવાસ થાય અને તેને અતિશ્રમ ન પડે એવી વ્યવસ્થા આપે જાતે કરવી, અને રાણીજી એ અર્થે યાત્રાઓ કરે ત્યાં, અવકાશે, આપે એમનું મન પ્રફુલ્લ રાખવા બને તેટલીવાર જવું."

પોતાના હાથમાંથી રાજાના હાથમાં બાળકને આપવા પ્રસંગે માતાજીએ રાજાને મધુમક્ષિકા મુખે સંદેશો કહાવ્યોઃ—

" મહારાજ, માતાજીએ આ રાજપુત્રની સ્તનંધય અવસ્થામાં તેના કોમળ દેહનું પોષણ કેવી રીતે કરેલું છે તે આપને જણાવવા ઇચ્છે છે કે તેજ ન્યાયે હવેની બાલ્યાવસ્થામાં તેનો વૃદ્ધિક્રમ કરવામાં આવે. આ સિંહશાવકને સિંહી માતાનું જ સ્તન્ય પાવામાં આવેલું છે અને ઇતર વર્ણના હલકા દેહના ક્ષીરનો સ્વાદ આપી એના તેજને ભ્રષ્ટ કર્યું નથી. મહારાજ, સિંહીનું એકવાર ઉદર તર્યું તેમ હવે સ્તન્ય તજી આપની પાસે બાળક આવે છે. સિંહના પૌરુષ-તેજનું બીજ આ બાળકમાં છે તેને વધારી, પોષી, આપના તેજથી અધિક તેજનું ધામ બનાવી દેવું એ હવે આપનું કર્તવ્ય છે તેમાં કોઇ રીતે ન્યૂનતા ન રાખવી એવી માતાજી આપને વિજ્ઞાપના કરેછે.

" મહારાજ, સંસારમાં પડેલા માનવીને માથે હર્ષ શોકના અનેક પ્રસંગો લખેલાજ હોય છે, તેમાં શોકચક્ર અનિવાર્ય છે અને તેની સાથે પ્રબળ યુદ્ધ કરવામાં યુવાવસ્થાનો ઉત્કર્ષ છે. મહારાજ, કાલના દિવસે ઉદ્યોગનો ઉત્કર્ષ અનુભવવાના ઉત્સાહીએ આજની રાત્રિયે અલ્પ નિદ્રા લેવા પ્રયત્ન કરવા જોઇએ, તેમ યૌવનમાં શોક ચક્રની

સાથે સફલ યુદ્ધ કરવા જેને તત્પર કરવાનું આપ ધારોછો તે બાલ-રત્નને બાલ્યાવસ્થામાં આનન્દ વિના બીજા કોઈ મનોવિકારનું દર્શન કરાવશો માં. મહારાજ, આ બાલકના ક્ષત્રિય નેત્રમાં અશ્રુનું બિન્દુ સરખું આવે નહી અને એના મન્દિરમાં અમ સ્ત્રી જાતની પેઠે તે રોવાનો પરિચિત થાય નહી તે વિષે માતાજીએ આજ સુધી અહોનિશ ચિંતા રાખી છે અને રાણીજીની તથા ધાત્રી મંડળની પાસે પણ એજ ચિન્તા રખાવી છે. મહારાજ, એથી અધિક ચિન્તા રાખી, રખાવી, એ બાલવૃક્ષના મુખ પલ્લવને કરમાવા દેશો નહી. મહારાજ, ચિન્તાના **સ્વપ્ન વગરનો આનન્દ એ બાલકનું ચક્રવર્તી રાજ્ય છે તે રાજ્યની આણ તોડશો નહીં.**

"મહારાજ, આ બાલ-ઉદ્યાનના માળીનો સુંદર અધિકાર માતાજીએ પોતાના અને રાણીજીના હાથમાં આજ સુધી રાખ્યો હતો. **અનેક માળીઓના હાથમાં રહેલો ઉદ્યાન બગડે છે, અને અનેક મનુષ્યોની આજ્ઞાનું ધારણ કરનાર બાળક કોઈની આજ્ઞા ધારી શકતું નથી અને તેનું હૃદય છિન્ન ભિન્ન થાય છે.+** મહારાજ, આપ પિતા છો અને આપની ઈચ્છાને અનુસરનાર કોઈ પ્રવીણ વત્સલ પુરૂષ શોધી કહાડશો અને તે ઉભય મળી આ બાળકના માળી થજો, મહારાજ, પારકી માજ કાન વીંધે માટે એ કામ ઉપર આવા અપર પુરૂષને રાખજો અને તેનો અધિકાર પૂર્ણ નથી એવી કલ્પના પણ બાળકને થવા દેશો નહીં. પરંતુ માર્જાર વર્ગમાં દેખીયે છીયે કે માતાજ બાળકને દાંત વચ્ચે રાખી શકે છે તેમ અન્યથી થવાનું નથી; માટે ગુરૂની મુખ વિદ્યામાં મુકેલા કોમળ બાળક ઉપર ભુલે ચુકે ગુરૂના દાંત બીડાઈ જાય અથવા બેસી જાય નહી એટલી વાત જાળવજો. તે ઇંડુ સેવવા બેઠેલી પક્ષિણી માતાના જેવા જાગૃત રહી જાળવજો. રાજ-બાળકને ગુરૂથી પણ ભય છે.

"મહારાજ, **આજ્ઞા ઉપાડવી એ વયમાં વધેલા અને બુદ્ધિમાં પ્હોંચેલા પુરૂષોથી પણ બરોબર બનતું નથી તો તે ગહન એવા ધર્મ પુષ્પ જેવા બાળકથી બનશે એવી દુષ્ટ આશા આપ તો નહી જ રાખો પણ બાળકનો ગુરૂ કે બીજું કોઇ પણ એ આશા સ્વપ્નમાં પણ રાખે એવી મૂર્ખતાનો પ્રતીકાર સત્વર કરજો,** મહારાજ, સાકરમાં સ્વાદ સંતાડી ઔષધ પાવાનો માર્ગ સઉને શીખવજો. **બાળકને તો ઉત્સાહમાં રાખીજ કામ કહાડી લેવું.**

"મહારાજ **આપના બાળકને** સાધારણ પુરૂષો કે કિંકરોના સહવાસી ન **કરશો**--અમે કર્યો નથી અને આપ પણ ન કરશો. પતિ-સુખની લુબ્ધ સ્ત્રીયો **બાળકને વ્હેલું વીસારે છે અને બાળકને** પોતાના હાથમાંથી **દાસીઓના હાથમાં ફેંકી દે છે, અને એ દાસીઓની પાસે બાળક અનેક ગુપ્ત કુચેષ્ટાઓ શીખે છે.** આ બાળકને માતાજી અથવા રાણીજીને મુકી બીજા મનુષ્ય પાસે સુવાડેલું નથી, અને આપના વિશ્વાસનું પાત્ર હું વગર બીજા જોડે રાખેલું નથી, કે બ્હાર મોકલેલું નથી. મહારાજ, રાજ્ય કાર્યના પ્રસંગ રાજાથી આટલું બધું તો બનવાનું નથી, પણ જે ગુરૂ-

+ આપણા અવિભક્ત કુટુંબમાં આ સત્ય તરફ લેઇએ તેટલું લક્ષ આપી શકાતું નથી. એની ના પડાય એમ નથી.

ના હાથમાં આ બાળક મુકે તે એ બાળકને ત્રીજાના હાથમાં જવાદે એવું કરશો નહી. મહારાજ, ઇન્દ્રના બાળકને બૃહસ્પતિની સતત છાયામાં રાખજો, અને બીજું તો અમ સ્રીયો કરતાં આપ જાતેજ વિચારી જો જો."

બાળકનાં શરીર-રક્ષણાર્થે સ્વચ્છ હવા, સારો ખોરાક, વગેરેની જરૂર તો જાણીતી છે, પણ બાળકને સારી અથવા નઠારી ટેવ પાડવાનો સમય પણ તેજ છે એ એટલું જાણીતું ન હોવાથી તે લક્ષમાં રાખવાની ખાસ જરૂર છે. બાળકની માતા શરીરે નિરોગી હોવી જોઇએ, અને તે વાચાળ હોય, સંગીતમાં કુશળ હોય, અને સ્પષ્ટ ઉચ્ચાર કરી શકતી હોય તો તેથી બાળકનાં શરીરનો તથા મનનો વિકાસ વધારે સ્હેલાઇથી થઇ શકે છે; બાળકને બોલતાં શીખવામાં વધારે સુગમતા થઇ પડે છે. જે આનન્દ મેળવવાનો તેને હક છે તે તે મેળવી શકે છે, અને બાળક મ્હીંડીયું કે રોતડું ન થતાં હસમુખું અને પ્રફુલ્લિત રહે છે.

બાળકની ઉમર ૬-૭ વર્ષની થયે તેને નિશાળમાં મુકવાને માતાઓ આતુર હોય છે, અને એમ કરીને બાળકને ભણાવવાના કેળવવાના અને કબજામાં રાખવાના અઘરા પણ જરૂરના કામમાંથી તેઓ છુટવાનું યોગ્ય ધારે છે. પણ એ ન્હાની ઉમરમાં માતાઓ કેળવાયલી હોય તો બાળકને શીખવવાનો બોજો તેઓના ઉપર રહે એજ વધારે યોગ્ય છે.

આપણામાં બાળલગ્નનો પ્રચાર હોવાથી સ્રી સાસરે રહેવા માંડે ત્યાર પછી તેનાં શિક્ષણની કાળજી તેના પતિએ રાખવી જોઇએ એમ ઘણીવાર કહેવામાં આવે છે. પણ આપણા અવિભક્ત કુટુમ્બમાં, અને તે પણ પતિનો અભ્યાસજ પુરો ન થયો હોય તો ઠેકાણે પડવાની તો વાતજ ક્યાંથી'-એવા સમયમાં, એ પ્રમાણે શિક્ષણ આપવું કેટલું મુશ્કેલી ભર્યું છે તે આપણે ભુલી જવું જોઇએ નહી. એ સઘળી અડચણો વેઠીને પણ મ્હોટી વયે શિક્ષણ આપવાનું કામ પતિ માથે લે તો તેમાં પણ સ્રીઓની અંગત મુશ્કેલીઓને લીધે અનેક જાતનાં વિઘ્ન આવ્યા વિના રહેતાં નથી એ સર્વને અનુભવસિદ્ધ છે. માટે એ કેળવણીનો બોજો મ્હોટે ભાગે માબાપના ઉપરજ રહેવો જોઇએ, જો કે એ વિષયમાં પતિએ તદ્દન બેદરકાર રહેવું એમ તો કહેવાશે નહીંજ.

### કેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ.

કન્યાઓને કેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ એ વિવાદના વિષયમાં આપણે હવે ઉતરવું પડશે. કેટલાકનું માનવું એવું છે કે સ્રીઓને તો ઘરનું કામ કરવાનું છે, માટે સારી રસોઈ કરતાં અને ગૃહવ્યવસ્થા રાખતાં શીખવું એજ જરૂરનું છે. દરેક સ્રીને આપણા ગરીબ દેશમાં કરકસરથી ઘર ચલાવતાં આવડવું જોઇએ એમાં તો શક જેવું નથીજ. પણ પતિ-પત્નીની વચ્ચે લગ્નને પરિણામે જે મૈત્રી હોવી જોઇએ તે સધાવવાને માટે શું એટલીજ આવડત બસ છે? મનુષ્યને દેહ ઉપરાંત આત્મા છે; જમવા ખાવાની સંભાળ રાખનાર અને યોગ્ય રીતે ગૃહવ્યવસ્થા કરનાર માણસથીજ તેને સંતોષ થતો નથી, પણ પોતાના જુદા જુદા વિચારોમાં ભાગ લેનાર, પોતાને જેમાં રસ પડતો હોય એવા એવા વિષયોમાં ઉત્સાહ રાખનાર, પોતાનાં હૃદયની અટપટી ગુંચવણો સૂક્ષ્મ બુદ્ધિથી અને નિર્મળ પ્રીતિથી ઉકેલનાર, પોતાની ચિ-

ન્તાઓનો ભાર હલકો કરનાર, પોતાની કર્તવ્ય બુદ્ધિને સતેજ કરનાર સ્હાયકની તેને જરૂર છે, એ જરૂરના પ્રમાણમાં ગૃહવ્યવસ્થાની જરૂર ઘણી છે. જડ અને ચેતનમાં જેટલું અન્તર છે તેટલુંજ એ બે પ્રકારની જરૂરીયાત મનુષ્યને પોતાના જડ દેહને અર્થે અન્ન વસ્ત્ર આદિની ઘણી જરૂર છે, પણ તે જીવનને સફલ કરવાને માટે વધારે ઉચ્ચી અનેક પ્રકારની સાધન સામગ્રી એને જોઇ તેજ પ્રમાણે ગૃહસ્થાશ્રમીને પોતાનું ગૃહતંત્ર યોગ્ય રીતે ચાલે એ જરૂરનું છે, પા તંત્રમાં નવો પ્રાણ અર્પનારાં, નવું જીવન જગવનારાં, નવો ઉત્સાહ રેડનારાં; મ હૃદયમાં ઉંડાણ સુધી પહોંચનારાં, મન, બુદ્ધિ, નીતિ, અને પ્રીતિનાં દિવ્ય ગુણોની વધારે જરૂર છે. પતિ અને પત્ની બેઉનાં હૃદય એક બીજા આગળ છુટથી ઉઘડી ન હોય, બેઉને જુદી જુદી બાબતોમાંજ રસ પડતો હોય, એક બીજાની ન્યુનતા વાને માટે જરૂરના ગુણો ન હોવાને લીધે બેઉને એક બીજા તરફ માન અને લાગણી ન હોય, તો પછી તેઓનો સંસાર ક્યાંથી સુખી થાય?

"અન્યોન્ય કેરી ન્યૂનતા પુરે અનુગુણ દમ્પતી;
વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘડી.
સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ;
સ્ત્રી પુરૂષની તેથીજ સઉમાં મિત્રતા ઉત્તમ કહી.
એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દમ્પતી ભાવનું;
રસ ઐક્યથી ઉત્પન્ન થઇ રસ ઐક્યનેજ વધારતું;
રસ ઐક્ય તો નહિ હોય ત્યાં કયમ મિત્રતા એ સંભવે?"

ગુણસુન્દરી જેવી કુશળ ગૃહિણી હોવા છતાં વિદ્યાની ખામીને લીધે દંપતીને કે અસંતોષ થાય છે તેનું ચિત્ર સ્વ. સાક્ષર શ્રી ગોવર્ધનરામે પોતાની નવલકથાના પ ભાગમાં એવું તો આબેહૂબ આપેલું છે કે તે અત્રે ટાંક્યા વિના ચાલે એમ નથી:--

" તે ( ગુણસુન્દરી ) જાતે ચકોર તથા ચપળ લાગણી વાળી હતી. પતિ ભ લો અને પોતે અભણ, તેથી કેટલીક વખત પતિ ખરેખરા દુઃખમાં ગરકાવ હોય તો તેનું દુઃખ સમજી ન શકતી. ઘણુંએ પુછે, " વ્હાલા, તમને શું દુઃખ છે ? " તેના જવાબમાં વિદ્યાચતુર નિઃશ્વાસ નાંખી તથા તેને ખભે હાથ નાંખી માત્ર એ જ મનમાં બોલતો કે " અરેરે ! પ્રિય મેના ! તું બોલે છે મધુર, પણ મેના જ મનુષ્યનાં દુઃખ સમજી શકશે ત્યારે તું મ્હારૂં દુઃખ સમજી શકીશ; તને કહેવામાં શું ? મધુર મેના, મ્હારાં આંસુ જોઇ બાળકની પેઠે માત્ર રોયાં કર અને તે દેખ મને વધારે રોવરાવ, " આવું કહી તે પોતાનાં પુસ્તકમાં કે વ્યવહાર-કાર્યમાં પરોવતો. સારાં પુસ્તકો વાંચતાં, નવીન વિચારો સુઝી આવતાં, દેશોન્નતિના સમાચ સાંભળતાં, અને ઇશ્વિરલીલા મનમાં રમી રહેતાં તેનું મુખારવિન્દ આનંદથી ઉભર જતું. આ વખત તેની સ્ત્રી માત્ર પતિનો મુખચંદ્ર જોઇ રહેતી અને તેને આનંદ જોઇ નિર્દોષ પણ અણસમજ્યા આનંદમાં મગ્ન થતી. પરંતુ કેટલીક વખત તે મનમાં ખેદ થતો. પતિના સુખ દુઃખમાં ભાગ લેવાય નહી, વ્હાલામાં વ્હાલાનું અંતઃ

રણુ ભેદાઇ જતું હોય અને પોતે લાચાર બની જોયાં કરે એ ગુણસુન્દરીને સારૂં ન લાગતું. કેટલીક વખત તેને મન તો સહજ હોય એવા બોલમાંથી-નિર્માલ્ય હોય એવાં કાર્યમાંથી–પતિને સાગરમાં વ્હાણ બુડયા જેટલી દીલગીરી થતી. કેટલીક વખત તે મહાભારત પ્રયાસ કરે અને પતિને મન અલ્પ વસે. તેના ખરેખરા ઉત્સાહમાં જાણે માત્ર ઊંકરવાડીજ હોય તેમ પતિના લેખામાં એ ન આવે. આ સઉ વિચારથી તેના મનમાં મહા ગુચવારો થતો; અને અમુઝણમાં, શું કરવું–શો ઉપાય ખોળવો એ ન સુઝતાં કેટલીકવાર પથારીમાં સુતી સુતી, કેટલીકવાર પોતાના શૃંગારગૃહના મેજ ઉપર ઉંધું માથું ઘાલી, કેટલીક વાર બારીમાંથી નદી, મેદાન અને આકાશ ભણી જોતી જોતી અને કેટલીકવાર પતિને ખોળે માથું હોય તેવે વખતે આંખમાંથી આંસુ સારતી અને છાનું છાનું-ઝીણું ઝીણું-રોતી."

રા. લલિત કહે છે કેઃ—

૧

" સ્મિત ભરી સહચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે;
અંતરનાં કંઇ હેત અનેરાં ઉર છલો છલ ભરશે,
ત્યારે અમી ઝમશે; શાંતિમાં દુઃખડાં શમશે;

૨

સજાત જોઇ જાત ભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્યને શૌર્ય ભર્યાં સંતાન હિંદમાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે.' "

સુશીલ, કર્તવ્ય પરાયણ, અને સુશિક્ષિત સ્ત્રીનાં મુખ ઉપર " છાનું છાનું-ઝીણું ઝીણું " રૂદન નહીં, પણ ઉપરનાં કાવ્યમાં જણાવેલું મધુરૂં સ્મિત ક્યારે ફરકશે ! અંતરની એ અનેરી ઊર્મિઓ ક્યારે ઉભરાશે ? જાતિ ભોગ આપીને પણ પરહિતમાં પરવરવાના ઉન્નત વિચારો ઉભયનાં હૃદયમાં ક્યારે જાગશે ? વીર માતાના ઉદરથી "અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સન્તાન " ક્યારે પાકશે ? ગૃહ વ્યવસ્થા માત્ર રાખી શકે એટલીજ કેળવણી અપાઇ હોય, રે ! એ વ્યવસ્થાને માટે પણ જરૂર જેટલું શરીરનું આરોગ્ય ન સચવાયું હોય તેવી સ્થિતિમાં આવાં મિષ્ટ ફળો ચાખવાની આશા ક્યાંથી રખાય ? પતિ પરદેશ ગયો હોય તે સમયે એક બીજાને પત્ર લખવાની જરૂર પણ ન પડે; કદાચ કોઇ કારણસર જરૂર પડે તો પત્ર લખવા જેટલું ભાષા જ્ઞાન સ્ત્રીને હોય નહીં, અને સદ્ભાગ્યે પત્ર વ્યવહાર ચાલી શકે એટલું ભાષાજ્ઞાન હોય તોપણ ઉભય તરફથી હૃદયનો ભાર હલવવાનો, સ્થળનું અંતર મટાડવાનો સુખદુઃખમાં ભાગ લેવાનો પ્રયત્ન થવાને બદલે શુષ્ક, નીરસ, અને કૃત્રિમ લંબાણ ચાલતાં હોય એ બનાવ શું સાધારણ નથી ? હાલની રાજકીય ચળવળને લીધે દેશમાં જે ભારે ઉથલપાથલ ચાલી રહી છે તેનો ખ્યાલ પણ જેને ન આવી શકતો હોય એવી ગૃહિણી તરફ પતિને માનની લાગણી ક્યાંથી હોય ? અને એ લાગણી વિના હૃદયની મિત્રતા ક્યાંથી સંભવે ? ઘરેણાં લુગડાંની જુદી જુદી ફેશન વિષે જેટલો ઉત્સાહ રાખ-

વામાં આવે છે, ફલાણાએ જ્ઞાતિ ભોજન કીધું નહીં અથવા કીધું તો સારું ન કીધું એવી વાતચીતમાં જેટલો ઉમંગ રાખવામાં આવે છે, નજર ઉતારવામાં, રેવાંકૂટવામાં, ઘરેણાં પહેરવા પહેરાવવામાં, બાધા આખડી રાખવામાં, વ્રત-ઉપવાસ કરવામાં, ખોટા ખરચ કરવામાં, પારકાની નિંદા કરવામાં, બુદ્ધિની વિરુદ્ધ-અરે ! નીતિની પણ વિરુદ્ધ એવી અનિષ્ટ રૂઢિઓને ઝીણી ઝીણી બાબતોમાં વળગી રહેવામાં જેટલો આનંદ મનાય છે તેનાથી થોડો પણ ઉત્સાહ, ઉમંગ, કે આનંદ બીજી વધારે ઉપયોગી બાબતોમાં રખાતો હોય તો તેથી દેશને કેટલો લાભ થાય ? આપણા પુરૂષો સાહિત્ય, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન વગેરે ઉપયોગી વિષયનું રસમયું અધ્યયન કરે છે ત્યારે આપણી સ્ત્રીઓ એ વિષયોનાં નામ માત્રથી અજાણ હોય છે એ સ્થિતિ કોણ ઇષ્ટ કહેશે ?

" ભાઇ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે
પેલીનું તો ચિત્ત ચૂલા માંહ્ય
દેશી ! કો'ની કે'વું આ કજોડું તે કહેવાય ? "

શરીરનાં કજોડાંની આપણે વાત કરીએ છીએ, પણ આવાં મનનાં કજોડાં શું ઓછાં હાસ્યજનક છે ? તેથી થતી હાનિ શું લેશ માત્ર પણ ઓછી છે ?

એ હાનિ દૂર કરવા માટે સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ મળવું જોઇએ. તેઓની બુદ્ધિને ખીલવવી જોઇએ, સ્વતંત્ર રીતે વિચાર કરતાં તેઓને શીખવવું જોઇએ, એ વિચાર પ્રમાણે વર્તન રાખવા જેટલું મનોબળ તેઓમાં આણવું જોઇએ, સત્ય માર્ગમાં નિડરપણે વિચરવા જેટલું નૈતિક બળ તેઓમાં લાવવું જોઇએ, અને ધર્મનું શિક્ષણ આપીને તેઓના આત્માને ઉન્નત કરવો જોઇએ. એ સર્વને માટે સારાં પુસ્તકોનું વાંચન એ પણ ઉત્તમ સાધન છે. સૌ. વિદ્યાગૌરી કહે છે તેમ " બુદ્ધિનો વિકાસ થાય, નીતિની ભાવના ઉચ્ચ થાય, તથા ધાર્મિક વૃત્તિ પુષ્ટિ પામે; મનનું સાંકડાપણું દૂર થાય અને ઉદાર મનોવૃત્તિ થાય, આત્માનો ઉત્કર્ષ થઇ સદ્વર્તન રખાય; અને શુદ્ધ, નિર્દોષ, સ્વાર્થ રહિત, શ્રેષ્ઠ આનંદ પ્રાપ્ત કરાય એ વાંચનનો હેતુ છે. " એ હેતુ સફળ થવાને માટે **સ્વભાષાનું સારૂં જ્ઞાન હોવું જોઇએ** તે ઉપરાંત, જેને અવકાશ, શકિત, અને વૃત્તિ હોય તેણે સંસ્કૃતનું અને અંગ્રેજીનું જ્ઞાન પણ મેળવવું જોઇએ એ ભાષાજ્ઞાન એવું પરિપક્વ હોવું જોઇએ કે તે ભાષાનાં ઉત્તમ લેખકોના ગ્રન્થ સ્હેલાઈથી વાંચી શકાય અને સમજી શકાય. માત્ર અક્ષર ઉકેલતાં આવડે એટલું બસ નથી. કેટલાંક વાર્તાઓનાંજ પુસ્તકો વાંચે છે, અને તેમાં પણ વર્ણન કે વિવેચન આવતું હોય તે મુકી દેછે; કેટલાંકને ધર્મ ગ્રન્થોનોજ શોખ હોય છે. પણ એવાં એકતરફી વાંચનથી ઝાઝો લાભ નથી. માટે **સઘળી જાતનાં સારાં પુસ્તકોનો શોખ રાખવો જોઈએ.**

સૌ. વિદ્યાગૌરીના કહેવા પ્રમાણે 'ઇતિહાસ ભૂગોળ, પદાર્થવિજ્ઞાનનાં મૂળતત્ત્વોનું જ્ઞાન મેળવ્યા વગર કોઇ પણ વિષયપરનાં શિષ્ટ પુસ્તકો પૂર્ણ રીતે સમજી શકાય તેમ નથી. **અમુક પરીક્ષા પાસ કરવી જરૂરની નથી. તથાપિ જગતના મહાન લેખકોના જ્ઞાનનો અંશ પ્રાપ્ત કરવા તેમના જેટલી સ્થિતિએ પહોંચવું તો**

**શક્ય નથી, પણ તેમનો આશય સારી રીતે સમજીએ એ કોટિમાં આવવું તો જરૂરનું છેજ."** અર્થશાસ્ત્ર અને આરોગ્ય વિદ્યાના સામાન્ય નિયમો પણ સ્ત્રીઓએ જાણવા જોઇએ. ઘર ખર્ચનો હિસાબ રાખતાં, ભરતાં, શીવતાં, ગુંથતાં, છોકરાંઓની સંભાળ રાખતાં માંદાંઓની માવજત કરતાં તેઓને આવડવું જોઇએ. **આનંદમાં રહેવું અને પોતાનું આરોગ્ય સાચવવું એ પણ ઘણું અંગત્યનું કર્તવ્ય છે એમ તેઓએ સમજવું જોઇએ.**

ઉંબેલી સાહિત્ય પરિષદમાં " સંગીતકળા " એ વિષેના ભાષણમાં રા. કૃષ્ણરાવ ભોળાનાથે આપણા ગુજરાતમાં ચાલતા ગરબા ગરબી વિષે કેટલુંક બોલ્યા પછી કહ્યું હતું કે; " આ ગરબા ગાવાનું કાર્ય ઘણે અંશે સ્ત્રીઓનું છે. પુરૂષો તે પ્રમાણે કરીને ગરબા ગાય તો શોભતું નથી. ગરબા ગાવા માટે સ્ત્રીઓની વિશેષ યોગ્યતા છે તેરીજ રીતે એકંદર **સંગીતકળા માટે પણ સ્ત્રીઓની કાંઇક વિશેષ યોગ્યતા લાગે છે.** અવશ્ય કરીને કોમળ ભાવનાં ગીત માટે એમની યોગ્યતા વિશેષ છે. આપણા દેશમાં જે સ્ત્રી વર્ગમાં સંગીતકળા–ધંધા તરીકે દાખલ થઇ છે–તે સ્ત્રી વર્ગ નીચી પંક્તિનો છે; તે સ્ત્રીઓની નીતિ ઘણે અંશે શિથિલ હોય છે તેને લીધે એ વર્ગની સ્ત્રીઓના સંગીત તરફ હાલના જમાનામાં અરૂચિ ઉત્પન્ન થઇ છે; તેને લીધે સંગીતકળાની એકંદર ઉપેક્ષા આપણા દેશમાં થઇ ગઇ છે........અધમ સ્ત્રી વર્ગને ઉત્તેજન ન આપવાની સાથે આપણા દેશમાં કુટુમ્બના સ્ત્રી વર્ગમાં સંગીતકળાનો પ્રચાર કરવાનું આપણું કર્તવ્ય છે. નીચા વર્ગની સ્ત્રીઓના સંગીતથી અનીતિનો પ્રચાર થતો નથી કારણ કે સંગીતથી તો નીતિની વૃદ્ધિ થવાનો સંભવ છે. પરન્તુ તે વર્ગની સ્ત્રીઓના સહવાસ સંગીત શ્રવણને પ્રસંગે સંગીત શ્રવણને બ્હાને અને જે પદ્ધતિથી તેમનું સંગીત કુટુમ્બોમાં થાય છે તે પ્રકારથી અનીતિનો સંભવ છે એ નિર્વિવાદ છે, પરન્તુ તે વર્ગને ઉત્તેજન આપવું બંધ કરવાની સાથે સંગીતને પણ આઘાત લાગે એ શોચનીય છે. સંગીતકળા કુટુમ્બમાં પુરૂષોમાં અને સ્ત્રીઓમાં વધારે પ્રચાર પામશે તોજ નીચ વર્ગની સ્ત્રીઓની સંગીતની અપેક્ષા ઓછી થશે અને તે વર્ગથી થતી અનીતિનો નાશ થશે."

(અપૂર્ણ).



## સ્ત્રીઓ પોતાનો નવરાશનો વખત હાલ કેવી રીતે ગાળે છે, અને તેનો સારો ઉપયોગ થાય તે અર્થે તે કેવી રીતે ગાળવો જોઇએ તે વિષયપર નિબંધ.

(સ્ત્રી લેખ).

ખરૂં જોતાં પોતાનો યથાર્થ ધર્મ બજાવનારી સ્ત્રીઓને નવરાશનો વખત મળતો જ નથી, તો પણ જ્યારે એ વિષે નિબંધ માગવામાં આવ્યો છે ત્યારે પોતાનું પર કામ

પરવાર્યા બાદ બાકીનો વખત કેવી રીતે ગાળવો એ વિષેજ મારો લખવાનો આ પ્રયાસ છે. મોટા કુટુંબની દરેક સૌભાગ્યવંતી સ્ત્રીને ઘર ખટલામાંથી તથા રસોઇ વગેરેથી પરવારતાં ઘણો થોડો વખત ફુરસદનો મળે છે. આપણો હિંદુસ્તાન દેશ પહેલો ઘણી સારી સ્થિતિમાં હતો. પરંતુ હાલ ગરીબ છે. તેમાં સ્ત્રીઓનો ઘણો ભાગ હાથે રસોઇ કરનારીઓનો છે. આપણા શહેરમાં ઘણા થોડાને ઘેર બ્રાહ્મણ હોય છે. માટે દરેક સ્ત્રીઓએ રસોઇ કરતાં શીખવું જોઇએ. રસોઈ સારી અને સ્વાદિષ્ટ થવી જોઇએ. તે ઉપરાંત બીજાં પાકશાસ્ત્રનાં પુસ્તક વાંચવાં જોઇએ. કાઈ પણ ધધાનું સારૂં જ્ઞાન મેળવવાને તે ધંધાને લગતાં જ્ઞાનનાં ઉંચા પુસ્તકો વાંચવાં જોઇએ. એવા પુસ્તકોમાંથી તે ધધા સંબંધી વિશેષ માહિતી મળી શકે છે, તેમ આ વિષયમાં પણ પાકશાસ્ત્રનાં પુસ્તકો વાંચીને તેનો અનુભવ કરવાથી ઉંચા પ્રકારની રસોઈ કરતાં આવડે છે. દરેક માણસોને ઘેર ઉંચા પ્રકારની રસોઈ કરવાનું હોતું નથી. તેથી તેવી રસોઇની માહિતી પાકશાસ્ત્રનાં પુસ્તકોમાંથી મળે છે.

ઘર કામથી પરવાર્યા બાદ સારાં નીતિનાં તથા ધર્મનાં પુસ્તકો વાંચવાં જોઇએ. આપણા દેશમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વિદ્યામાં પાછળ છે તેનું મુખ્ય કારણ એજ છે કે સ્ત્રીઓને કેળવણી ઓછી અપાય છે. અગાઉના વખતમાં સ્ત્રીઓને ભણાવવાનો રિવાજ હતો, એ વાત લીલાવતી, સરસ્વતી, સીતા. દ્રૌપદી વગેરે સ્ત્રીઓનાં ચરિત્ર વાંચવાથી જણાય છે. હાલમાં પણ દરેક ઠેકાણે છોકરીઓને શિક્ષણ આપવામાં આવે છે. આથી સ્ત્રી પુરૂષ ભવિષ્યમાં તે એક બીજાને ઘણા મદદગાર થાય છે. સ્ત્રી જો સારી ભણેલી હોય તો પોતાના પતિનાં કામમાં પણ વધારે ઉપયોગી થઇ પડે છે. તથા ઘરનો હિસાબ કિતાબ સારી રીતે રાખી શકે છે. એવા ઝીણા ઝીણા કામમાં નજીવી મદદ મળ્યાથી પણ કેટલો બધો આરામ મળે છે. બીજું દરેક સ્ત્રીએ પોતાની જે પેદાશ હોય તેમાંથી ત્રીજો ભાગતો અવશ્ય બચાવવો જોઇએ. ચાકર, માણસ, તથા પોતાનાં સગા સંબંધી તથા વડીલો સાથે નમ્રતાથી વર્તવું જોઇએ. તેઓ આપણને ચાહીને બોલાવે તેવી લાગણી રાખવી, તથા પોતાના પુત્ર પુત્રી ભવિષ્યમાં સારે દરજ્જે ચડે તેવા, ઉપાયો યોજવા, તેમને બાળપણાથી એટલે બોલતાં શીખે ત્યારથીજ કિન્ડરગાર્ટન, બ.લ, મણકા, વગેરેની રમતોથી શીખવવું. નાના છોકરાનું મન એટલું તો ચંચળ હોય છે કે તેમને રમતની સાથે જ્ઞાન આપવામાં આવે તો તે ઘણું શીખે છે. અને એવી રીતે આપણે મહેનત કરી ખંતથી શીખવીએ તો એક બે ચોપડી જેટલું જ્ઞાન તો સહેજ મેળવે છે. છોકરાને [illegible] જેવું શિક્ષણ મળે છે તેવું બીજાથી અપાતું નથી.

વાંચે છે, અને તેમાં પણ લાવવાં તે મુખ્ય કર્તવ્ય તેની માતાનુંજ છે. બાળ-
નગ ગ્રન્થોનોજ શોખ હોય છે. પ[illegible] છે. જો ગૃહરાજ્ય સમજદારીથી, માયાળુ પણાથી
સઘળી જાતનાં સારાં પુસ્તકોનો ઘરમાંથી સઘળી વાતે તંદુરસ્ત ઉપયોગી અને

સૌ. વિદ્યાગૌરીના કહેવા પ્રમાણેને જેમ જેમ કેળવણી આવતુ જાય છે તેમ તે
-જ્ઞાન મેળવ્યા વગર કોઇ પણ વિષયપરની ચાલવા માંડે છે, ને ઘરની આબરૂ વધારે છે.
નથી. અમુક પરીક્ષા પાસ કરવી જરૂર છે અને પોતાની આસપાસ જેઓ હોય તેઓ-
લેખકોના જ્ઞાનનો અંશ પ્રાપ્ત કરવાળકની આસપાસ અજ્ઞાન, ને એકલપેટાપણું

છવાઈ રહ્યું હોય તે બાળકો સ્વભાવિક રીતે એવાજ લક્ષણવાળાં થાય છે અને મોટાં થતાં તેઓ અણઘડ નીવડે છે.

એક ગ્રીકે કહ્યું છે કે તમારા બાળકને કેળવવા માટે એક ગુલામને સોંપ્યું તો તમારે એકને બદલે બે ગુલામ થશે. બાળકની જીંદગીનો સૌથી અગત્યનો કાળ બચપણનો છે. કેમકે જેની સોબતમાં તે રહે તેનો તેને પાસ બેશી જાય છે અને તે મુજબ તેનો પાટ ઘડાય છે. એક પછી એક જે નવા નવા માણસો તેને કેળવણી આપવાને આવે તે પ્રત્યેક તેનાપર અસર કરે છે. બચ્ચાંનો સ્વભાવ ઘડવામાં તેમની આગળ કેવા નમુના મુકવા તે સૌથી અગત્યની બાબત છે માના મનમાં જો એમ હોય કે બાળકોને વિદ્વાન બનાવવા છે તો તેને સારાં સારાં પુસ્તકો વાંચવા આપવાં જેથી તેની અસર બાળકોને નસે નસે ઉતરશે. એજ પ્રમાણે જો સુલક્ષણવંતાં બનાવવાં હોય તો ઉચ્ચ નમુના મુકવા. ધર્મિષ્ટ બનાવવાં હોય તો સારાં ધર્મનાં પુસ્તકો વાંચવાં એ પ્રમાણે જેવા વિચાર જનેતાના હોય છે તેવાં બાળકો નીવડે છે. હજારો ઉપાયો કરતાં મોં આગળનો દાખલો વધારે અસરકારક થઇ પડે છે. એજ ક્રિયાત્મક કેળવણી અને એજ શબ્દ વિનાનું શિક્ષણ જીભે બોલીને શીખવે તેના કરતાં આતો પ્રત્યક્ષ વસ્તુ બતાવીને કેળવણી આપે છે. મોં આગળનો નમુનો જો ખરાબ હશે તો સરસમાં સરસ બોધે પણ શું થવાનું. રામચંદ્રજી વશિષ્ઠ ઋષિ પાસે વિદ્યા શીખ્યા તેમ શ્રીકૃષ્ણે સાંદિપનીને તેમના ગુરૂ કર્યા હતા તેમનાં દ્રષ્ટાંત થી તેમની ઉપર સારી અસર થયેલી છે. તેમજ ગુરૂનો તેમના ઉપર તથા તેમનો ગુરૂ ઉપર સારો પ્રેમ હતો.

નેપોલિયન બોનાપાર્ટને કહેવાની આદત હતી કે કોઈ પણ બાળકની ભવિષ્યની જીંદગીમાં તે સારી ચાલ ચાલશે કે નહીં તેનો આધાર તદ્દન તેની માના પર રહેલો છે. મારી ઇચ્છાબળની કેળવણી મારા જુસ્સાની કેળવણી અને મારા મન પર અખત્યાર રાખવાની કેળવણી મારી માએ મને ઘર આગળ આપી હતી. અને તેથીજ ઘણે ભાગે હું આ પ્રમાણે ઉચ્ચ પદે ચઢી શકયો છું એમ તે કહેતો; સ્ત્રીઓ પોતાના છોકરાના લક્ષણ ઘડવામાં જે અસરકારક સત્તા ચલાવે છે તે ઘણે ભાગે અવશ્ય કરીને બહાર દેખાવ દેતી નથી.

ભરવા શીવવાનું પણ સ્ત્રીઓને ખાસ જરૂરનું છે, અને તે બરાબર સારી રીતે આવડતું હોય તો ઘણું ઉપયોગી થઇ પડે છે. કારણ કે ગરીબ માણસ ને બચરવાળ હોય તો તે વખતે જો સ્ત્રીને શીવતાં આવડતું હોય તો પોતાના તેમજ ખાસ બચ્ચાંનાં કપડાં સાધારણ રીતે ખુશીથી શીવી શકે, ને તેટલો બચાવ કરે. તેમજ રેશમ તથા ઝીકનું કામ વેચાતું ભરાવે છે તે ઘેર બેઠાં નવરાશના વખતે તન દઇને કરેતો પોતાને માથેથી થોડો બોજો ઓછો થાય. આપણામાં કહેવત છે કે "ઘરની કસર અને વહાણની સફર" એજ પ્રમાણે પોતાની આવક પ્રમાણે કરકસર કરીને ખરચ કરી પોતાના કુટુંબનું પોષણ સહેલથી થઇ શકે છે. ઉચ્ચ જાતિથી કંઇ કોઇને ઘેર ભીખ માગવા જવાતું નથી. પરંતુ ઘેર બેઠાં ખંતથી કામ કરે તો પોતાનો વખત જાય અને ઘરનું કામ થાય. હાલમાં શીવવા ભરવાનાં ઘણાં સાધનનો છે જેવાં કે ઉનનું, દોરાનું, રેશમનું, પટીનું, સટલનું

એ પ્રમાણે બીજું ભરવા શીવવાનું ઘણું છે. ઉપર પ્રમાણે શરૂઆતથી. શીખેલો આગળ ઘણું કામ લાગે.

સ્ત્રીઓને કસરત કરવાની જરૂર છે. સાધારણ ઘરની સ્ત્રીઓને તો પોતાના ઘર કામમાંથી, દળવા ખાંડવાથીજ કસરત થાય છે ઘંટીએ એક મોટી કસરત છે હાલના વખતમાં ગરીબ લોકોને ઘેરજ દળવા ખાંડવાનો રીવાજ છે શ્રીમંત લોકોના ઘરની સ્ત્રીને તે કામ હાથે કરવાની જરૂર રહેતી નથી. એટલે તેમને ઘરના કામમાંથી બિલકુલ કસરત મળતી નથી. તેમને તો શહેરમાં બાગ વગેરે જેવી ખુલ્લી હવામાં ફરવું જોઈએ, એમ જુદા જુદા સ્થળે ફરવાથી શરીરમાં કૌવત આવે છે, તથા આરોગ્યતા સારી રહે છે તેમજ ખોરાક પણ પાચન થાય છે. ઘણી જગ્યાએ સ્ત્રીઓની લાયબ્રેરી કાઢવામાં આવી છે ત્યાં આઠ દિવસે જવાથી તથા એક બીજાના સહવાસથી તથા સારી વાતો સાંભળવાથી જીવને આનંદ થાય છે.

ગામડામાં ઘણી સ્ત્રીઓનો એવો રીવાજ હોય છે કે પોતાના ઘરનું કામ પુરૂં કર્યું કે બે ચાર ઘરની સ્ત્રીઓ ભેગી થઈ આખા ગામની પંચાત કરે છે. પોતાના ઘરમાં કંઇ ઠેકાણું મળે નહિ અને બીજાની વાતો કરવા મંડી જાય છે. સારી જાણવા જેવી નીતિની તથા ધર્મની વાતો મૂકીને તેઓ કુથલીમાં વખત કહાડે છે.

આરોગ્યતા જાળવવાની પણ સ્ત્રીઓને માટે પોતાના ઘરના વડીલ તથા બીજા અનુભવી માણસ પાસેથી તે જાણવું જોઇએ. આ બાબતમાં વૈદક શાસ્ત્ર તથા ડૉકટર ધનજીશાહનાં "અકસ્માત અને તેના તાત્કાલીક ઉપાય" તથા "દરદીની સારવાર" એ પુસ્તકો છપાયેલાં છે તે વાંચવાથી પણ કેટલુંક જ્ઞાન મળે છે. એથી સહેજ સહેજમાં ડૉકટરને બોલાવવાની જરૂર પડતી નથી. ઘણાં ગામડાઓમાં ઘરવૈદુ કરવાથી નાના છોકરાને સારી મદદ મળે છે. કોઇ અજાણ્યા દેશમાં ગયા હોઇએ ને છોકરૂં માંદું થાય અને ડૉકટરને બોલાવવાની સવડ ન હોય અથવા ડૉકટર મળતા ન હોય તો તે વખતે અનુભવી સ્ત્રીની સલાહથી દવા અસરકારક થઈ પડે છે હાલમાં ડૉકટરોની છત વિશેષ થઇ ગએલી છે. તેથી ગમે તેવું શહેર હોય ત્યાં ડૉકટરની સવડ મળે છે. આ જમાનામાં એવું કોઇકનેજ ઘેર હશે કે જેને ડૉકટરની જરૂર નહિ પડે. દરદીની સારવાર, કરનાર માણસ ચોકસ હોય, અને તેમની સારવાર જેમકે દવા બરાબર ટાઇમે આપવી, તાવ કેમ રહે છે તથા તેમાં શું વધઘટ થાય છે તથા દરદીને જે રોગ હોય તે પર લક્ષ રાખી તેની બરાબર માવજત કરવી તથા તેમનાં ઓડવા પાથરવાનાં પણ સ્વચ્છ રાખવાં દરદીના મોં આગળ બહુ કકળાટ ન થવો જોઇએ તથા બારણાં બારી ઉઘાડાં રાખવાં કે જેથી ખુલ્લી હવાનો ઘરમાં પ્રવેશ થાય. તેમજ મોં આગળ ગંદકી પણ થવી ન જોઇએ તથા ખાવા પીવામાં સંભાળ રાખવી જોઇએ. એ વગેરે કાળજીથી સાર વાર થાય તો માંદું માણસ જલદી સારૂં થાય એમાં સંશય નહિ.

સ્ત્રી પુરૂષની સહાયક થાય છે એટલુંજ નહિ પણ તે તેમને ખરો દિલાસો દેનારી છે. તેની સહાયતાને, ખજાનો કદી ખૂટતો નથી. તે સુખ શાન્તિને દિલાસો આપે છે. રોમકર્નની ઓનું દૃષ્ટાંત આ બાબતમાં સારું છે. તેથી અધિક બીજું મળવાનું નથી.

એ મહાત્માની જીંદગી એક દીર્ઘ મંદરાડ રૂપે હતી, તે સમયમાં તેના સ્વામી પ્રત્યેનું કોમળ આત્મસમર્પણ જીવનચરિત્રના ક્ષેત્રમાં એક હૃદય વેધક વાર્તા છે. એ બાઈ ઉત્તમ પ્રકારની સુસમજવાળાં હતી. અને તેથી તે પોતાના ધણીની દેવી બુદ્ધિને પીછાની શકતી હતી. અને તેથી પોતાના ઉત્તેજન અને અનુભવ વડે સંસાર યાત્રાનાં ભ્રમિત પ્રવાસમાં તેને ફરી ફરીને ઉત્સાહથી મહેનત કરવાને તે હીંમત આપીને આગળ ચલાવતી એ બાઈએ તેના ધણીની ચોમેર આશાઓ અને ખુશ મિજાજની હવાની લહેરો પેદા કરી દીધી હતી. અને તેના ઉપરનો પોતાનો પ્રેમસૂર્ય તેના માંદા પતિના ખાટલા ઉપર આનંદ પ્રકાશ વર્ષાવતો તેવો ચળકાટ બીજે કોઇ પ્રસંગે તેમાંથી ઉદ્ભવતો નહિ હોય.

એજ પ્રમાણે દરેક સ્ત્રીએ પોતાના પતિના સુખમાં તેમજ દુઃખમાં ભાગ લેવો. ખાવું પીવું, હરવું ફરવું, તેમજ ખોટા પૈસા ખરચી મોજમજા ઉડાવવી તેમાં કાંઇ સુખ નથી. પરંતુ તેમની સાથે પોતાના ખરા અંતઃકરણથી વર્તી ઐક્યતાથી રહેવું સંસારમાં સુખ દુઃખના ઉલટા જોડા છે. માટે સમયને અનુસરીને ચાલવું કે જેથી આપણે કોઇ રીતે અડચણ આવે નહિ. સદાચરણથી વર્તવાથી ઇશ્વર ભલું કરે છે.

વિધવા સ્ત્રીઓને પોતાનો ફુરસદનો વખત ઘણો મળે છે માટે તેમને તો જેમ બને તેમ પરમાર્થમાં તથા તેમના સગાં વહાલાંનાં તથા સ્નેહીઓનાં કામમાં મદદ કરવી તથા તેમની ફરજ અદા કરવી વળી પોતાના દેહના સાર્થક માટે ઇશ્વર સ્મરણમાં લીન થઇ રહેવું. અમુક જગાએ દેવ દર્શન કરવાથીજ દેહનું કલ્યાણ થાય એમ નથી પણ ઘેર બેઠાં જો એકજ ચિત્તે ધ્યાન ધરે તો તે બધું તેના સન્મુખજ છે. શ્રીમદ્ ભાગવત, રામાયણ, વગેરે ઘણાં ધર્મનાં પુસ્તકો વાંચવાથી જ્ઞાન મળે છે. અને તેમાંથી કેટલીક ધર્મની આસ્થા બંધાય છે " મન ચંગા તો કથરોટમાં ગંગા " એ પ્રમાણે જો પ્રયાસ રાખે તો એથી વિશેષ બીજું કંઇ છેજ નહિ.

વિધવા સ્ત્રીઓને રસોઇ વગેરેથી પરવાર્યા બાદ બાકીનો બધોજ વખત નવરાશનો છે. માટે તે વખતમાં તેમને ઇશ્વર સ્મરણ, પરોપકાર તથા પરદુઃખભંજન કામો કરી એમાંજ પોતાનો વખત નિર્ગમન કરવો જોઇએ.

જે માણસને અનુભવનો લાભ લેવો હશે તે તો બીજાની મદદ માગતાં લજવાવવાનાં નથી. જે માણસ બીજાની પાસેથી શીખતો નથી અને પોતાના મનથી બહુ ડાહ્યો સમજે છે તે માણસ કાંઈ રૂડું કે મોટું કામ કરવામાં પાર પડતો નથી. બનતાં સુધી આપણું અંતઃકરણ ચોખ્ખું રાખવું જોઇએ, અને આપણા કરતા વધારે ડાહ્યો અને અનુભવી હોય તેની સહાયતાથી શીખવાને કદી શરમાવું ન જોઇએ. જગતકર્તાએ જે જોઇએ તે આપણને આપેલું છે. માણસ તેનો સદુપયોગ કરે તો તેમાં કંઈ બાકી હોતી નથી.

સૌ. તારાગૌરી.

સ્થાને પોતાનો કંઈક હેવાલ પ્રસીદ્ધ કરાવવા ખાયેશથઈ, અને તેઓએ મ્હાર: ઉપર ત્હેમની નીત્ય નોંધ પોથીઓ મોકલી આપી. તે નોંધપોથીઓમાંથી જે જે ઉતારાઓમાંથી કંઇક જ્ઞાન પ્રાપ્ત કરવાનું બની આવે તે તે હું આપના પત્ર દ્વારા પ્રગટ કરવા વિચાર રાખું છું.

લી. સેવક બીહારી.

## રાજેલાલની નોંધ પોથી.

### ઉતારો ( ૧ )

ત્હેમની માંદગીનો ટુંક હેવાલ જે પ્રમાણે ત્હેમની નીત્ય નોંધ પોથીમાં લખેલો હતો તેજ પ્રમાણે અત્રે ઉતારેલો છે.

"કેટલાએક તવારીખકારો બાદશાહો અને શહેનશાહોઓની તવારીખ લખી ગયા છે, ને કેટલાક તો બઉમીયાં મહેરખાનોના બાંગા ફુકી ગયા છે. ' હું પોતે, ' ' મ્હારી જીંદગી ' વી. વી. ના ટુંક મથાળા હેઠળ જન સમુદાયના ફાયદા અર્થે પોતાનો હેવાલ આપનારાઓ પણ આ દુનીયામાં થઇ ગયા છે, અને પોતાનાં નામ અમર કરી ગયા છે. આવા મહાન લેખકોની પંક્તીમાં ગણાવાના ઉચ્ચાભિલાશથી મ્હેં મ્હારી જીંદગીના મુખ્ય બનાવોની પુરી નોંધ લીધેલી છે,. આ બનાવોમાંના ઘણા મ્હારા સુજ્ઞ ભાઇઓ અને બ્હેનોને અતી ઉપયોગી થઈ પડે એવા છે એમ મ્હારૂં માનવું છે.

જન સમુહનું મન રંજન કરવા માટેજ લખવું તેહના કરતાં ત્હેમને મ્હારા જાતી અનુભવથી ફાયદા કારક થઇ પડે તેજ ટપકાવવા બહેતર ધારી બીજા સેંકડો મુકી દીધા છે.

મ્હને શુળ અને સણકા સાથેની ચુંક શાથી થઇ અને તે શા ઉપાયોથી મટી અથવા ખરૂં જોતાં તે મટાડવા મ્હેં શા શા ઔષધો લીધા અને બીજા શા શા ઉપચારો કર્યાં તેનો આ ટુંક હેવાલ છે. મ્હારી આશા છે જે કોઈ પણ દુઃખી ભાઇ યા બ્હેન મ્હારા જેવા રોગથી પીડા પામતા હોય તો તેઓ આમાંના ફાવે તે ઉપચાર કામે લગાડી પોતાના દુઃખી શરીરને સુખી કરી પોતાના આત્માને શાંન્તી પમાડશે જો જીવતો રહીશ અને જાણીશ જે મ્હારા અનુભવ સીદ્ધ ઔષધનો લોકોએ સહુ લાભ લીધો છે તો મ્હારૂં જીવ્યું સફળ થયું હું માનીશ; પણ જો કદાચ હું આ ફાની દુનીયાને છોડી ગયો હઇશ તોપણ આંગળી દેખાડયાનું પુણ્ય મ્હને થનાર છે એમ ધારી હું સ્વર્ગમાં સુખ પામીશ.

૧૯૦ ના પોષ મહિનાની સુદ ૫ ને રોજ હું બહાર ફરવા નીકળેલો ને ભૂલે ચૂકે ઉનનું એકે કપડું પહેર્યા વગરજ ગયેલો. બ્હાર મોડું થયું અને રાત્રીના સમયે ઠંડો પવન જોસભેર વાવા લાગ્યો. આની અસર મ્હારા શરીર ઉપર થયા વગર રહી નહિ. મ્હને શુળ લાગુ થઇ. ઘેર આવ્યો તો પુડાની સુવાસ નાકે આવતા ને દર્દ ભૂલી જઇ સારી રીતે ચાંપવા લાગ્યો. રાત્રીનો અમલ જેમ વધતો ગયો તેમ દર્દ વધવા લાગ્યું. સ્હવારે તો ન ઉઠાય ને બેસાય, છેકજ ખાટલા વશ થયો. એટલામાં મ્હારાં દોસ્ત

રા ......આવી પહોંચ્યા અને ત્હેમણે મ્હને ઉના પાણીથી પાંસળાં ઝારવા કહ્યું. ઝારતાં ઝારતાં ત્રતીવમ જાગ્યું. ખુબ ખાવાની અસર હમણાં જણાવા લાગી, ચૂંક આવવા લાગી અને અમુક અપચો થયો હોય એમ ભાસવા લાગ્યું. ઝારી રહ્યા બાદ ઓઢીને સુઇ રહ્યો ને રા. ઘેર ગયા. આબાદ મ્હારો શાળા દોસ્ત માણેકલાલ આવી પહોંચ્યો. ત્હેણે કહ્યું " કેમ ભાઇ સુઈ રહ્યા છો ! " મ્હેં માંડીને બધી વાત કહી એટલે તે ખડ ખડ હશી પડયો અને બોલ્યો " રાત્રે ઠંડકમાં બહાર ફર્યાથી શુળ અને સણકા થયા ને જરાક વધારે ખાવાથી અપચો થયો જે સબબે ચુંક આવવા લાગી. હવે શરદીનો ઉપાય ગરમીને પેટમાં બાદી હકાડવાનો ઉપાય પેટમાં ગરમી કરવાનો છે, જો આમ ઓઢીને સુઇ રહેશો તો પરસેવો થશે ને ઉલટી શરદી વધશે ને પેટમાં તેમજ પાંસળામાં દર્દ વધશે. જો રોગ તેવો ઉપાય કરવો હોય તો જરાક ઉભા થઇ ઓરડામાં જોસભેર દોડો. આથી શરીરમાં ગરમી વધશે અને સર્વ દર્દ ફીટી જશે. " વિચાર કરતાં આમાં સત્ય ભાસવા લાગ્યું, અને મ્હેં દોડવાનું શરૂ કર્યું. તે ગયો. આમ ગાંડા આદમીની માફક દોડતો હતો એટલામાં મ્હારા પાડોશી વૈદરાજ આવ્યા ત્હેમને મ્હેં મ્હારૂં દર્દ કહ્યું ને તે મટાડવાનો આ ઉપાય હું કરતો હતો તે પણ કહ્યું, એટલે તે બોલ્યા " ચુલામાં સ્હેજસાજ દેવતા હોય એટલે ત્હેમાં સળગેલી ચીણગારીઓજ હોય એટલે વધારે તાપ કરવાને તે ચીણગારીઓને ફુંકતા નથી પણ ત્હેમાં તાજા કોયલા નાંખી પછીથી આપણે ફુકીયે છીયે. આ શું બતલાવે છે ? જો ગરમીનો વધારો કરવો હોય તો પ્રથમ વધારે બળતણ નાંખવુ ને પછીથી અગ્ની જાગૃત કરવા અનેક પ્રયત્નો કરવા." ત્હમારો જઠરાગ્નિ મંદ છે, તે પ્રદીપ્ત કરવા બળતણ કહેતાં ખોરાક પ્રથમ લઇને પછીથી કસરત કરવી. સૂક્ષ્મ ખોરાક લેવાનો નથી તેમજ અતીહાર પણ કરવાનો નથી. કસરત શરૂ થતાંજ શ્વાસ જરાક જોસભેર ચાલશે અને પ્રદીપ્ત થયેલા અગ્નિની ગરમી બારે કોઠે ફરી વળશે અને શુળ ચુક વીગેરે દર્દો બેશક નાબુદ થશે. " સોનાથી પીળું શું ? મ્હને ખાવાનું ઘણું મન થયું હતું પેટમાં ભાર હતો માટે ભુખ્યા રહેવું એ મનને રૂચતું નહોતું, ને વળી વૈદે સલાહ આપી. તે વારે રાજ રાજેશ્વર કે રાજવૈદ કે એવા ઇલકાબો પામેલા વૈદ નહોતા પણ તે દવા કરી જાણતા ને ઘણાકોઇ આજારીઓ ને મટાડેલું એ ખરૂં. કેટલાએકને નહિ પણ મરેલું, પણ ત્હેમાં ત્હેમનો શો વાંક ? વૈદ તો દવા આપે કે દર્દ લઇ લે. હું ત્હેમના ગયા બાદ ઓરડામાં ગયો અને બે સારી મગજની લાડુડીઓ ચાંપી ગયો. પાછા આંટા મારવા શરૂ કર્યા એટલામાં મ્હારા ફઇ આવ્યા. મ્હને આમ ગાંડા હાથી માફક દોડતો જોઇ તેમનાથી હસ્યા વિના રહેવાયું નહિ. ત્હેમણે મ્હને પુછ્યું ને મ્હેં મ્હારૂં રામાયણ કહ્યું કેચુંકે શુળ સણકાનું પણ ત્હેમને કહ્યું. મ્હને ત્હેમણે ઉધડોજ લીધો, ને વૈદ ને ઉંટવૈદનો કીતાબ આપ્યો. ત્હેમણે મ્હને પાપા તોલો સોનામુખી, ઇંદ્રજવ, કડુ પીતપાપડો, અને હીમજી હરડે ખાંડી ઉકાળી કાવો કરી પી જવા મ્હને કહ્યું, અને વધારામાં પાંસળાપર લેપ લગાડવાની મ્હને સલાહ આપી મ્હારામાં શ્વાસ માતો નહોતો. ઉભા રહી થાક ખાવો એ ઠીક લાગ્યું પણ હવે આ કાવો રાત કેમ પીવાશે એ વીચાર આવવા લાગ્યા. ખેર રાત પીનીતો ખરી એમ ધારી તાબડતોબ દવાઓ લઇ આવ્યો. રાબ બનાવી ને આંખમીંચી ગટગટાવી ગયો. પણ પ્રભુ નો-

બા. પીતાતો પીધી, પણ પાછળથી માર્યો પડયો. કદાચ ફાયદાકારક હશે પણ જો હવે મંદિ પડું તો રાખતો ધર્મેએ ન લઉ. થોડીવારમાં પેટમાં તોફાન જાગ્યું કંઇક અંદર ગડબડવા લાગ્યું જીર ચગડોળે ચ્હડયો, અને ડોળા ઉંડા ગયા કોલેરાના સર્વ ચિન્હ જણાવા લાગ્યા. પોરો બેશી ગયો ને મહાં પોતાને ઉઠતો બેસતો થયો. એટલામાં મ્હારા પડો-શણ ડોશી બા આવ્યાં. મ્હારી આવી સ્થીતી જોઇને તે બાપડી ગળગળી થઇ ગઇ. ત્હે-મને અફીણ કેસર અને તેની નાની ન્હાની ન્હાની લાડુડીઓ વાળી મ્હને ખાવાને આ-પી ઉલટી વીગેરે મટયાં. હવે ઠીક લાગવા માંડયું. પણ તે લાંબો વખત પહોંચ્યું નહિ. ગોળી ખાધા બાદ જરાક લોટ શેકી રાબડી બનાવી પાઇ હતી. કલાકેક નહિ થયો એ-ટલામાં પેટ ચડવા લાગ્યું. પેટ તણાય, અકળામણ થાય ને બરાડા બરાડ પાડી જવાતું. હવે શુળાની વેદનામાં શુળ ભરાઇ ગઇ. પછીથી આડોશી પાડોશી એકઠાં થયાં. એકે કુ-ડીમાં હીંગ ભરી, બીજે લસનને સંચળ ફકાવ્યા, ત્રીજે ચમચો ભરી દીવેલ પાયું, ચોથે......અરે એ દુઃખની વાત કયાં કહું ! જે પાયું પીધું તે મ્હારૂં મન જાણે છે, પાંચ પચાસ ચીજોનું પેટમાં પ્રદર્શન ભરાયું. કઈ ચીજ ફાયદો કરશે ત્હેનો અંદર વાદ વિવાદ ચાલ્યો, કુતરૂં તાણે ગામ ભણી અને શીયાળ તાણે સીમભણી એવું પેટમાં થવા માંડયું. આ વેશ ભજવાતો હતો એટલામાં મ્હારા એક સ્નેહીએ મ્હારા મ્હોં આગળ ઊનીબ્રાન્ડી અને ગોળ ધર્યા ત્હેમને ના કેમ કહું ! તે કંઇ મ્હારા દુશ્મન હતા ! મ્હા-રે માટે લાગણી હશે ત્યારેજ ત્હેમણે આવી તસ્દી લીધેલી. આવા પરગજુ સ્નેહીનું મન ના દુભવવા ખાતર પી ગયો હવે હું બાદશાહ થયો આદમી ચોગણાં દેખાયાં દીવા દીવા દેખાવા લાગ્યા ઘરડાં કાકીને ' ગુડમોર્નિંગ સર ' કહ્યું. મનમાં અનેક સારા નરસા તરંગો આવવા લાગ્યા. પણ ઉઠવાની તાકાદ નહોતી. છટાદાર ભાષણો પર ભાષણો કરવા લાગ્યો. તે દીવસ તો જેમ તેમ ગયો સ્થત બગડતી ચાલી. ખોખરા હાંલ્લાના રાગે હું બોલી શકતો, પણ મ્હારૂં ભાષણ બંધ ન પડયું. થાકયો, ઉંઘ્યો, જાગ્યો, ને પાછો ઉંઘ્યો. સ્હવાર થઇ કે પાછા ન્યાતીલા જાતીલા સ્રી પુરૂષો તેમજ આડોશી પાડોશીની ઠઠ જામવા લાગી. બીચારાં ઘર કામ વીસારે મુકી મ્હારે માટે ફીકર કરતાં ઉભા રહ્યા. લોકો ત્હેમને ભલે નવરાં કહો પણ આવા પારકે દુઃખે દુઃખી થાય એવાઓને આ જીભે નવરાં કેમ કહું ! મ્હને બાપડાં પુછે, પણ હું શો જવાબ આપું. વળી આપું પણ મ્હારૂં બોલ્યું કોણ સાંભળે. ' નવાણું ઉપાય છે. પણ સોમો નથી ' કહી લોકો વીદાય થતા. પણ છેકજ મ્હને રવડતો ન મુ-કવો એવી તે દયાળુ મ્હેરબાનોની મરજી હોય એમ મ્હને પાછા ચાલુ થયેલા ઉપચારો-થી જણાઇ આવ્યું. આદુનો રસ ને ગોળ, લીંડી પીપર, કાયફાં ને ઇંદરજવ, હીંગાષ્ટક, મધ ને સાબરસીંગુ વી. વી. દવાઓ એક પછી આવતી ગઇ અને સર્વ સ્નેહીઓનું મ્હેં માન રાખ્યું. આખરે તાવ ચ્હડયો. બરફની અંદર સુવાડવાનું એકે કહ્યું. રા. કકક જે. દાકતર છે. ત્હેમણે પોતાના ભાઇને આવા ઉપાયથી સારો કરેલો તે મ્હને યાદ હતું, અને મ્હારે મરવા સાથે કામ હતું તેથી તે પ્રયોગ પણ થવા દીધો. પોષ મહીનો ને ટાઢ કહે કે મ્હારૂં કામ. આ પ્રયોગથી મ્હારૂં કથળેલું શરીર અધીક બગડયું. શુળ વધી, તાવ અને શુળ બે રહ્યાં. હવે અજાશીના પોટીસનો વારો આવ્યો. બે ગજ લાંબા કપડા

પર આફેલી અળશી પાથરવામાં આવી. મ્હારો ન્હાનો ભાઇ જે મ્હારી પાસે હતો ત્હેણે તે શીરો ધાર્યો. તે મ્હારી ઉંઘવાની ને બધાની જવાની રાહ જોતો બેશી રહ્યો. મ્હને ત્હેને મમતા ભરી આંખ જોતા તે પાસ બેશી રહે તો સારૂં એમ લાગ્યું; પણ મ્હને ખબર નહિ કે તે મ્હને હેરાન કરશે. ત્હેનો લાગ ફાવ્યો. એણે આમ તેમ જોઈ કોઈના દીઠુ એટલે મ્હારી છાતીપરના બંધ તોડી પોટીસ ખસેડી નાંખ્યું. ખાતાં તો ખાધું પણ ચીસ પાડી થુ, થુ કરતો નાઠો. હું જાગ્યો. મ્હારી ઉઘાડી છાતીપર પવન લાગવાથી અંદર સોજો ચ્હડી આવ્યો. હવે મ્હને હવા ફેર કરાવવા બંગલે લઇ ગયાં. ત્યાં પણ મ્હારી ઉપર માફકજ સંભાળ લેવાતી રહી અને મ્હારી તબીયત દિન પ્રતિદિન વધુને વધુ બગડતી ચાલી. આખરે એક મહાન ભુવો આવી પહોંચ્યો. ભુવો તો ભુવો. વૈદ દાક્તર ગાંધી વીગેરેની અનેક દવાઓ ગળી ગયો હતો, ત્યારે હવે ભુવાની મદદ કેમ ન લેવી ? આપણે તો રોગ મટવા ખાતર કામ હતું. ત્હેણે ધુપ કર્યો, અડદ મંતર્યો, ટુંકમાં હજારો ઢોંગ કર્યા. ઉંવરે મ્હને કોઈ બલા વળગી છે એ નિર્ણય પર તે આવ્યો અને મ્હારે સારૂં એક તાવીજ બનાવ્યું. મ્હારે હાથે મ્હેં બાંધવા દીધું. મ્હને દવા દારૂને નવ ગજના કરવા કહ્યું. દવા પી થાકેલો તેથી આ સલાહ તો માન્ય કરી. હવે હું સારો થવા લાગ્યો. શાથી થયો તે રામજી જાણે. ઉગલી દવાઓ ખાધી તેથી કે દવાઓ બંધ કરી તેથી તે હું કહી શકતો નથી. કદાચ દવાઓ ખાધેલી ત્હેનો પાછળથી એ ગુણ લાગ્યો હોય; પણ તાવીજે તો કશુ કર્યું નથી એમ હું ખાત્રીથી કહી શકુ છું, કારણ કે ભૂવો આમ બારણા બ્હાર ગયો કે મ્હારી બલા કાઢનારૂં તાવીજ મ્હેં બારીયેથી બ્હાર ફેંકી દીધું હતું. હાલ હું તદ્દન સારો છું અને લોકો કહે છે કે એ સર્વ દવાનો પુણ્ય પ્રતાપ.

**બિહારી.**

---

## હિન્દની પુત્રીઓ.

### ( મીસીસ એનીબિસેન્ટે ચીનાબાગમાં આપેલા ભાષણોનો સાર.

### (સ્રી લેખ).

---

આજે અહિંઆ મળેલી સર્વે સ્રીઓને “હિન્દની પુત્રીઓ,’ એ વિષય ઉપર થોડુંક કહેવાનું છે. તેમને માથે ભવિસ્યમાં મુખ્ય ફરજો બજાવવાની છે ને તે કેવી રીત્યે અમલમાં આણવી તે આજના જમાનાની ઉછરતી છોકરીઓને સ્હેજ કઠણ લાગશે અલબત, હાલ કેળવણી સારી આપવામાં આવે છે, પણ ફક્ત પુસ્તકના જ્ઞાનથી કોઇ પણ સ્રી એક મા તરીકેની અને માતૃ ભૂમી તરફની પુત્રી તરીકેની ફરજ બજાવી શકશે નહિ દરેક સ્રીએ કેવી રીત્યે એક કુશળ મા થવું તે ઉપર વિશેષ ધ્યાન રાખવાનું છે. કારણ ભવિષ્યની પ્રજાનો સઘળો આધાર અને જવાબદારી મા ઉપર રહેલાં છે. માટે પ્રથમ હિન્દની પુત્રીઓ પોતાની શારીરિક, માનસિક, અને ધાર્મિક કેળવણી સુધારશે તો ત્હેમનાં બાળકો પણ ત્હેવાંજ નીવડશે.

હાલના વખતની આધેડ વયની સ્ત્રીઓ પોતાનાં બાળકોની કેળવણી ઉપર પૂરતું લક્ષ ન આપતાં, ધર્મ જે હાલના જમાનામાં ફરીથી પાળવા કરતાં એક નિધિરૂપ થઇ પડ્યો છે તેમાં ચાલ્યા જતા વખતની અમુલ્યતા ન સમજતાં ગુમાવે છે. જ્યારે મા અજ્ઞાન હોઈ બાળકો પ્રત્યેની ફરજ બજાવવી ચુકે છે, ત્યારે ત્હેમનાં છોકરાં આડે રસ્તે દોરાય ત્હેમાં નવાઈ નથી. પણ એ બિચારીને પણ દોષ દઇ શકાશે નહિ કારણ જ્યાં પોતેજ ઘણું થોડું જાણતી હોય તો તે છોકરાંને ક્યાંથી કેળવી શકે ? મ્હારૂં કહેવું એમ નથી કે પોતાનો ધર્મ ના પાળવો. પણ બાળકોની કેળવણી ઉપર ધ્યાન રાખવું એ માનો પ્હેલો અને મુખ્ય ધર્મ છે, અને એ ધર્મમાં ચુકવાથી કેટલાં ખોટાં પરિણામ આપણે દરરોજ જોઇએ છીએ ?

કલકત્તામાં એક વિધવા સ્ત્રીને એકનો એક પુત્ર હતો, ત્હેના ઉપર તે અત્યન્ત વ્હાલ રાખતી હતી. હાલમાં ચાલતી રાજકીય બાબતોમાં પડી તે જુવાન છોકરાએ એક માણસનું ખૂન કરવાથી ત્હેને ફાંસીની સજા થઇ. ત્હેની મા આ સમાચાર સાંભળી ઘણો શોક કરવા લાગી અને પોતાના ઉપર દયા આણી છોકરાને સજામાંથી મુક્ત કરવાને ગવર્નર વાઇસરૉય, અને આખરે શેહેનશા એડવર્ડ સુધી એણે અરજીઓ મોકલાવી. પછીથી આટલી મહેનત કરવા કરતાં પહેલેથી ત્હેના છોકરાને સદ્‌ગુણી કરવામાં થોડો પણ વખત કાઢયો હોત તો આવું દુઃખ પડત નહિ. જો મા સારી રીતે કેળવણી પામેલી હોય તો ત્હેનાં બાળક સ્વાભાવિક રીતે કાંઈ પણ કાર્ય કરતા પ્હેલાં માની સલાહ લે. પણ જ્યા મા બિચારી અજ્ઞાન હોય ત્હાં રાજકીય વિષયમાં શી શીખામણ આપી શકે ? વિદ્વાન મા પોતાના કુટુમ્બમાં એક રાણીની પેઠે રાજ્ય કરે છે એટલુંજ નહિં પણ જરૂરને વખતે જ્યહારે પુરુષો પણ ગુંચવાય છે ત્હારે સલાહ આપી સર્વેને સુખ રૂપ થાય છે. અસલના વખતમાં પહેલી અનેક હિન્દુઓ અને મુસલમાન સ્ત્રીઓ થઈ ગઇ હતી. તે વિદ્વાન હતી એટલુંજ નહિં પણ માની સઘળી ફરજોમાં કુશળ હતી. રાજ્ય કારભાર ઉત્તમ પ્રકારે કરી જાણતી હતી, વૈદક શાસ્ત્ર પણ જાણતી હતી અને હાલ જેમ જરા કાંઇ થયું કે તરત ડાકતરને તેડવા મોકલે છે તેમ ન કરતાં કોઇ માંદું પડતું કે કાંઈ અકસ્માત થતાં ત્હારે પોતેજ ત્હેના ઉપાય કરતી હજી પણ કેટલીક વૃદ્ધ સ્ત્રીઓમાં આ ગુણ જોવામાં આવે છે.

હાલની માતાઓને ત્હેમનાં બાળકોની તંદુરસ્તી સંભાળવાની ખાસ જરૂર છે. જો બાળકો તંદુરસ્ત હશે તો ત્હેમનાં મન પણ દૃઢ થશે. સાદો પુષ્ટિકારક ખોરાક જરૂરતાં બાળકોને આપવો જોઇએ. સ્વાદિષ્ટ વસ્તુઓ ખવડાવી થોડીક વારનો આનંદ આપવામાં હાલની માતાઓ છોકરાં પ્રત્યેનો અત્યન્ત વહાલ માને છે. પણ તેજ વસ્તુઓ ભવિષ્યમાં હાનિકારક જણાય છે. હિન્દુસ્થાનના આ ભાગના રીત રીવાજ હું બરોબર જાણતી નથી પણ ઉત્તર હિન્દુસ્થાનમાં છોકરીઓનું ઘણે ભાગે નવ દસ વર્ષની ઉમ્મરે લગ્ન કરી દેવામાં આવે છે ત્હેનું કારણ પૂછતાં મ્હારા કેટલાક ઓળખાણવાળા પુરૂષોના કહેવાથી જાણ્યું કે ત્હેમના ઘરની સ્ત્રીઓનો ઝટ લગ્ન કરી દેવાનો ખાસ આગ્રહ હોય છે, અને જો કોઇ પણ પુરૂષ પોતાની દીકરીને મ્હોટી વયની કરવાનું ધારે છે તો સ્ત્રી ઠઠ્ઠાસ કરે છે તેથી નિરૂપાય થઇ બાળક કન્યાઓનાં લગ્ન કરી દેછે. ઘણા લોકાજ

પુરૂષો એવા હશે કે સ્ત્રીના કંકાસને ના ગણકારી ત્હેના અભિપ્રાયની વિરૂદ્ધ થાય. હિન્દુ સ્ત્રીઓમાં આત્મબળિદાનનો વિશેષ ગુણ છે. ત્હેનો ઉપયોગ સારે માર્ગે કરી આ વિષય ઉપર વિચારી પોતાની દીકરીઓની તન્દુરસ્તી સારી રાખવા તથા મા તરીકેની ભવિષ્યમાં આવી પડનાર ફરજો તથા જોખમદારી સમજી શકે ત્હેવી કેળવણી હિંદુસ્થાનની અસલની અને હાલની યુરોપની સ્ત્રીઓના દાખલા લઈ આપશે તો હિન્દુસ્થાન પૂર્વ કાળનું ખોએલું ઊંચ પદ ફરી પામશે.

ઊર્મિલા. ન. હીવેરીયા.

---

# રમણી મણિમાલા.

## ( સ્ત્રીલેખ ).

### સીસ્ટરડોરા.

"परोपकाराय सतां विभूतयः"

વિદુષી, કળાવાન, બુદ્ધિવાન અને તેમાં પણ ખાસ કરીને પ્રાતઃ સ્મરણીય પતિવ્રતા સતીઓનાં યશસ્વી નામો દુનિયાંમાં બેશક પ્રકાશવા લાયક છે, પરંતુ જેઓ પરનાં કલ્યાણ માટે સતત પ્રયાસ કરે છે, અને વિશેષે કરીને જીવનને ન્યાસ પરસેવા કરનાર થાપણ તરીકે માની સ્વાર્થનો સ્વસુખનો ભોગ આપીને પણ પરહિતનો પરમાર્થનો નિયમ સર્વદા પાળે છે, તેઓની કીર્તિ જરા પણ ઓછી તેજસ્વી નથી.

યુરોપખંડ માંહેના ઇગ્લાંડ દેશમાં આશરે ૧૮૩૧ની સાલમાં સીસ્ટર ડોરાનો જન્મ થયો હતો. બાલવયથીજ તેનામાં પરોપકારને દયાની વૃત્તિ ઘણી સતેજ હતી. વિલાયતમાં પરોપકાર વૃત્તિવાળી અબળાઓ માંદાની માવજત કરવી, યુદ્ધમાં ઘાયેલ થયેલાંની સારવાર કરવી, અનાથ બાળકોના રક્ષણ શિક્ષણનો બોજો શીર લેવો, દુઃખીઓને દીલાસો આપી કે યોગ્ય ઇલાજ લઇ તેમનાં દુઃખ દૂર કરવાં, બેરોજગારને ઉદ્યમે ચડાવવાં, તેઓની સ્થિતિ સુધારવી, દારૂને અફીણ જેવી નુકસાનકારક ચીજોથી દેશબન્ધુઓને બચાવવા, સંસારીઓના ગૃહકલેશો દૂર કરાવવા, અને સ્ત્રીઓની સ્થિતિ સુધારવાના યોગ્ય ઉપાયો કરવા, વગેરે પરોપકારી પરહિતનાં કાર્યો વગર પગારે ફલની આકાંક્ષા સિવાય, સાત્વિક ભાવે પ્રભુપ્રિતે કરવાને પોતાનું જીવન અર્પણ કરે છે; અને શીર લીધેલું સત્ કાર્ય જીવન પર્યંત શુદ્ધ બુદ્ધિથી પૂર્ણ કરે છે. આવી પરોપકારી અબળાઓનાં મંડળ સ્થપાય છે, અને તેનું બંધારણ નૂતન સ્થાપન થયેલાં આપણા દેશનાં "સેવા સદનને" અમુક અંશે મળતું હોય છે.

સીસ્ટર ડોરા એવીજ પરોપકારી બાઇ હતી. તે સૌંદર્યવાન, દ્રવ્યવાન, કુલીન અને વિદુષી હોવાથી લગ્ન માટે તેને ઘણી સારી માગણીઓ આવી હતી. છતાં પણ તેણે આ દુનિયાંના ચલિત સુખોને તિલાંજલી આપી પોતાનું જીવન રોગીઓની સેવાના પરોપકારી કાર્યમાં ઇશ્વર પ્રિતે અર્પણ કર્યું, અને તેમાં તેણે એટલી હીમતને હોંસથી કામ બજાવ્યું કે ઘણા ટુંકા સમયમાંજ તેનું નામ ઘેર ઘેર પુજાવા લાગ્યું. જો કે સીસ્ટર ડોરાને પોતાની પ્રસંશાની દરકાર ઘણી થોડી હતી.

પોતાનાં મહાન કાર્યની શરૂઆતમાં તે પોતાના ઘરમાં સાદી દવા રાખતી અને કુટુંબમાં, ચાકર નફરોમાં તથા પાડોશીઓમાં યોગ્ય રીતે તેનો ઘટતો છૂટથી ઉપયોગ કરતી. જાતે તેમની ચાકરી કરતી. વળી તેમનો ખોરાક તપાસતી, અને તેમાંનાં ગરીબો તે કંઈ પણ ઢાળ કર્યા વિના વગર પ્રસિદ્ધિએ ઘટતો ખોરાક પોતેજ પૂરો પાડતી, ધીમે ધીમે તેની આ પરોપકારવૃત્તિ વધારે વિશાળ બની, અને થોડા સમયમાંજ નાની સરખી ડીસ્પેન્સરીની માફક તેને ત્યાં ગરીબ રોગીઓની ભીડ થવા લાગી.

થોડાં વર્ષ ખાસ અનુભવ મેળવ્યા પછી ૧૮૬૫ ની સાલમાં તેણે એક દવાખાનું ઉઘાડયું. તેમાં દસ ઉપરાંત દરદીઓની સારવારનું કામ પોતે એકલીએજ એવી સારી રીતે બજાવ્યું કે ડોકટરો અજાયબ થયા અને દરદીઓ સંતોષ પામ્યાં. આવી રીતે ઉભય પક્ષની પ્રીતિ સીસ્ટર ડોરાએ સંપાદન કરી. થોડાં વર્ષ પછી અકસ્માતિક કેસોનું તેણે બીજું દવાખાનું ખોલ્યું. અને તેમાં પણ પ્રસંશાપાત્ર મહેનત કરી.

રોગી લોકોની માગણીથી કે ફરિયાદથી તે કદી પણ કંટાળતી નહિ એવી તે શાંત સ્વભાવની હતી. દરદીની રસોઈને પીરસવાપર તે જાતે તપાસ રાખતી. તેના જખમ સાફ કરવા, પાટા બાંધવાને દવા આપવી તે સર્વ પોતેજ કરતી. વળી સર્વથી ઉત્તમ તો તે એ કરતી કે તંદુરસ્ત થયા પછી તે રોગીઓ નીતિમાન થાય, એટલા માટે હમેશાં દરદી પાસે ઇશ્વર પ્રાર્થના કરતી, મનુષ્ય તરીકેની તેની ફરજો સમજાવતી અને તેમની પરોપકારની તેમજ સારી લાગણીઓ સતેજ કરતી. તેના દવાખાનામાંથી નીકળ્યા બાદ દરદીઓને તેની ઉંડી દીલસોજીની એટલી સારી અસર રહેતી કે તેઓ પાપાચરણથી ડરી દૂર રહેતાં.

ન્હાનાં બાળકો પરનો તેનો પ્યાર અનહદ હતો. ગમે તેવી શ્રમિત સ્થિતિમાં પણ તેના હાથપર એક માંદુ બાલકતો હોયજ ! ! બિમાર બચ્ચાંને છાતીપર લઇ તે બીજા દરદીઓની ખબર લેવા દવાખાનામાં ફરતી ત્યારે જાણે દયાની દેવીજ !

જેમ તે ગરીબ રોગીઓની સેવામાં અંગ મહેનત કરતી તેમ પોતાના પૈસાનો પણ છૂટથી ઉપયોગ કરતી. નિર્ધન કુટુંબનાં દરદીઓને ઘટતો ખોરાક પોષાક અને બીછાનાં સુદ્ધાં તે પુરાં પાડતી અને મંદવાડમાંથી ઉઠયા પછી "સેનેટરીયમ" માં પોતાને ખર્ચે મોકલતી,

તેનો સ્વભાવ એટલો માયાળુ અને તેની ભાષા એટલી મીઠી મધુરી હતી કે કસ્બાનાં સર્વ લોકો તેને બ્હેન તરીકે ચાહતાં; સર્વ જાતીનાં અને સર્વ ધર્મનાં લોકો તેનાં યશસ્વી કામોથી તેના તરફ પૂજ્યભાવ રાખતાં, અને બારીક સંજોગોમાં પણ તેનું વચન માન્ય કરી તેને માન આપતાં.

મૃદુ અને સ્નેહાળ અંતઃકરણ મીઠી જબાન, આનંદી સ્વભાવ, ધૈર્ય, હીમત અને ઉંડી દીલસોજી બતાવવાની શક્તિ, તેમજ સ્વાભાવિક સરલતા અને નિખાલસ દીલ; એ સર્વ તેને પરમાત્મા તરફથી મળેલી ઉમદા બક્ષિસ હતી, અને તેનો તે પોતાનાં સુકાર્યમાં ઘણો ઉપયોગ કરતી.

વળી રોગીઓની તે આરોગ્ય દેવી હતી. તે રોગીઓની એટલી ખંત અને કુશીયા-

રીથી સારવાર કરતી કે ઘણી વખત ડોક્ટરોના ધાર્યા કરતાં અર્ધી મુદતમાં તે દરદી-ને તંદુરસ્ત બનાવવા શક્તિવંત બનતી આ સર્વ તેના અથાગ પરિશ્રમનું ફલ હતું.

દૈવી નિયમ અનુસાર તેનાં કાર્યોમાં પણ પ્રસંગોપાત વિઘ્ન આવી જતાં, શરૂઆતે લગ્ની લાલચમાં નાખવાને કેટલાક પ્રયત્ન થયા હતા પરંતુ સીસ્ટર ડોરાએ શુદ્ધ બુદ્ધિ-થી પોતાના શુભ વિચારમાં તેમજ ખાસ કરીને આચારમાં ચુસ્તપણું બતાવતાં અલ્પ જુજ મુદતમાંજ તેવા યત્નો દૂર થયા હતા. વળી ચેપી રોગના દરદીઓના સંસર્ગમાં આવવાથી તેમજ અથાગ પરિશ્રમથી તે ઘણી વખત રોગથી પટકાઈ પડતી હતી, છતાં પણ પોતે હાથ લીધેલું રોગીઓની સેવા કરવાનું કાર્ય તેણે જીંદગી પર્યંત ઘણી ઉત્તમ-તાથી બજાવ્યું. આશરે ૧૮૭૮ ની સાલમાં ૪૧ વર્ષની ઉમરે અનુકરણીય જીવનવાળાં સીસ્ટર ડોરાનું અવસાન થયું. ઈંગ્લાંડનાં લોકો હજી પણ તે પરોપકારી બ્હેનીનું પૂજ્ય ભાવથી સ્મરણ કરે છે.

આપણી નૂતન સ્થાપન થયેલી " સેવાસદન"ની સંસ્થામાં-આપણા આર્યાવર્તમાં સીસ્ટર ડોરા જેવાં પરોપકારી રત્નો સત્વર પ્રકાશમાં આવે એ ઈશ્વર પ્રતિ પ્રાર્થના.

અસ્તુ.

બ્હેન " વિ."

---

# સ્વાગતમંદિર.

ગૃહલક્ષ્મી--શ્રીયુત બાબુ સતીશચન્દ્ર ચક્રવર્તી બિ. એ. ની " રાયપરિવાર " એ નામની નવલ કથાનું આ ગુજરાતી રૂપાન્તર ગુર્જર જનસમાજસ્થિતિને અનુસરી કરવામાં આવ્યું છે નવલકથાની વસ્તુસંકલના નીચે મુજબ છેઃ--

સુરતમાં પરમાનન્દ દેસાઈ નામના ગૃહસ્થને લલ્લુભાઈ, મણિલાલ અને જગમોહન એ ત્રણ પુત્ર અને ગુલાબ, જડાવ અને લક્ષ્મી એ નામની પુત્ર વહુઓ છે. નાની વહુ લક્ષ્મી કેળવાયલી અને સુશીલ છે, તેણે પોતાનાં સાસુ-સસરાનાં દિલ સંપાદન કર્યાં છે. બીજી બે વહુઓ નિરક્ષર, અજ્ઞાન, અદેખી સ્વાર્થી અને તકરારી હોવાથી તેનું જોઈએ તેવું સન્માન સાસુ-સસરા આગળ નથી. આથી તેઓ બન્ને જગમોહનની ગેરહાજરીમાં લક્ષ્મીને હરેક પ્રકારે સતાવવાને ભિન્ન ભિન્ન પ્રકારની હલકી યુક્તિ પ્રયુક્તિઓ કરે છે ધીરે ધીરે કુટુમ્બના નાના કલેશ મહાન્ કલહનું રૂપ લેછે અને સંયુક્ત કુટુંબને વિભક્ત કરી અલગ થઈ જવાના વિચાર, લલ્લુભાઈ અને મણિલાલ જગમોહન આગળ રજુ કરે છે. પોતાના ભાઈઓ તેમજ ભાભીઓનો લક્ષ્મીપર પ્રત્યક્ષ તેમ પરોક્ષ રીતે ઘણો જુલમ છતાં પણ, સંકટ સહન કરીને પણ તેઓને પ્રસન્ન રાખવા કુટુમ્બની એકતા નિભાવવા જગમોહન લક્ષ્મીને હમેશાં ઉપદેશ આપ્યાં કરતો હતો, લક્ષ્મી પણ અનેક પ્રકારની આપત્તિઓ સહન કરતી હતી. જગમોહન પોતે જૂદું કરવાની વિરૂદ્ધ હતો, છતાં અન્તે એકદર ભાઈઓના અધમ વર્તનને લીધે તેને આ વિચાર સ્વીકારવો

* લખનાર રા. છગનલાલ નારાયણભાઈ મિસ્ત્રી, પ્રસિદ્ધ કરનાર, ડી. લખમીદાસની કંપની, પારસી બજાર, કોટ, મુંબાઈ. કિંમત રૂ. ૧-૧૨-૦. ડેમી બાર પેજી. પૃષ્ઠ ૨૯૭.

પડયો હતો. આ વિચારની સન્ધિમાં પરમાનન્દદાસ બિમાર પડે છે તેથી તેમની ઈચ્છા અમલમાં આવી શકતી નથી. પિતાના મરણ પછી પોતાની પાસેની કુંચીઓ જગમોહન લલ્લુભાઈને રાખવા આપે છે. મણિલાલને સામિલ રાખી. લલ્લુભાઈ તે વડે રોકડ, દર દાગીના, ખત વગેરે ઉઠાવે છે; પોલિસથી આ ચોરી પકડાવાનો સંભવ છતાં ઉદાર દિલનો જગમોહન પોતાના ભાઈઓને ખાતર પોલિસની તજવીજ અટકાવે છે. અત્યાર સુધી જગમોહન અભ્યાસ કરતો હોય છે. હવે તે રૂ. ૧૦૦ ના પગારથી બ્રહ્મદેશમાં નોકરી માટે જાય છે કુટુમ્બની મિલ્કત પચાવી પડવા છતાં, જગમોહન અને લક્ષ્મી જૂદા જૂદા પ્રકારનાં સંકટ ભોગવવા છતાં, જગમોહનને રૂ. ૧૦૦ નો પગાર મળ્યો તેથી લલ્લુભાઈનું હૃદય બળીને ખાખ થઇ જાય છે. તે નરપિશાચ જગમોહનના ઘરને આગ લગાડે છે. તેથી તેની માતા સુનંદા અને જગમોહનનો બાલક-પુત્ર મદન દાઝી મરણ પામે છે. આ તરફ જગમોહન માંદો પડે છે અને સાજો થઇ સ્ટીમરદ્વારા પોતાને વતન આવવા ઉપડે છે. ત્યાં સમુદ્રનું તોફાન થાય છે અને સ્ટીમર ડુબે છે. સાસુ અને પુત્રના મરણ પછી, જગમોહનવાળી સ્ટીમર ડુબી તેના સમાચાર સાંભળ્યા પછી, લક્ષ્મી નિરાધાર થઇ પડી. તેની પ્રફુલ્લતા, તેના હૃદયના ઉલ્લાસ નષ્ટ પામ્યા, તે ગાંડી થઇ ગઈ. આ તરફ લલ્લુભાઇના પાપનો ઘડો ભરાયો. ખોટું મૃત્યુપત્ર કરવાનો તેનાપર આરોપ મૂકવામાં આવ્યો. આ કામમાં તેને અને એક વિદ્યાર્થીની કંઠી ચોરવાના સંબંધમાં તેના પુત્રને સજા થઇ. સમુદ્રના તોફાનમાંથી મહા મુશીબતે બચેલો જગમોહન સુરત આવી લક્ષ્મીને મળે છે ત્યાં તેની ઘેલછા જતી રહે છે. તેને આનન્દલાલ નામનો બીજો પુત્ર પ્રસવે છે. લલ્લુભાઇ પોતાની ભૂલ સમજ્યો છે. કારાગૃહમાંથી મુક્ત થતાં, પોતાને હાથે થયેલાં દુષ્ટ કૃત્યોનું કારણ ગુલાબ છે એ વિચારથી કુહાડીવડે ગુલાબનું કપાળ ચીરી નાંખે છે. જગમોહન આખરે, બ્રહ્મદેશવાળા પોતાના શેઠ મિ સ્કોટની મુંબાઈની પેઢીનો ભાગીદાર થાય છે અને સારા પૈસા સંપાદન કરે છે. પોતાની માતાના સ્મરણાર્થે એક કન્યાશાળા અને પોતાના પિતાના સ્મારક તરીકે એક હોસ્પીટલ તે બંધાવે છે.

સંયુક્ત કુટુમ્બમાં અણસમજુ ભાઇઓ અને ભાભીઓના કલહથી કુટુમ્બનાં સમજુ અને સુશીલ સ્ત્રીપુરૂષોને અનેક પ્રકારનાં જે સંકટો સહન કરવાં પડે છે તેવું આબેહુબ અને અસરકારક ચિત્ર આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. જગમોહન અને લક્ષ્મી, રતિલાલ અને સવિતા તથા મિ. સ્કોટનાં ઉચ્ચ ચરિત્ર વાચકવર્ગ સમક્ષ એવી કુશળતાથી મુકવામાં આવ્યાં છે કે તે વડે વાચકના હૃદયપર ઘણા ઉન્નત સંસ્કાર પડે છે. લલ્લુભાઈ અને મણિલાલ, ગુલાબ તથા જડાવની હમેશની તકરારો, તેમનાં દુષ્ટ વર્તન છતાં તેમને સહાય થવાની જગમોહન અને લક્ષ્મીની તત્પરતા, તેમનો અપ્રતિમ સ્વાર્થત્યાગ, સંકટોમાં તેમનું ધૈર્ય, લક્ષ્મીની પતિભક્તિ, જગમોહનની કુટુમ્બવત્સલતા, તેનું ઉદાર દિલ, લક્ષ્મીપરનો તેનો પ્રેમ, રતિલાલની મૈત્રી, સવિતાનો સ્નેહ-આ સઘળાનું વાચકવર્ગ બારીકીથી અવલોકન કરે તો તેમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. પુસ્તકમાં કેટલાક અશુદ્ધ શબ્દ પ્રકટ થયા છે તે ભવિષ્યમાં સુધરવાની જરૂર છે પણ તેથી પુસ્તકની ઉત્તમતામાં ખામી આવતી નથી. એકંદરે, આ પુસ્તક ગુજરાત સ્ત્રી પુરૂષોના ઉત્તેજનને પાત્ર છે. દાદાભાઈ લક્ષ્મણ, બન્ધુસમાજ.

---

# સુન્દરી સુબોધ.

વર્ષ ૬ ઠું.] ઈ. સ. ૧૯૦૯ જુલાઈ-અષાઢ, વિ. સં. ૧૯૬૫. [અંક ૧૧ મો.

## ज्ञानसुगन्ध.

### सन्त.

गझल—

हमारे सन्तनी सेवा, हमारे सन्त छे देवा;
हमारे सन्तने मळवुं, हमारे सन्तथी हळवुं.
हमारे सन्तथी शान्ति, टळे छे सन्तथी भ्रान्ति;
सुणीशुं सन्तनी वाणी, सुधा सम दीलमां जाणी.
करीशुं सन्तनी भक्ति, लहीशुं आतमनी शक्ति;
हमारे सन्त सौभागी, जगत्मां सन्त वैरागी.
जगत्मां सन्त छे प्यारा, जगत्थी सन्त छे न्यारा;
हमारे सन्तनी यारी, ठरीशुं दोषने टारी.
हमारे सन्तनी वातो, भली छे सन्तनी जातो;
हमारे सन्तनी सेवा, मुनीश्वर सन्त छे मेवा.

श्रीमद् मुनि बुद्धिसागरजी कृत
भजनपदसंग्रह.

# કાવ્યકુંજ.

## मेघागमन–तज्जन्य हर्ष वर्णन.

( પૂનમચાંદની ખીલી પૂરી અહીંરે— ) એ રાગ.

તન મન તપ્ત કરી આષાઢ વિષે ઘન આવીયોરે,
અહીયો ગગન વિષે ઘમઘોર ગાજી ગંભીર;
લીલા લ્હેર કરીને કેર મટાડયો કાળનોરે,
ઘામ વધ્યો આરામ વિષે ન ટકાયે કોઇથીરે,
પલટાયો દક્ષિણ દિશાનો તુર્ત સમીર, લીલા લ્હેર. (ધ્રુવપદ.)

(સાખી) શામ અભ્રનું દળ ભમે, મેઘતણા જેમ દૂત;
નિશાની જણવે નીરદની, ઇશાની થઈ વિદ્યુત.
ચારૂ ચૌમાસ ચિંતાનાશક ચિન્હ થઇ ળધેરે,
વળતી વસુધા ઉપર નિર્મળ વરસ્યો નીર. લીલા લ્હેર. ૧

(સાખી) ચાતકના સરખા હતા, આ તકમાં સઉ લોક;
તૃષા વૃષાથી તે તજ્યા, તજ્યા હૃદયના શોક.
ચંદ્રોદયથી જેમ ચકોરીને સુખ થાયછે રે,
સુખથી તેમ થયાં ભૂને રોમાંચ શરીર. લીલા લ્હેર. ૨

(સાખી) ધર્યો હતો જે ધરણીએ, પતિ વિણ પાંડુર રંગ;
તે ત્યજીને તાજી બની, પતિનો થતાં પ્રસંગ.
આજે દહાડે જીવનમૂળ પધાર્યા જાણીનેરે,
ધાર્યું રસિક રિઝાવા તનપર લીધું ચીર. લીલા લ્હેર. ૩

(સાખી) મોર કિશોર કરી રહ્યા મનહર શોર મધુર;
માંગલીક પણ કટુ કરે, ક્રૂર સૂર દાદૂર.
વક્રોક્તિમાં વરને વિનતિ જેમ વસુધા કરે રે,
આવા હીકડ ન થશો હૈયા કેરા હીર. લીલા લ્હેર. ૪

(સાખી) અતિશય ઊન્હો નીકળે, મેદિનીમાંથી બાફ;
કરતાં તર્ક જણાય તે, સહૃદય જનને સાફ.
માનીતાએ મળીને વિરહાનળને ઓલવ્યો રે,
જ્વાળા તેની જેમ જણાતી હોય લગીર. લીલા લ્હેર. ૫

(સાખી) રસા બની રસમય બધી, વધી હર્ષની વેલ;
શરૂ થયો ખેતી તણો, ખડી પડેલો ખેલ.
નીરદ નિરખી નદિઓ હર્ષઘેલી પૂરે ચઢી રે,
આનંદે ઉછળીને તોડી પાડે તીર. લીલા લ્હેર. ૬

(સાખી) ભારતવાસીની હતી, આરત જેવી ઉર;
તેવી કરી કૃપા ઘને, ભાવ ધરી ભરપૂર.
આવે કરે દયા શંકર ને નિરખે નેહથીરે,
તો ગુજરાત બને આ મનમોહક મંદિર. લીલા લ્હેર. ૭

કવિ દયાશંકર રવિશંકર, ખંભાત.

---

## સતીને વંદન.

(કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે—એ રાગ)

રટતી નામ પતિનું અતિ સમય શુધ તે સતિ રે,
કેવળ નામ પતિ અંતરમાં
અવર નામ ન મુખપર ચડતાં
નહિં ભાન ખાન કે પાનતણું બસ્ "હે પતિ !"રે રટતી. ૨

પ્રતિમા પતિની પગલે પગલે
ન્યાળી નાચતી, નમતી નખરે
ઠેલી કરતી ઘેલી સાહેલીને ધારી પતિ રે. રટતી. ૨

થાકયો પાકયો સ્વામી પેખી
ચિંતા કરી, સામગ્રી ધરતી
પાય ચાંપી, પાય પડી, સ્હાય ઇચ્છતાં આપતી રે. રટતી. ૩

ગરીબ પતિને ધનીન ભાવના
નિરસને વળી રસિકભાવ, આ
શું પ્રાબલ્ય ! વાહ્ વાત્સલ્ય ! ધન્ય એવી પ્રીતિ રે. રટતી. ૪

કાલી ઘેલી થાય વદતાં
ઓછી ઓછી સ્હાય કરતાં
જેમ ભકત પૂજે ભગવાન નિરંતર એ રીતિરે. રટતી. ૫

પત્થરવત્ પતિ કઠિન હૃદયનો
દ્રવીવર્તનથી કોમલ બનતો
હૃદય ઉચ્ચ કેવું ? કરે શું કામિનીએ ! રટતી. ૬

શુદ્ધ હૃદયનાં કામ આવાં
કરી રીઝવે ભર્તાર વામા
સી જન્મ સફળ સંસાર શુદ્ધ છે તે સતિ રે. રટતી. ૭

નન્દન વન સમ હિન્દ વિષે જો
વંદનીય સ્રી એવી જડે કો'
ચાલો સર્વ હિંદ સંતાન કરિયે ત્હેને નતિરે. રટતી. ૮

સદ્વિલાસી.

---

## કલંકી ચંદ્ર.

---

( વસંતતિલકા. )

જે ડાઘ ચંદ્ર ધરતો હૃદયે મજાનો,
તેને કલંક રજ ના ભૂલમાં પ્રમાણો;
સૌભાગી ચંદ્ર નવલા સહ એશમાંહે;
ક્રીડા કરી નવલ રાત્રી રૂપી રમાએ. ૧

વિશ્રાંત થઇ રમતથી શુભ આદરેલી,
જે લાડકી રજની ચાંદનીમાં રમેલી;
સીન્દૂરથી સરકતી સરકી જઇને,
તે જૈ ભરાઇ ગઇ છે સુખી ચંદ્ર ગોદે. ૨

છે શ્યામ વસ્ત્ર ધરનાર નિશા તરૂણી,
ને ચંદ્ર તો કમળના સમ શ્વેત દીસે;
રાત્રી રૂપી ભ્રમર ચંદ્ર કને ભરાયો,
તેથી નિશા સહ સુધાકર શ્યામ દીસે. ૩

મણીલાલ મોહનલાલ વકીલ, પાદરાકર.

---

# ગૃહધર્મ.

## સ્ત્રીઓનો નવરાશનો વખત.

### ( સ્ત્રી લેખ. )

શરૂઆત.

આ ઉપલા વિષયના બે ભાગ પડી જાય છે. એક સ્ત્રીઓ પોતાનો નવરાશનો વખત હાલ કેવી રીતે ગાળે છે તે, અને બીજો, તેનો સારો ઉપયોગ થાય તે અર્થે તે કેવી રીતે ગાળવો જોઇએ. વાસ્તે એને બે ભાગમાંજ જણાવીશું. પહેલા ભાગમાં સ્ત્રીઓ પોતાનો નવરાશનો વખત કેવી રીતે ગાળે છે તેનું ટુંકામાં વર્ણન કરીશું. તે જણાવી રહ્યા પછી બીજા ભાગમાં સ્ત્રીઓને જે નવરાશનો વખત મળે છે. તેનો સારો ઉપયોગ થાય તે અર્થે કેવી રીતે ગાળવો જોઇએ તે જણાવીશું.

હવે હાલમાં સ્ત્રીઓ પોતાનો નવરાશનો વખત કેવી રીતે ગાળે છે તે જણાવવાનું કામ સ્ત્રીઓનેજ આવે ત્યારે ખચીતજ ઘણી દીલગીરી થયા વગર રહે એમ નથી કારણ કે આ વિષયમાં માત્ર સ્ત્રીઓના દોષોજ લખવા પડશે. પણ " ગુણ હોય ત્યાં અવગુણ કહેવા એ દુષિત છે, પણ અવગુણને અવગુણ કહેવા એ દુષિત નથી. લીંબડાને કડવો, ને આંમલીને ખાટી કહેવી એમાં સંકોચ શાનો? તેમજ સંસારમાં સ્ત્રીઓના એવા દોષો નજરે પડે અને તેથી અનર્થ થાય તે છતાં તેના ગુણ ગાવા એ ઠીક લાગતું નથી." પણ એ દોષો સુધારવા અર્થે કહેવું ઉચિત છે. બધીજ સ્ત્રીઓ વખતનો દુરઉપયોગ કરે છે એવું નથી. પણ સ્ત્રીઓનો મોટો ભાગ નવરાશના વખતનો કેવો ઉપયોગ કરે છે તે હવે જણાવીશું.

હવે નવરાશનો વખત કોને કોને કેવી કેવી રીતે મળે છે તે તરફ નજર કરીએ. ઉમરના પ્રમાણમાં અને સ્થિતિના પ્રમાણમાં નવરાશના વખતનો ફેર પડે છે. એટલે કે નાની ઉમરની છોકરીઓને જે વખત નવરાશનો હોય છે તે વખત મોટી ઉમરની સ્ત્રીઓને હોતો નથી, તેમજ શ્રીમંત વર્ગને જે વખત નવરાશનો હોય છે તે સાધારણ વર્ગને નથી હોતો. તેથી નાની મોટી ઉમર અને સ્થિતિના ફેરફારને લીધે કયો કયો નવરાશનો વખત કોને કોને કેવી રીતે મળે છે અને તે કેવી રીતે ગાળે છે તે હવે જણાવીશું.

બાલ્યાવસ્થા.

બાલ્યાવસ્થા એટલે નાની ઉમરની છોકરીઓ જે કે બાર વર્ષની ઉંમર સુધીની છે. તેમને નિશાળે જવા સિવાયનો બધોજ વખત નવરાશનો હોય છે. કારણકે એમને ઘરનું કાંઇ ખાસ કામ કરવાનું હોતું નથી. તે નવરાશનો સઘળો વખત રમવામાં ગાળે છે થોડો વખત લેસન કરવામાં ગાળતાં હશે. વખતે માંહોમાંહે લડવું, એક બીજાની અદેખાઇ કરવી, કંકાસ કરવો વિગેરેમાં વખત ગાળે છે એ બધાનું કારણ મુખ્ય માતાજ છે.

આ ઉમરમાં સ્થિતિના પ્રમાણમાં નવરાશના વખતનો ફેર ઘણો પડે છે. શ્રીમંત

યુવાવસ્થાં.

સ્ત્રીઓને નવરાશનો વખત સૌથી વિશેષ મળે છે. સાધારણ સ્થિતિ વાળી સ્ત્રીઓને નવરાશનો વખત કંઇક અંશે શ્રીમંત સ્ત્રીઓ કરતાં ઓછો મળે છે. ગરીબ વર્ગની સ્ત્રીઓ કે જેને કમાવાને સારૂ બહાર જવું પડે છે તેને નવરાશનો વખત જુજ મળે છે. શ્રીમંત સ્ત્રીઓને સવાર, બપોર અને સાંજ એ પ્રમાણે સઘળો વખત નવરાશનો હોય છે.

શ્રીમંત વર્ગ.

કારણ કે તે લોકોને નોકર પાસે કામ લેવાનું હોય છે તે નવરાશનો વખત કેવી રીતે ગાળે છે તે તપાસીએ. એક તો સવારના ઉઠવાનું મોડું થાય છે. બીજું નહાવા ધોવામાં ચપળતા નહી રાખતાં તેમાં પણ વિશેષ વખત ગાળે છે તો કોઇ દેવ મંદિરે જવામાં થોડો વખત ગાળે છે, અગર આમ તેમ નોકરોને ધમકાવવામાં કે વાતચીતમાં વખત ગાળી નાંખે છે. એ રીતે સવારનો વખત પુરો થાય છે. પછી બપોરનો નવરાશનો વખત કોઇ નિદ્રામાં ગાળે છે. તો કોઈ ભરવા ગુંથવામાં, તેમાં કોઈ કામનું કરે તો કોઇ નકામું વિચાર કર્યા વગરનું પણ કરે છે. કોઇ વળી આડોશીપાડોશીમાં જઇને અગર તે લોકોને પોતાને ત્યાં બોલાવી એક બીજાની નિંદા અને કુથલી કરવામાં પણ વખત ગાળતાં જણાય છે. તો કોઇ વળી વાર્તાની અગર નાટકની ચોપડીઓ વાંચવામાં વખત ગાળે છે. બધાંજ એ રીતનુંજ વાંચતાં હશે એમ નથી પણ ઘણો ભાગ તો એજ રીતનો વાંચતો જોવામાં આવે છે. એ રીતે બપોરનો નવરાશનો વખત ગાળી નાંખે છે. હવે બપોર પછીનો નવરાશનો વખત એટલે સાંજના બહાર ફરવા જવું. જ્યાં ગયા ત્યાંથી નિરાંતે ફરી મોડા આવવું. બહાર કોઇને ત્યાં કંઇ સાંભળ્યું હોય તો તેમાં વધારી ઘટાડી વિસ્તારથી વર્ણન કરવામાં વખત ગાળી નાંખે છે. પછી જમ્યા કે થોડો વખત વાતચીતમાં ગાળી પછી સુવું એ રીતે એ લોકનો વખત પુરો થાય છે.

સાધારણ વર્ગ.

હવે સાધારણ સ્થિતિની સ્ત્રીઓને સવારમાં નવરાશનો વખત ઘણે ભાગે હોતો નથી. કારણ કે રસોઇઓ ન હોય તો રસોઇ કરવામાં અગર ઘરનું કામકાજ કરવામાં તેમનો વખત જાય છે. એટલે એ લોકોને સવારનો વખત નવરાશનો ગણાય નહિ. પછી બપોરનો નવરાશનો વખત તો તેઓ પણ શ્રીમંતની માફકજ ગાળી નાખે છે. હવે સાંજના વખતમાં રસોઇ કરવાની હોય એટલે સાંજનો બધોજ વખત નવરાશનો ગણાય નહિ. તો તેઓ રસોઇમાં વખત ગાળી બાકીના વખતમાં શ્રીમંતની માફકજ વર્તે છે.

ગરીબવર્ગ.

ગરીબ વર્ગ કે જે વર્ગમાં દરેક માણસને કમાવાની જરૂર હોય છે. તે વર્ગની સ્ત્રીઓને પણ સવારના ઘર કામ, રસોઇ વિગેરે કરવાની હોય એટલે તે લોકોને પણ સવારના નવરાશનો વખત હોતો નથી. બપોરના વખતમાં જાતેજ કમાવા જઇ પોતાનું ગુજરાન કરવાનું હોય તો તે લોકોને કમાવાને સારૂ બહાર જવું પડે અગર ઘરમાં પણ ધંધો કરવો પડે છે. એ વર્ગના પુરૂષોની કમાણી ઘરના સઘળા માણસોનો નીભાવ થાય તેટલી હોતી નથી તે વર્ગમાં સ્ત્રીઓને કમાવાની જરૂરજ પડે છે, એથી તે વર્ગની સ્ત્રીઓને બપોરે નવરાશનો

વખત બીલકુલ મળતો નથી. હવે રાત્રે કામથી ઘેર આવી રસોઇ કરી જમ્યા પછીનો સહેજ વખત મળે તો તે વખતે તેઓને આરામ લેવો જરૂરનો હોય છે અગર કુટુંબી જન સાથે વાર્તા વિનોદમાં વખત ગાળવો અવશ્યનો છે.

વૃંદ્ધાવસ્થા.

વૃદ્ધ સ્ત્રીઓમાં શ્રીમંત, તેમજ સાધારણ, બન્નેને લગભગ નવરાશનો વખત સરખોજ મળે શ્રીમંતને તો નવરાશનો વખત મળેજ ને સાધારણ વર્ગમાં વહુ હોય તો તે ઘરમાં રસોઇ વિગેરે જે કામ હોય તે કરે. અગર સાધારણ સ્થિતિવાળા નોકર પણ રાખે છે. તેથી વૃદ્ધ સ્ત્રીઓને ઘણું કામ હોતું નથી. તો તેઓ હાલમાં નવરાશનો વખત કેવી રીતે ગાળે છે તેઓ સવારમાં નાહી ધોઇ પુજા પાઠમાં બેસે છે લાંબા વખત સુધી પુજા પાઠ કરી પછીના વખતમાં દેવ દર્શને જાય, પુજા પાઠ નહિ કરવો કે દેવ દર્શને નહિ જવું એવું મારૂં કહેવું નથી; પણ સમજ્યું ન સમજ્યું હાથમાં માળા લેઇને બેસેતે દેવ દર્શને જશે ત્યાં મંદિરને ઓટલે સર્વે ભેગા મળી એક બીજાની નિંદા કુથલી કરશે સાથી ઉઠયાં કે એલી બહેન પેલી બેહન કરી વાતોના તડાકા મારી ઘેર આવશે. એ રીતે સવારનો નવરાશનો ને નહિ નવરાશનો સઘળો વખત પુરો થશે. પછી બપોરના વખતમાં આરામ લેશે. એમ કરતાં કોઈ મળવા આવ્યું તો વાતોમાં નિંદા અને કુથલી તો ખરીજ. એ રીતે વાતોમાં વખત ગાળી નાખશે સાંજે દેવ દર્શને જવું હોય તો ત્યાં જાય, નહિ તો કોઇને ત્યાં મળવા અગર માંદુ હોય તો ખબર લેવા ને કોઈ મરી ગયું હોય તો કુટવા જાય. ત્યાં જનારમાં કેટલાંક તો ચર્ચા જોવાને પણ જાય એ રીતે સાંજનો વખત જાય. રાતે ઘેર આવી વાળુ પાણી કરી વાતોના તડાકા મારી સુવું, એજ હાલમાં તો જોવામાં આવે છે. એ પ્રમાણે વૃદ્ધ સ્ત્રીઓનો વખત પુરો થાય છે.

ઉપર લખ્યું છે તે ઉપરથી હાલમાં હિન્દુસ્તાનની સ્ત્રીઓનો નવરાશનો વખત કેવી રીતે જાય છે તે જણાવ્યું છે. ટુંકામાં કહીએ તો જે સ્ત્રીઓને નવરાશ મળે છે તેઓમાંનો ઘણો મોટો ભાગ આળસ, નિદ્રા, કુથલી કરવી વિગેરેમાં નકામો વખત ગૂમાવી દેછે. પણ વખત ઘણો કીમતી છે, ને ગયો વખત ફરી આવતો નથી, એ વિચાર સ્ત્રીઓ કરતી દેખાતી નથી.

યુવાવસ્થામાં બાલ્યાવસ્થા પ્રાપ્ત થતી નથી, ને વૃદ્ધાવસ્થામાં યુવાવસ્થા પ્રાપ્ત થતી નથી, તેમજ ગયો વખત ફરી પ્રાપ્ત થતો નથી. વખતની કીમત અને સારાસારનો વિચાર એ હાલમાં સ્ત્રીઓમાંથી નષ્ટ થયો છે. એ બધાનું મુખ્ય કારણ કેળવણીજ છે. જેને ઉંચા પ્રકારની કેળવણી મળી નથી તેને વખતની કીમત અને સારાસારનો વિચાર આવતો નથી. તેનું પરિણામ ઉપર જણાવ્યા મુજબ આવે છે. જેને સારી કેળવણી મળી હોય છે તેને ઉપરનો વિષય લાગુ પડતો નથી.

હવેની ઉછરતી પ્રજાને નીતિ સાથે કેળવણી આપવી એ સમજુ માતપિતાની ફરજ છે.

હવે ઉપલો ભાગ પુરો કરી બીજા ભાગમાં જે જણાવવાનું છે તે જણાવીએ તો, નવરાશના વખતનો સારો ઉપયોગ થાય તે અર્થે કેવી રીતે ગાળવો જોઇએ.

બાલ્યાવસ્થા.

બાલ્યાવસ્થામાં સદુપયોગ કેવી રીતે કરવો, તો તેઓએ એ અવસ્થામાં વિદ્યાભ્યાસ કરવો અવશ્યનો છે. વખતને નકામો નહિં જવા દેતાં લેસન બ-રાબર કરી નિશાળે નિયમસર જવું, નાની ઉમરમાં બની શકે તે-ટલું શીખવું, તે શીખવાડવાનું કામ માતાનું છે, કારણ કે બાળક વયમાં પોતાની અક્કલથી કામ કરવાની શકિત હોતી નથી. ભણવામાંથી થોડો વખત કાઢી ઘર કામ શીખાવાડવું, રસોઇ કરતાં, ભરતાં, શીવતાં કે વણતાં દરેક ઝીણું મોટું કામ હોય તે, તે તેની શકિત પ્રમાણે કરાવવાં. થોડો વખત રમવાને પણ રાખવો કે, તેને કંટાળો ઉપજે નહિ. કામના એવી સરળ રીતે ભાગ પાડી આપવા કે ખુશીથી કરે ને તેથી તેમને નિયમિત રીતે કામ કરવાની ટેવ પડે. આપણા હિંદુઓમાં નાની ઉમર-માંજ ભણી શકાય એમ છે, તો તે વખતને રમતમાં, આળસમાં નહિ ગાળવો. થોડો વખત કસરત વિગેરે શરીર સંપત્તિ સુધારવામાં પણ રાખવો. નાનપણમાં જો શરીર મજબુત થયું હોય છે, તો તે આગળ ઉપર રોગનું ઘર થતું નથી. વિદ્યાભ્યાસ અને ઘર કામ શીખવામાં જો વખત ગાળે તો બાકીનો વખત થોડોજ રહે તો તે વખત ર-મતમાં ગાળે અગર ફરવા જવામાં ગાળે તો વખતનો દુર ઉપયોગ કર્યો ગણાય નહિ.

યુવાવસ્થા.

યુવાવસ્થામાં શ્રીમંત સ્ત્રીઓને જે નવરાશનો વખત મળે તેનો સદુપયોગ કેવી રીતે કરવો. તેઓએ વખતની કીમત કરી સવારમાં વેળાસર ઉઠી ચપળતાથી પોતાના શરીરનું કામ પરવારી ઇશ્વર સ્તુતિમાં થોડો વખત ગાળી બાકીના વખતમાં કાંઇ પણ ઉપયોગી કામ કરવું. જો ઘરમાં નોકરો ઉપર દેખરેખ રાખવાની જરૂર હોય તો તે રાખવી, કોઇને કાંઇ નહિ આવડતું હોય તો શીખવાડવું. પોતે ભણેલાં હોય તો પોતાના બાળકનું લેસન તપાસવું. ન આવડતું હોય તો શીખવવું. પોતાના બાળકને ભણાવી કેળવવામાં વખત ગાળવો એ પણ વખતનો સદુપયોગ થયો ગણાય. એવીજ રીતે પોતાનો વિદ્યાભ્યાસ આગળ વધા-રવો. વિદ્યારૂપી ધન, કોઈ દિવસ પણ કામ લાગશે. શ્રીમંત સ્ત્રીઓ સવારના આટલું કામ કરશે તો થોડું નથી. હવે બપોરના વખતમાં નિદ્રા નહિ લેતાં બપોરનો ખરો ન-વરાશનો વખત ગણી, જરૂરીઆત ભરવું, શીવવું, થોડો વખત વાંચવું તે પણ નાટકની કે નકામી ચોપડીઓ નહિ વાંચતાં આપણ સ્ત્રીઓને બોધ લેવા જેવા વાંચવી. એ નવ-રાશના વખતમાંથી થોડો વખત કાઢી પરોપકારનાં કામો કરવાં. જો પૈસાની સારી સવડ હોય તો અનાથાશ્રમો ઉઘાડવાં અગર એવાં સ્થાનો ચાલતાં હોય ત્યાં જાતે જઇ મુલાકાત લઇ તપાસવાં. અને યોગ્ય રીતે ચાલતાં હોય તો ત્યાં બનતી મદદ કરવી, એવાં સ્થાનો ચલાવવાનું અગર દેખરેખ રાખવાનું શ્રીમંતની ભણેલી સ્ત્રીઓ કરે તો દેશને ઘણો ફા-યદો થાય. હાલમાં સ્ત્રીઓ અધમ દશામાં આવેલી છે તેમની ઉન્નતિ કરવાનું કામ પણ શ્રીમંતની સ્ત્રીઓએજ ઉપાડી લેવાનું છે. એવાં એવાં ઘણાં કામો કે જેમાં પૈસાની ને અક્કલની બેની જરૂર પડે તે સઘળાં કામો કરવામાં શ્રીમંતની સ્ત્રીઓએ પોતાનો વ-ખત ગાળવો.

હવે સાધારણ સ્થિતિની સ્ત્રીઓને પૈસાની સવડ મોટા પ્રમાણમાં નહિ હોવાથી

સાધારણ વર્ગ. ઉપર લખેલાં મોટાં કામો થઇ શકે નહિ એ દેખીતુ છે. ઉપર જણાવી ગયા તેમ એ લોકને સવાર સાંજનો વખત નવરાશનો હોતો નથી. પણ બપોરના જે નવરાશનો વખત મળે છે તેમાં એક બીજાને મદદ કરવામાં, પોતાનો વિદ્યાભ્યાસ આગળ વધારવામાં, સારી ચોપડીઓ વાંચવામાં; ઉપયોગી અને કામનું શીવવા ભરવામાં વખત ગાળવો તે ઉપરાંત થોડો વખત પરોપકારનાં કામો કરવાં શ્રીમંતોની માફક પરોપકારનાં કામમાં ઘણા પૈસા ખર્ચવાની શકિત હોતી નથી, તો પણ કમાણીનો લુજ ભાગ પરોપકારના કામમાં વાપરવો જોઇએ અનાથ અને ગરીબોને વિદ્યાભ્યાસમાં પૈસાની, કપડાંલત્તાંની અને અનાજની મદદ કરવી આજુબાજુ પાડા પડોશીમાં માંદુ સાજુ હોય તો તેને દવાની મદદ કરવી. અગર પોતાનાથી બની શકે તો તેની બરદાશ કરવી. પરોપકારનાં કામ કરતાં પોતાના ઘરનું કામ ભુલી જવાનું નથી. આ વર્ગની સ્ત્રીઓને પોતાના ઘરનું કામ મુખ્ય છે. પોતાનું ઘર કરકસરથી ચલાવવું, કુટુંબમાં સંપીલાપણું રાખવું, પોતાના બાળકને નીતિ રીતિની સારી કેળવણી આપવી, પોતે જે કામ કરવું તે કસરત મારે એવું કરવું. આગળના વખતમાં દળવાનું, પાણી ભરવાનુ હતું ત્યારે કસરત મળતી હતી ને સર્વેનાં શરીર મજબુત અને નિરોગી રહેતાં હતાં. તો હાલમાં તેવું નથી તો સમજુ સ્ત્રીએ કામ કરવામાં શરમ નહિ રાખતાં કામ કરવું, આળસ તજવું, ઘરમાં કસરત મળે એવું કામ નહિ હોય તો સાંજના નવરાશના વખતમાં ફરવા જવું.

હવે ગરીબ વર્ગની સ્ત્રીઓને ઉપર પહેલા ભાગમાં જણાવ્યા પ્રમાણે નવરાશનો વખત હોતો નથી તેથી એ વર્ગની સ્ત્રીઓને સારૂ ખાસ કંઇ લખવાનું રહેતું નથી.

વૃદ્ધાવસ્થા. વૃદ્ધ સ્ત્રીઓ જો કે શ્રીમંત તેમજ સાધારણ વર્ગમાં હોય તોપણ નવરાશનો વખત લગભગ સરખોજ મળે. કારણ ઉપર પહેલા ભાગમાં જણાવ્યું છે તેમાં શ્રીમંતની સ્ત્રીઓથી તો ઉપર જણાવેલાં મોટાં કાર્યો થઇ શકે એમ છે. તો તેઓએ પોતાના શરીરનું કામ પરવારી થોડો વખત ઇશ્વર સ્તુતિમાં ગાળી દેવ દર્શને જવું હોય તો જઇ મંદિરને ઓટલે કુથલી કર્યા વગર વેળાસર ઘેર આવવું.

વડીલોએ ઘરમાં દેખરેખ રાખી સર્વને સામાન્ય ગણી કામના ભાગ પાડી આપવા અવશ્યના છે. ત્યાર બાદ બપોરનો નવરાશનો વખત વાતોમાં કુથલી કરવામાં નહિ ગાળતાં પોતાનાથી થઇ શકે એવાં પરોપકારનાં કામો કરવાં. પોતાનો જીવ ઉદાર રાખી નાની ઉમરનાંને એવાં કામ કરવા ઉત્તેજન આપવું. પોતે ભણેલી હોય તો આગળનાં પુરાણો ઇતિહાસ વિગેરેની ચોપડીઓ વાંચવી તેમાંથી સાર ગ્રહણ કરી બીજાં નાની ઉમરનાંને બોધ આપવો. જો વડીલની ચાલચલગત સારી હોય તો નાની ઉમરનાંની તેવી થાય એ દેખીતુંજ છે.

સાધારણ વર્ગ તેવીજ રીતે સાધારણ વર્ગની પુખ્ત સ્ત્રીઓએ નવરાશનો વખત નકામો નહિ જવા દેતાં એમણે પણ સવારના થોડા વખત દેવ પુજામાં ગાળી પછી વહુ દિકરીને રસોઇમાં નહિ આવડતી ચીજ ઉપર રહી શી-

ખવવી. વહુઓનાં છીડાં નહિ કાઢતાં તેઓને યોગ્ય રીતે કેળવવી, એ કામ સમજુ અને વડીલ સાસુનું જરૂરનું છે. તેમજ પોતાની દીકરીઓને પણ યોગ્ય કેળવણી આપવી. હવે બપોરના નવરાશનો વખત આળસ કુથલી કરવામાં નહિ ગાળતાં, કોઈ પણ જાતનું ઉપયોગી કામ કરવું ને પોતાનાથી થઈ શકે એવાં પરમાર્થનાં કામ કરવાં, તે કામ સાધારણ વર્ગની યુવાવસ્થાની સ્ત્રીઓને કરવાનાં ઉપર જણાવ્યાં છે તે કામ વૃદ્ધ સ્ત્રીઓથી પણ થઈ શકે એમ છે.

આ વિષયમાં મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે જણાવવાનું હતું તે જણાવ્યું છે.

ઉપસંહાર. સ્ત્રીઓને કરવાનાં બીજાં ઘણાં કામો લખવાનાં રહી ગયાં હશે. પણ આળસ, કુથલી અને નિદ્રામાં વખત ગાળ્યા કરતાં જે મેં આ જુજ કામો લખ્યાં છે તે નિયમિત રીતે થાય તો દેશને ઘણો ફાયદો થવાની આશા રખાય, ને હાલમાં સ્ત્રીઓનાં મન નબળાં થયાં છે, તે પ્રફુલ્લિત થાય, વિચાર શકિત વધે ને નિરોગી રહે. માણસનું મન કોઇ પણ જાતના વિચાર કર્યા વગરનું રહેતું નથી. જો તેને ઊંચા પ્રકારના વિચાર કરવાના નહિ હોય તો તે નીચમાં નીચ વિચાર કરે છે. પાણીની ગતિ નીચીજ જગોમાં હોય છે તેમજ મનની ગતિ પણ નીચીજ જગોમાં જાય છે. પાણીને જેમ વાળીને ઉંચે લઇ શકાય છે તેમજ મન, બુદ્ધિને કેળવણી આપી ઉંચા પ્રકારના વિચારમાં દોરે તો દોરાય એમ છે. અને "અંતમાં આપણા દેશની સર્વ સ્ત્રીઓ કેળવાએલી, સદ્ગુણી અને સુનીતિવાન થઈ આ ભરતખંડને દિપાવે અને પુરાતન કાળમાં તેમની જે કીર્તિ હતી તે પાછી મેળવી આપે એવી પરમકૃપાળુ પરમેશ્વર પાસે મારી પ્રાર્થના છે"

સૌ. સરસ્વતી મણિલાલ.

---

॥ ૐ ॥

## ગૃહસ્થાશ્રમીને પાળવા યોગ્ય સામાન્ય ધર્મો.

(સ્ત્રી લેખ.)

સર્વ પ્રાણી માત્રના નિયંતા, અન્તર્યામી, પરમ કૃપાળુ પરમાત્માને તથા તેમના અંશાવતાર બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરને આરંભમાં સાષ્ટાંગ દંડવતનમસ્કાર અર્પું છું.

સુજ્ઞ બ્હેનો ! આજનો વિષય "ગૃહસ્થાશ્રમીને પાળવા યોગ્ય સામાન્ય ધર્મો" એ ઉપર છે, એની અંદર જે જે જણાવેલું છે તે મ્હારા ધારવા પ્રમાણે સર્વ સુજ્ઞ અને વડીલ બ્હેનોને તો વિદિત હશે એટલે તેમને તો તે નિઃરસ જેવું લાગશે. પણ એવા વિષય વધારે વખત ચર્ચાયેથી એની અંદરથી કાંઇપણ ગ્રહણ કરવાનું મળે છે. તેમ હમણાંનો જે ઉછરતો જમાનો કે જેમને ધર્મશાસ્ત્ર ઉપર દિન પ્રતિદિન અશ્રદ્ધા થવાથી અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થતો જણાય છે તેમને કંઇપણ ઉપયોગી થશે જાણી આ વિષય વાંચવાની આપ સર્વ સુજ્ઞ બ્હેનોની રજા માગું છું. એની અંદર કંઇપણ દોષ જણાય તો તે તરફ દુર્લક્ષ કરવા કૃપા કરશો.

વ્હેનો ! સંસારમાં આહાર, નિદ્રા, ભય, વિગેરે એ મનુષ્ય અને જનાવરો બન્નેને સમાન છે. પણ મનુષ્યને બુદ્ધિની બક્ષિસ છે તેથી તેમના કરતાં ધર્મ એ વિશેષ છે. જે મનુષ્ય ધર્મ રહિત છે તે પશુ સમાન છે.

વ્હેનો ! વિદ્વાનો કહે છે કે ઘણા જન્મને અંતે આપણી પૂર્ણ પુન્યાઇ હોય તો મનુષ્ય જન્મ આવે છે. સંસારમાં મનુષ્ય જન્મ આવવો ઘણો દુર્લભ છે, તેમાં પણ ઉત્તમ કુળમાં જન્મ આવવો એથી પણ દુર્લભ છે. તો આવો મનુષ્ય દેહ ધરી કંઇ પણ સાર્થક ન થયું તો કહ્યું છે કે તે મનુષ્યજન્મ બકરાના કોટના આંચળની માફક વ્યર્થ છે માટે મનુષ્ય દેહ ધરી આપણા જન્મનું સાર્થક થાય એ માર્ગે જવું એજ આપણી ફરજ છે.

આ સંસારને મહાન્ પુરૂષોએ સાગરની ઉપમા આપી છે. તેમાં મનુષ્ય દેહ નૌકા રૂપ છે, બુદ્ધિ તેનું સુકાન છે. માટે બુદ્ધિને શાસ્ત્ર નિયમને માર્ગે દોરી દેહરૂપી નાવડાવતી સંસારને તરવો જોઇએ. અને આપણો કર્તા કોણ તેનું સ્વરૂપ ઓળખવું જોઇએ.

વ્હેનો ! આપણા આર્યશાસ્ત્રકારોએ અસલ વખતનું મનુષ્યનું સો વર્ષનું આયુષ્ય ગણેલું છે, ને તેના પ્રમાણમાં તેના નિયમ બાંધેલા છે હાલમાં આયુષ્ય ટુંકાં થઈ ગયાં છે, તેને માટે પણ શાસ્ત્રકારો આપણા નીતિ નિયમના ભંગનો દોષ કાઢે છે.

પ્રથમના સો વર્ષના પ્રમાણમાં ચાર આશ્રમ સ્થાપેલા છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ, અને સન્યસ્ત. પ્રથમાવસ્થામાં શુદ્ધ બ્રહ્મચર્ય પાળી ગુરૂની તેમ પરમાત્માની સેવા ભક્તિ કરવાનું જણાવ્યું છે, અસલના વખતમાં પુત્રોને ઉપનયન સંસ્કાર બાળપણમાં થતા ને તે સંસ્કાર પૂરો થયે તેજ અવસ્થામાં ગુરુને ઘેર નિવાસ કરવો પડતો. ત્યાં તેમનું કર્તવ્ય વ્યવહારથી જુદા પ્રકારનું હતું. તેમને નિયમિત રીતે શાસ્ત્રાભ્યાસ કરવો પડતો. શાસ્ત્રનું, નીતિનું તેમ રાજપુત્ર હોયતો ધનુર્વિદ્યાનું રાજનીતિ વિગેરેનું જ્ઞાન ગુરુ પાસે મેળવવું પડતું. આની સાથે ગુરુની ઘણા પ્રકારની સેવા કરવી પડતી. એ ઉત્તમ સેવાનો બદલો અવર્ણનિય તેમને મળ્યા વગર રહેતો નહિ. પણ તે ક્યારે કે પૂર્ણ પ્રેમથી ગુરૂની સેવા કરતા ત્યારેજ. ગુરૂની આજ્ઞાની કોઈપણ બાબતમાં અવજ્ઞા કરવામાં આવતી નહિ. ગુરૂ પણ ખરી કસોટી કરી પોતાની કૃપાનો પ્રસાદ આપતા હતા. એવી કૃપા પ્રસાદી માટે ઘણી ધીરજ રાખવી જોઇએ. તેમાં એક દ્દષ્ટાંત મ્હને જેવું યાદ છે તેવું કહું છું. પૂર્વે કોઈ બ્રહ્મજ્ઞાની ગુરૂ પાસે કોઇ એક વિદ્યાર્થી આવ્યો ને તેણે ગુરૂ પાસે રહી અધ્યયન કરી મોક્ષ મેળવવાની ઇચ્છા જણાવી ગુરૂએ એને ઘણી રીતે સમજાવ્યો અને વનવાસના દુઃખ તથા ગૃહસ્થોના જેવા ભોગ વૈભવ અત્રે નહિ મળે એવું ઘણા પ્રકારે સમજાવી એના મનની દ્રઢતા જોઈ પણ પેલાએ પોતાનો આગ્રહ છોડયો નહિ તેથી છેવટે ગુરુએ તેને પોતાને ત્યાં રાખ્યો કેટલોક કાળ ત્યાં રહી વિદ્યાધ્યયન કર્યું તેમ ઘણી ખંતથી ગુરુની સેવા પણ કરી. કેટલાક કાળે એને લાગ્યું કે આપણું ઇચ્છેલું ક્યારે પ્રાપ્ત થશે. ને તેની ધિરજ રહી નહિ, છેવટે ગુરુને પુછયું કે મ્હારાજ ઘણા દહાડાથી હું આપની આજ્ઞા મુજબ અધ્યયન કરૂં છું. તેમ મ્હારી બુદ્ધિ પ્રમાણે સેવા ચાકરી પણ કરૂં છું. પણ તેનું ફળ કંઈ દેખાતું નથી.

આ સાંભળી ગુરૂને હસવું આવ્યું કે લાંબો કાળ થયો એટલે આની ધીરજ રહી નહિ. ગુરુએ જવાબ આપ્યો કે ભાઈ ધીરજનાં ફળ મીઠાં છે. માટે સબુરી રાખ. વળી થોડા દિવસ થયા એટલે ફરી ઉપર પ્રમાણે પુછ્યું. આથી ગુરુએ એની કસોટી કરવા માંડી. એને આજ્ઞા કરી કે આ બધા ઝાડ છે તેને હમેશાં નદીએથી લાવીને સો ઘડા પાણી થોડા વખત રેડજે એ પ્રમાણે તેણે બીજે દીવસથી કરવા માંડ્યું. પણ નદી છેટી તેથી વખત વધારે લાગે ને બપોર થયા એટલે ક્ષુધા તૃષા પીડવા લાગી તેથી. કંટાળ્યો ને મનમાં વિચાર આવ્યો કે ઈશ્વરનો સાક્ષાત્કાર થવાનું કામ ઘણું કઠણ છે. વળી સદ્ગુરૂ પાસે જઈ નમ્રતાથી કહેવા લાગ્યો કૃપાનાથ ! હવે કૃપા કરો. તેમણે ઉત્તર દીધો ! ભાઈ મેં પ્રથમથી કહ્યું હતું કે એ કામ સુલભ નથી પરમાર્થના કામમાં ઘણી દૃઢતા ને શ્રદ્ધાની જરૂર છે. વ્યવહારમાં પણ કંઇ સ્હેલથી થતું નથી તો આતો પરમપદને પામવાનો માર્ગ છે. માટે ધીરજ રાખ. એણે ત્યાં તો કાંઇ કહ્યું નહિ ને ઉઠીને ચાલતો થયો બીજે દીવસે પાણી લેવા ગયો પણ મન સ્થિર રહ્યું નહિ ઘડો ભર્યો ને ચાલવા માંડ્યું, ઉપરથી તાપ પડયો એટલે મન ડગમગ્યું એટલે ઘડો પછાડી નીચે મુકી વિચારવા લાગ્યો કે આપણા નશીબમાં નથી માટે ગમે ત્યાં જઇ બીજો માર્ગ પકડીશ ને ત્યાંથી જેવો ચાલવા લાગ્યો એટલે એના ભાગ્યોદયના બળે ઘડાને વાચા થઇ ને તે બોલ્યો અરે ભાઇ આટલું અકળાય છે શા માટે તું તો ભાગ્યશાળી છું. તને થોડાજ કાળમાં ત્હારા પૂર્વના સંસ્કારને લીધે ફળ મળવાનો વખત આવ્યો છે, બાકી દરેક કાર્યમાં કેટલું કષ્ટ તથા કાળ થાય છે તે મ્હારી વિધિથી તને જણાશે પ્રથમ તો કોદાળી વતી ખુબ ઘા મારી મરોડી ખોદી ટોપલી ભરી કુંભારને ત્યાં નાંખી ઢગલા કરી તેમાં પાણી નાંખી પાવડાવતી કચરીને અંદર લાદ વિગેરે દુર્ગંધિ પદાર્થો નાંખી ગારો બનાવ્યો પછી મુખ્ય ધણીએ તેનો પીંડો બનાવ્યો ને હથોડાવતી ટીપી ટીપીને મારો ઘડો ઘાટ ઘડયો. પછી થોડા વખત તડકે મુકી ફરી ટીપીને ઘડાનો આકાર બનાવ્યો. પછી કેટલાક તડકા ખવડાવી રંગ ચઢાવ્યો તોપણ મ્હારો છુટકો થયો નહિ, મ્હારા જેવા કેટલાક પદાર્થોને એકઠા કરી એક મોટા કચરાનો ડુંગર હતો તેની અંદર ગોઠવ્યા. ને ઉપર બાળતું કરી પકવ્યા. ત્યાર પછી બહાર કાઢી ગોઠવી રાખ્યા પછી જેને જેની જરૂર હોય તેના ઘરાક લેવા આવ્યા, તે પણ લઇને ચાલતા થયા નહિ. પુષ્કળ ટકોરા મારી ખખડાવે ને. છેવટે પૈસાવતી પણ ટકોરા મારીને પછી ઉપાડી લઇને રસ્તો પકડે. ભાઇ મ્હારૂં પણ ધન્ય ભાગ્ય છે કે ત્હારા જેવા પવિત્ર માણસને હાથે ચઢી આ મહાત્માની સેવાના ઉપયોગમાં આવું છું. ભાઈ આવા પ્રકારનું કષ્ટ વેઠાય ત્યારેજ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે. માટે સીધો સીધો પર્ણકુટી તરફ જળ લઇને જા. આજ ત્હારો ભાગ્યોદય થયા વિના રહેશે નહિ. તે પ્રમાણે તેણે કર્યું ને ગુરુ કૃપાથી તેને ઇષ્ટ પ્રાપ્તિ થઇ. બ્હેનો ! આ ઉપરથી સમજાય છે કે કંઇ પણ જગત્માં સુલભ નથી. દરેક વસ્તુને માટે કષ્ટ તો સહન કરવાનું છે. આજે આપણે આથી કેટલુંક ઉલટું જોઇએ છીએ. દેશકાળને લીધે દરેક વ્યક્તિમાં સ્વતંત્રપણું દેખાય છે ને કેટલાક ઉદ્ધત છોકરા યા છોકરીઓ હમેશાં બીજાનો દોષ કાઢે છે. ઘણાને મ્હોડે સાંભળવામાં આવે છે કે હેડમાસ્તર સારો નથી. ફલાણો માસ્તર બરોબર લાયક નથી. આ બધુંએ લોકોનું છીછરાપણું છે. હમેશાં પ્રમ-

ત્નતો આપણેજ જોઇએ દેખાડનાર રસ્તો દેખાડે. પણ મ્હેનત વગર ફળ મળે નહિ. ગમે તે કારણને લીધે આ જમાનામાં સ્વતંત્રતા વધી છે. કોઈના પ્રતિ પૂજ્યપણાનો ભાવ જણાતો નથી ને તેથીજ આપણને ધારેલું ફળ મળતાં વાર લાગે છે. ઉપર કહેલા દૃષ્ટાંત પ્રમાણે દરેક સ્ત્રીઓને પણ મૃત્તિકાના ઘડાની માફક ધીરજ રાખી સંસારમાં વહેવાનું છે.

બ્હેનો ! વિદ્યાધ્યયન કરી ગુરૂ આજ્ઞા થયે ગૃહસ્થાશ્રમી થતા. પુત્ર તથા પુત્રી બન્નેને ગુરૂ કુળમાં રાખવાનો રિવાજ હતો.

બ્હેનો ! ચારે આશ્રમમાં ગૃહસ્થાશ્રમને શાસ્ત્રકારોએ ઘણો ઉત્તમ માનેલો છે. અને તેનો આધારણ આપણને પણ અનુભવ થાય છે. ગૃહી માણસ જે ધારે તે કરી શકે છે. અનેક જીવો ઉપર ઘણા ઉપકાર કરી પૂન્યાઈ મેળવે છે. વ્યાપાર રોજગાર કરી અર્થ સંપાદન પણ આ આશ્રમમાંજ થાય છે. ને તે વડે ભૂખ્યાને અન્ન તરસ્યાને જળ નિર્ધનને ધન તથા વિદ્યાદાન વિગેરે ઘણા પ્રકારના દાન કરી શકાય છે. અનેક પ્રકારના કર્મ યજ્ઞ યાગ વિગેરે ગૃહસ્થથીજ થાય છે. આના ઘણા દૃષ્ટાંત રામાયણ, મહાભારત તથા ભાગવતમાં આપેલા છે. આ આશ્રમમાં મનુષ્ય પોતાનું શ્રેય સાધે છે. ને તેમાંથીજ ધર્મ અર્થ કામને મોક્ષ મેળવે છે. ગૃહી થઇ જેટલા ધર્મ પાળવાના છે તે બરોબર સમજીને પાળી શકાય તો ત્રણ આશ્રમ કરતાં આમાંથી મોક્ષ પ્રાપ્ત થાય છે. ઘરમાં રહી ૭ શત્રુઓનો વિજય કરવાનો છે. કામ, ક્રોધ, મોહ, લોભ, મદ મત્સર એ ૭ શત્રુઓને જીતીને દયા, વ્રત, પવિત્રતા, સહનશીલપણું યથાશક્તિ જપ, દાન, સરળપણું, સંતોષ, મહાત્માઓની સેવા, શ્રવણ, મનન, કીર્તન, સ્મરણ પૂજા, નમસ્કાર, વિવેક, મનનો સંયમ, ઇંદ્રિયોનો નિગ્રહ, અહિંસા, બ્રહ્મચર્ય વિગેરે ધર્મો ગૃહસ્થે પાળવાના છે.

ઉપરના ૭ શત્રુઓનો ક્રમે ક્રમે નાશ કરવાનો છે. મનને જીતવાથીજ ષડરિપુનો નાશ થાય છે. પણ મન જીતવું બહુ મુશ્કેલ છે. જે જે વિષય તરફ આપણું મન દોડે તે તરફ જતું અટકાવવું. ને તેમાં ફાયદો ન જોતા તેના દોષ ઉપર લક્ષ આપવું. જ્યારે અર્જુને મનોનિગ્રહ માટે પ્રશ્ન કર્યો ત્યારે શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ એમજ કહ્યું હતું કે ધીરજવાળી બુદ્ધિથી ધીમે ધીમે મનનો નિગ્રહ કરવો. દરેક વસ્તુમાં દોષ જોવાથી તે તરફ વૈરાગ્ય ઉત્પન્ન થશે. ઇંદ્રિય નિગ્રહથી કામને જીતાય છે. ક્ષમાથી ક્રોધ જીતાય છે અહંકાર તજવાથી મદ જીતાય છે. સંતોષથી લોભ જીતાય છે. પદાર્થને મિથ્યા માનવાથી મોહ જીતાય છે, પોતાની યથાર્થ સ્થિતિનું ભાન આણવાથી મત્સર તજાય છે. આ પ્રમાણે દરેકને માટે વિચારવાનું છે. ઉપર પ્રમાણે બધામાં દોષ દૃષ્ટિ કરી તજવાથી આપણામાં સત્વ ગુણની વૃદ્ધિ ( પ્રાપ્તિ ) થાય છે. ને ઇશ્વર પ્રતિ ભક્તિ ભાવ ઉપજે છે. ભક્તિ અને કર્મથી ચિત્ત શુદ્ધિ થાય છે ઉપરના દોષો જેનામાં ન હોય તેનો વ્યવહાર પણ સારો ચાલે છે. ને તેને સૌ લોકો વખાણે છે. દરેક મનુષ્યમાં ક્રોધ સૌથી મોટો શત્રુ છે. ક્રોધ માણસનું લોહી ચુસી લે છે. એને વિદ્વાનો રાક્ષસ કરતા પણ બુરો કહે છે કેમકે રાક્ષસ તો સામાનુંજ લોહી પીએ છે. પણ ક્રોધ તો સામાનું અને પોતાનું ઉભયનું લોહી પીએ છે. માટે જેમ બને તેમ તેનો નાશ કરવો જોઇએ, આપણે

બૈરાંઓને સ્હેજ સ્હેજ બાબતમાં ખોટું લાગી ગુસ્સો ન્હડે છે. પણ એમાં આપણી મોટી ભુલ છે. સ્ત્રીઓને તો સહનશીલતાની ઘણી જરૂર છે. શાસ્ત્રકારોએ આપણ સ્ત્રીઓને પૃથ્વીના જેવી ક્ષમાવાળી છીએ એવી ઉપમા આપી છે. તો પૃથ્વી તેનાં ઉપર અનેક પ્રકારના સારા નરસા કાર્યં થાય છે, તે સર્વ સહન કરે છે અને ઉલટી પોતામાંથી અન્ન, ફળ, ફુલ વિગેરે આપી પ્રાણી માત્રને પોષે છે. તે પ્રમાણે આપણે પણ જે ઉપમા મળી છે તેને યોગ્ય થવું જોઇએ. સ્હેજ બાબતમાં ક્રોધ કરવાથી અનર્થ થાય છે. માટે સ્ત્રીઓએ ક્રોધ કરવો ન જોઇએ. જોઇશું તો આપણો જન્મજ સેવાર્થે થએલો છે. નાનપણમાં માબાપની, યુવાવસ્થામાં પતિની સાસુ સસરાની તેમ વય થતાં પ્રજાની પણ સેવાજ કરવાની છે. માટે ક્રોધને દુર રાખી શાન્ત થવું. દુનિયામાં 'જે નમ્યું તે સૌને ગમ્યું' એ યાદ રાખવું. ક્રોધ વશ માણસ શું કરે છે તેનું તેને ભાન રહેતું નથી. ઘણી વખત બેસમજથી બૈરાંઓ કુટુંબી ઉપર તેમ પતિ ઉપર ગુસ્સો કરે છે. ગમે તે થાય પણ પતિના અવગુણ ઉપર દ્રષ્ટિ કરવી નહિ. શાન્તિથી કાંઈ પણ કહેવા જેવું હોય તો કહેવું. પુર્વની સતીઓ કેવી પતિપ્રાણા તથા સહન શીલતા આદિક ગુણો વાળી હતી, તેની સર્વ બહેનોએ વાંચવાથી માહીતી મેળવી હશે. એટલે તે દરેકના નામ વિગેરે જણાવવાની જરૂર નથી. પરંતુ તેમાં આપણે સતી સીતાજીમાં કેટલી સહનશીલતા હતી તેનું અવલોકન કરીએ. પૂર્વે સીતાજીને ધોબાના કહેવાથી શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણજીની સાથે વનવાસ મોકલ્યાં હતાં તે તો ઘણાના જાણવામાં હશે. પણ તેમની તે વખતની ધીરજ કેટલી હતી તે જોવાનું છે. તેમણે પોતાના પતિ ઉપર કાંઇ પણ રોષ ન આણ્યો પણ લક્ષ્મણજીને નીચે પ્રમાણે કહ્યું.

'હુવીરા! હું કોને દોષ દઉં. સઘળો મારા ભાગ્યનોજ દોષ છે. બાકી શ્રીરામચંદ્રજીની પટરાણીને આવું દુઃખ હોય' ઘણે વર્ષે પતિનો મેળાપ થયો ત્યારે જાણ્યું કે હવે દુઃખનો અંત આવ્યો પણ નશીબની બલિહારી છે. વિધાતાએ મારા નશીબમાં કેટલું કષ્ટ લખ્યું હશે. અરે એમાં વિધાતાનો પણ શો દોષ છે. મનુષ્ય પોત પોતાના કર્મનું ફળ ભોગવે છે. એમ કહી શાન્ત થઇને "બોલ્યા મને વનવાસનું દુઃખ નથી. પતિ સાથે આખો જન્મ વનવાસ વેઠવો પડ્યો હોતતો મને કંઇ દુઃખ નહોતું." આવી રીતે બોલતા તેઓ મુર્છિત થયાં. લક્ષ્મણજીએ તેમને શુદ્ધિમાં આણ્યા. પછી શાન્તિ રાખીને તે બોલ્યા ભાઇ હવે તમે ખેદ ન કરશો જે થયું તે થયું. તમો શોકને રોકીને તેમ મારો પણ વિચાર છોડીને જલદીથી આર્યપુત્રની પાસે જાઓ. તેઓ મારો ત્યાગ કરીને ખેદ કરતા હશે. તેમાં સંદેહ નહિ. તેમનો શોક જાય તેવી રીતનો તમે યત્ન કરજો. તેમને કહેજો કે તમે મારો ત્યાગ કર્યો છે તેનો શોક કરવાની કાંઈ જરૂર નથી. આપે ડહાપણનું કામ કર્યું છે. પ્રાણ આપીને પણ પ્રજાને ખુશી રાખવી એ રાજાનો ધર્મ છે. મારો ત્યાગ કરીને આપે રાજધર્મ પ્રતિપાલન કર્યો છે. લોકાપવાદથી આવું કામ કર્યું છે એમાં મને શક નથી. તેઓના ચરણમાં મારા પ્રણામ નિવેદન કરીને કહેજો કે હું લોકાપવાદથી ત્યાંથી નીકળી છું પણ આપના અંતઃકરણમાંથી ખશી નથી. હું તપોવનમાં રહીને જન્માંતરમાં પણ આપ પતિને મેળવું એને માટે તપ કર્યા કરીશ. આપે મને ભાર્યા ભાવે છોડી પરંતુ સામાન્ય પ્રજા તરીકે તો હું તજાઇ નથી. આપ સસાગરા પૃથ્વીના અધીશ્વર છો તેથી જ્યાં રહીશ ત્યાં આ-

પના અધિકાર વિનાની ખાલી જગ્યામાં હું રહેવાની નથી મારૂં દુઃખ હદ વગરનું છે. પણ હું તેમને દોષ આપતી નથી. મારા નશીબમાં હતું તેવું બન્યું પણ તમે સર્વદા તેમની પાસે રહેજો. ક્ષણવાર પણ તેમને એકલા મુકશો નહિ. એકલા પડવાથી-તેમનું દુઃખ વધશે એમને સુખે હું સુખી છું. તમે આટલું મ્હારૂં કાર્ય કરશો એવી મને આશા છે. તપોવનમાં રહીને લોકોને મ્હોંઢેથી સાંભળીશ કે આર્યપુત્ર કુશળ છે તો મ્હારૂં દુઃખ દૂર થશે."

બહેનો ! આ દૃષ્ટાંતથી જણાશે કે શ્રી સીતાજી કેટલાં સહનશીલતાવાળાં તથા સર્વ ધર્મને જાણનારાં હતાં. વિના અપરાધે ફક્ત લોકાપવાદ માટે સગર્ભા છતાં પતિએ વનમાં કાઢયા તે છતાં પણ પતિ પ્રત્યેનો પ્રેમભાવ જરા પણ ઓછો નહિ ને ઉલટી પતિની કાળજી કરવા લાગ્યાં કે આર્યપુત્ર મારા વિયોગથી દુઃખી થશે. આજ આથી કંઈ ઉલટુંજ જોવામાં આવે છે. બીજા કોઇને મારે તો શું. પણ પતિ પોતાના માબાપને લીધે કદાપી આપણો દોષ હોય કે ન હોય ને કંઇ કહે તો તેના ક્રોધનો પાર રહેતો નથી. માટે તેમ ન કરતાં સહનશીલ બનવું જોઇએ. પ્રિય બહેનો ! ઉપર જે ધર્મો જણાવ્યા છે તેના અર્થ સમજી તે પ્રમાણે વર્તવું. સમજ્યા વગર જે કંઈ કરીએ તેમાં કંઇપણ ન્યૂનતા રહે છે. માટે બરોબર સમજીને વર્તન થાય તો સારી રીતે આશ્રમધર્મ ચલાવી સુખમય જીંદગી ગાળી અંતે પરમાત્માના પદને પમાય છે.

આપણા શાસ્ત્રમાં સર્વ ધર્મકાર્ય સ્ત્રી સહિત કરવાની આજ્ઞા છે. તે સૌની જાણમાં છે. કુંવારા છોકરાને કંઇપણ ક્રિયા કરવા બેસાડીએ છીએ તો સોપારી ઓટીમાં ખોસાવે છે. ને શ્રીરામચંદ્રજીએ યજ્ઞ કર્યો તે સીતાજી વનવાસમાં હતા તેથી સોનાની સીતા બનાવી યજ્ઞ કરાવ્યો હતો તે બધાને વિદિત હશેજ. આ ઉપરથી સ્ત્રીઓને સર્વ કર્મ શાસ્ત્ર વિધિ પ્રમાણે સમજવાની જરૂર છે.

દરેક મનુષ્યનો જન્મ થયો ત્યારથી કે અંત સુધી તેને કંઇનું કંઇ પણ કરવાનુંજ છે. દેહના ધર્મને અનુસરીને ખાવું, પીવું, ઓઢવું, પહેરવું વિગેરે જેમ કરવાનું છે. તેજ પ્રમાણે દરેક સ્ત્રી યા પુરૂષને આપણા ઉત્પન્ન કરનારનું સ્મરણ, પૂજન, વંદન કરવાની ફરજ પણ દેહની સાથેજ પેદા થઈ છે. આપણા શાસ્ત્રમાં કહે છે કે જીવ માતાના ઉદરમાં ઉંધે મસ્તકે પરમાત્માની સ્તુતી કરે છે. કે હે પ્રભુ મને એકવાર આ નરક યાતનામાંથી બ્હાર કહાડ ને તાર. હું ત્હારૂં સ્મરણ ક્ષણ પણ ચુકીશ નહિ. તો આપણે કેવા કોલ કરીને જન્મ ધર્યો છે તે આપણેજ વિચારવાનું છે. અનુભવ પ્રમાણે ગર્ભવાસને નર્કવાસમાં ફેર નથી. માટે ફરી એવું કષ્ટ ન વેઠવું પડે એવું આ જન્મમાં સાધન કરવું એ આપણુ સર્વની ફરજ છે.

આપણે કેવા પ્રકારનું પ્રભુનું પૂજન અર્ચન સ્મરણ વિગેરે કરવું તે સમજવા માટે આપણા ઉપર કૃપા કરી મહાત્માઓએ પુસ્તકો રચ્યાં છે ને સરલ ભાષામાં તેના ભાષાંતર પણ થયા છે. તે વાંચીથી તેમાંથી સૌને અનુભવ મળે તેમ છે. તે છતાં હું મારી અલ્પ સમજ પ્રમાણે સ્હેજ સાજ જણાવું છું. આપણે ખાવું, પીવું, વિગેરે નિત્યનું કામ છે. તેવુંજ ઈશ્વર સંબંધી નિત્ય કર્મ કરવાનું છે. કેટલાંકને મ્હોડે સાંભળવામાં

આવે છે કે બેરાંને બધું કેમ પરવડે આપણે તે ઘરનો ધંધો કરીએ કે આ બધું કરીએ. તો હું પણ તે પૂર્ણ પણે કબુલ કરૂં છું કે ગૃહકાર્ય ન કરીએ તો વ્યવહારમાં રહી શકાય નહિ. ઇશ્વરે ચોવીસ કલાક રાત્રિ - દિવસ મળીને કર્યા છે. એમાંથી ૭ કલાકની ને વધારેમાં વધારે આઠ કલાકની નિદ્રા લો. પછી સોળ કલાક રહ્યા તેમાંથી તેર કલાક વ્યવહારના કામમાં કાઢોને સહવાર સાંજ મળી ત્રણ કલાક ઈશ્વર નિમિત્તે કાઢો તેટલું પણ ન બની શકે તો છેવટ કલાક રહવારે ને કલાક સાંજરે એ પ્રમાણે આમ કલ્યાણ માટે રોકો. આપણે બધો વખત કંઈ કામમાં રોકાયલા હોતા નથી, ઘણો વખત કુથલી વિગેરેમાં કાઢીએ છીએ, તો તે બંધ કરી દરેક બહેન ઈશ્વર સ્તવનમાં તથા પરમાર્થના કાર્યમાં પોતાનો થોડો સમય રોકે તો તે બની શકે તેવું છે. બહેન ! અંતે ધન, દોલત, પુત્ર, પુત્રી કે કંઇ પણ પદાર્થ આપણી સાથે આવવાનું નથી. ફકત ધર્મજ આપણી સાથે આવે છે, ને સહાય કરે છે. બાકી બધું જ્યાંનું ત્યાંજ રહે છે એ સર્વની જાણમાં છે. હવે આપણે મૂળ વાત ઉપર આવીએ. શાસ્ત્રમાં સૂર્યોદયથી કે સુતા સુધીમાં જે ધર્મ કર્મ કરવાના છે તે વિધિ પ્રમાણે સમજીને કરાય તો ફાયદો થાય ફકત વ્યવહાર સંભાળી બેશી રહેવું એ આપણું કામ નથી. વ્યવહારને પરમાર્થ બન્ને આ જન્મમાં મેળવવાનાં છે.

હાલમાં જોઈશું તો કેટલાંક પ્રમાદી બહેનો સાત કે સાડા સાત વાગતાં ઉઠે છે, ને નશીબદાર હોય તો નોકર ઉપર હુકમ કરે કે અલ્યા દાતણ, પાણી લાવ ચાહ લાવ, ચલાણીને કાંસકી લાવ. એ પ્રમાણે હુકમ કરી આળસ મરડી ઉઠે છે તો બહેનો તમને પ્રભુએ આપ્યું હોય તો ભોગવો તેમાં કાંઈ અનાઇ નથી. પણ સાતને બદલે સાડા પાંચ યા છ વાગતાં ઉઠવાનો રિવાજ રાખવાથી કલાક દોઢ કલાક દિવસના કામમાં વધારે ઉપયોગ લાગશે, તેમ વ્હેલા ઉઠવાથી શરીરમાં સ્ફુર્તિ વધારે જણાય છે અને ચિત્ત શાન્ત રહે છે. પથારીમાંથી ઉઠતાં બીજા શબ્દોચ્ચાર ન કરતાં ઇષ્ટ સ્મરણ કરવાનું છે.

જે પ્રભુએ આપણને આવી ઉચ્ચ સ્થિતિમાં જન્મ આપ્યો છે. દરેક ક્ષણે ક્ષણે જે આપણી સંભાળ લેછે. જેની કૃપાથી સર્વ વ્યવહારીક સુખ પ્રાપ્ત થાય છે. તે પરમ કૃપાળુ પરમાત્માનો પ્રાતઃકાળમાં ઉઠતા વાર ઉપકાર માનવો અને તેનું પૂર્ણ શ્રદ્ધાથી સ્તવન કરવું એ આપણું મુખ્ય કર્તવ્ય છે.

પૃથ્વી ઉપર પગ મુકતી વખતે પણ તેની ક્ષમા માગવાની છે. ને તેનું સ્તવન કરવાનું છે કે હે વિશ્વ ધારિણી તમે ઉત્તમ છો તમને મ્હારા પગનો સ્પર્શ કરૂં છું તેની મને ક્ષમા આપજો. આ પ્રમાણે પૃથ્વીની સ્તુતિ કરવી પછી જમણો પગ પહેલાં પૃથ્વી ઉપર મૂકવો.

દંતધાવન, કેશસમારન, શૌચ વિગેરે વિધિથી પરવારી સ્નાન કરવું. તારા છતાં સ્નાન કરવું એવું શાસ્ત્ર દર્શાવે છે. સ્નાન ઠંડા જળથી અને ત્યાં સુધી કરવું એવો વૈદક શાસ્ત્રનો મત છે.

દરેક બ્હેનોએ પ્રાતઃકાળમાં સૂર્યોપાસન અર્ઘ્યપ્રદાન વિગેરે વિધિથી કરવું જોઈએ. સૂર્ય પૂજા કરી તેમને બને તેટલા નમસ્કાર કરવા સૂર્ય દેવને નમસ્કાર ઘણા પ્રિય છે. ને હમેશાં સાષ્ટાંગ કરવાથી તનને પણ કસરત મળે છે.

ઘણે ભાગે આપણામાં પંચાયતન દેવ ગૃહસ્થના ઘરમાં પૂજવામાં આવે છે. તેમાં સૂર્ય, ગણેશ, વિષ્ણુ, શંકર અને દેવી એ પ્રમાણે હોય છે. તેમનું વિધિ પ્રમાણે પૂજન કરવું. પંચાયતન દેવ ન હોય તો જેના ગૃહમાં જે દેવ ઉપર આસ્થા હોય તેનું પૂજન કરવું. પૂજન સ્તવન કરી ઘરમાં જે મુરબ્બી વર્ગ હોય તેની સેવા કરવી.

વળી ગૃહસ્થને નિત્યના કામમાં પાંચ દોષ લાગે છે. ને તેનું નિવારણ શી રીતે કરવું તે સમજવું જોઇએ. એક આપણે કચરો વાળીએ છીએ તેમાં અનેક જંતુ મરે છે, બીજો ચુલો સળગાવીએ છીએ તેમાં પણ તેમજ બને છે, ખાંડવામાં દળવામાં, ને પાણી ગાળવામાં એમ હમેશાં પાંચ હિંસા થાય છે. આને માટે શાસ્ત્રે પંચ યજ્ઞ કરવા જણાવ્યું છે. બ્રાહ્મણ હોય તેને વેદ ભણવા, ભણાવવાથી ઋષિ યજ્ઞ વળે છે. શ્રાદ્ધ તથા તર્પણ કરવાથી પિતૃ યજ્ઞ, અતિથિ સત્કારથી મનુષ્ય યજ્ઞ, કીડી મંકોડા વિગેરેને આપવાથી ભૂતયજ્ઞ ને વૈશ્વદેવથી દેવયજ્ઞ વળે છે.

આ બધું હાલના કાળ પ્રમાણે પુરુષો તેમ સ્ત્રીઓને શાસ્ત્ર ઉપર અભાવ હોવાથી બને એ અશક્ય છે. પણ જો અડચણ ન હોય તો થોડો ભાત લઇ ઘી નાંખી પાંચ વખત દેવતામાં હોમવો. કોઈ દિવસ દેવતા જમાડયા શિવાય છાંટવો નહિ. કેમકે જેમ આપણે ઘેર કોઇ અતિથિ આવ્યો હોય તેને ભૂખ્યો કાઢયો હોય તો આપણને પાપ લાગે તેમ અગ્નિ દેવ પણ આપણે ઘેર અતિથિ છે તેમને જમાડયા વિના પાછા કાઢીએ તો પ્રાયશ્ચિત લાગે. કોઈ પણ સત્પાત્રને ભિક્ષા અગર કોરૂ અનાજ આપવાથી મનુષ્ય યજ્ઞ વળે છે. આને માટે આપણા લોકોમાં ઘણાં ખરાં પંચ ભાગ કાઢે છે. તેમ ગાય, કુતરાને માટે પણ કાઢવામાં આવે છે. આ પ્રમાણે દરેક ગૃહમાં થવાની જરૂર છે. જેના ઘરમાં વૈશ્વદેવ થતો હોય તેને ત્યાં તો દેવયજ્ઞ વળે છે.

બ્હેનો ! હાલમાં ઉછરતી પ્રજાને મૂર્તિ પૂજા ઉપર અનાદર હોય છે, તો તે સ્ત્રીઓને પતિની મરજી વિરૂદ્ધ ન વર્તવું. તેમને તો પોતાના પતિમાં ઇષ્ટ બુદ્ધિ રાખી તેમનું પૂજન કરવું. પતિજ બ્રહ્મા વિષ્ણુ, મહેશ્વર છે એમ માનવું. તેમ પણ તેની ઇચ્છા ન હોય તો મન વડે ઇષ્ટનું તેમ પતિનું પૂજન કરવું. પતિને પતિ રૂપે નહિ પણ ઇશ્વર રૂપે માનવાના છે. સ્ત્રીઓને સારી માતા થવામાં તથા મોક્ષ મેળવવામાં શુદ્ધ પતિવ્રત પ્હેલું પગથીઉં છે. પતિનું ખરૂં સ્વરૂપ પરબ્રહ્મ રૂપ છે. દરેક માણસ જુદી જુદી રીતે ઇશ્વરના પૂજક છે. પોતાની મનેચ્છાથી જે જેને દેવ માને તેને પરમપૂજ્ય ગણી પૂજે છે. તેવીજ રીતે સ્ત્રીને પતિ એ એક ઇશ્વરનું ચિન્હ છે, અતિ પ્રેમથી ઐક્ય થઇ પોતે ઇશ્વરનું રૂપ બને છે. આવું વ્રત આ લોક તથા પરલોક બન્નેને આપનારૂં છે. તે મેળવવાં સુજ્ઞ બ્હેનોએ હમેશાં પ્રયાસ કરવો. પણ ઉપર પ્રમાણે પતિમાં ભક્તિભાવ હોય તો તે પૂર્ણ રીતે ફળે છે.

હાલમાં સમાન હક બધાના મનની અંદર છે. તે દુર કરી ઉપર પ્રમાણે વર્તન રાખવામાં સ્ત્રીઓનું કલ્યાણ છે.

ધર્મના માર્ગનું સ્મરણ થવું કે તે રસ્તે દોરાવવું એ પણ આપણા પૂર્વના સુસંસ્કારનું ફળ છે. દરેક કાર્ય વિધિ પૂર્વક સમજીને આચારમાં મૂકાય તો તે ફળે છે. હમે-

શાં થોડા કાળ પણ એકજ વખતે નિયમિત રીતે વર્તવાથી ફાયદો થાય છે. આજે કંઇ કર્યું વળી કાલે કંઇ કર્યું વળી એક દિવસ ખાલી પણ જાય એ પ્રમાણે ન થવું જોઇએ. શાસ્ત્ર ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી. આપણા શાસ્ત્રમાં કેટલાક ઇતિહાસ એવા હોય છે કે માનવામાં શક પડે પણ તેમ ન કરતાં તેમાં શું રહસ્ય છે, તે સમજવા માટે પ્રયાસ કરવો. શંકા કરવાથી ફળ થતું નથી. ને કરેલી ક્રિયા શ્રમરૂપ થાય છે.

બ્હેનો ! ગીતામાં ત્રણ કાન્ડ બતાવ્યા છે. ને તે અધિકાર પ્રમાણે પ્રાપ્ત થાય- છે. પ્રથમ કર્મ કાન્ડ જણાવ્યો છે, પછી ઉપાસના યા ભક્તિ અને પછી જ્ઞાન એ પ્રમાણે છે. હાલમાં તો દેશકાળ જોતા આપણો અધિકાર કર્મને ભક્તિ કરવાનો છે. માટે મ્હારી સર્વ બ્હેનોએ યથાવિધિ શક્તિ પ્રમાણે વ્રત નિયમ દેવ પૂજન, સ્મરણ કીર્તન કરી જ્ઞાનનો અધિકાર મેળવવો. આપણા આર્યધર્મમાં જણાવેલા આચાર વિચાર પાળવાને સનાતન ધર્મ પ્રમાણે વર્તવું. હાલની કેલવણી પામેલા પુરૂષોનું માનવું છે કે મૂર્તિ પૂજાની જરૂર નથી. જડ પદાર્થને પૂજ્યે શું થાય? આ સમજ તેમના મનને ઠીક લાગતી હશે; પણ આપણું કલ્યાણ કરનાર ઇષ્ટદેવની પ્રતિમાઓ છે એને કાષ્ટ કે પાષાણ ધારી પૂજવાની નથી. જેની પ્રતિમા હોય તેના તરફ લક્ષ ચોટે માટે મૂર્તિની જરૂર છે. અવલંબનને માટે કંઇપણ ચીજ જોઈએ. બાકી આપણા જેવાનું ચિત્ત સ્થિર થાય નહિ માટેજ આપણા શાસ્ત્રકારોએ મૂર્તિ પૂજાનું પ્હેલું પગથીયું જણાવ્યું છે.

આપણા સ્વધર્મ પ્રમાણેવર્તિ પ્રથમ તો સેવા, પૂજા, વ્રત નિયમ કરી ચિત્ત શુદ્ધિ કરવાની છે. સતસંગતી રાખવી. સત્સંગમાં ઘણો ફાયદો થાય છે. જેવો સંગ તેવો રંગ ચઢે છે. સતસંગથી રજોગુણનો ધિમે ધિમે નાશ થાય છે. ધર્મ કાર્યમાં સતગુણી થવાની વધારે જરૂર છે. તેમ આહાર વિહાર ઉપર વધારે લક્ષ આપવાનું છે. વ્રત કરી તરેહ તરેહવારનું ફરાળ કરવું, સોકટાં બાજી કે ગંજીફા રમવાની શાસ્ત્રમાં મનાઈ છે. તે દિવસે તો ઇંદ્રિયોનું દમન કરવાનું છે. મન ઉપર અંકુશ રાખવાનો છે. જેમ ઇશ્વર ઉપર વધારે પ્રેમ ઉપજે એવા મહાભારત, રામાયણ, ભાગવત, ચન્દ્રકાન્ત, દાસબોધ વિગેરે તથા વેદાંતનાં પુસ્તકો વાંચવાં. તેમ તે દિવસે આપણા નિત્યના નિયમમાં વધારો કરી જપ જાપ વધારે કરવા. બની શકે તેટલું જપ ઉપર વધારે લક્ષ આપવું. શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ કહ્યું છે કે સૌથી મોટામાં મોટો યજ્ઞ જપયજ્ઞ છે. એમાં કંઇ પણ સામગ્રીની જરૂર પડતી નથી, ને અંતઃકરણના મળ ધોવાય છે. તેમ જપયજ્ઞમાં કોઇ પણ પ્રકારની હિંસા થતી નથી.

દરેક વ્યક્તિ પોતાના ધર્મમાં ચુસ્ત હોય છે માટે આપણે પણ આપણા વેદ સનાતન ધર્મમાં શ્રદ્ધાથી ચુસ્ત રહેવું.

થોડા દીવસ ઉપર મ્હારી એક સ્નેહી બ્હેન આવ્યા હતાં. તે જાતે શ્રાવક છે ને જૈન ધર્મમાં ઘણાં દઢતાવાળા છે. પણ એમને દેશે દેશ ફરી બધા ધર્મનું અવલોકન કરવાની હોંસ છે. એમણે દરેક ધર્મના શાસ્ત્રના પુસ્તકો ઘણા ખરા વાંચ્યા છે. અત્રે આવ્યા તે વખતે મીશનરી લોકોનું દેવળ જોવા તે ગયાં હતાં. તે જોઇને આવીને મને તેમણે કહ્યું કે બ્હેન આપણા લોકો જેના સંગથી નાસ્તિક થાય છે તે લોકો પોતાના ધર્મમાં કેટલા બધા ચુસ્ત છે. ત્યાં એ લોકોના બાળકોથી કે વૃદ્ધો બધા એકઠા થએલા

હતા. ત્યાં પણ મૂર્તિ છે. દરેક માણસની દૃષ્ટિ એમના આચાર્યના ઉપર હતી ને તે શું કહે છે તે ઘણીજ શાન્તિથી લક્ષ આપી સાંભળતા હતા. જે પ્રમાણે આચાર્ય બતાવે છે તે પ્રમાણે દર્શાવી સઘળી ક્રિયા કરે છે. બીલકુલ કોલાહલ નહોતો ને ઘણી શાન્તિ પ્રસરેલી તેમના જોવામાં આવી. તેથી તેમનું મન ઘણું રાજી થયું. તેમણે કહ્યું બ્હેન આપણ આર્ય બહેનો આવાં શાન્ત ક્યારે થઇશું. એ લોકો જેવી શાન્તિથી એકઠા મળી પ્રાર્થના કરે છે તેવી રીતે આપણા લોકોને કરતા ક્યારે જોઇશું, આપણામાં શું એ ન બને, આવી રીતે તેમનું બોલવું થયું હતું.

હું પણ કહું છું કે એ પ્રમાણે બનવામાં મુશ્કેલ નથી. પણ દરેક મતની ભિન્નતા ટાળી સૌને યોગ્ય લાગે તેમ પોતાના ઇષ્ટની પ્રાર્થના કરે તો આપણામાં પણ ઉપર પ્રમાણેનું બને. આપણામાં તો ચાર એકઠા થયાં કે વાતોનો રસ વધે છે, તેમ દરેકના ધર્મમાં મતભેદ હોય છે. તે દુર થવો જોઇએ પૂર્ણ બ્રહ્મ પરમાત્મા એકજ છે. દરેકના ધર્મ પ્રમાણે સૌએ તેના નામ જુદા કલ્પ્યાં છે. માટે ભેદ ભાર રાખવો નહિ ને એકત્ર થઇ પરબ્રહ્મ પરમાત્માની અનન્યને નિષ્કામ ભક્તિ કરવી એ આપણું કર્તવ્ય છે.

બ્હેનો મોહને વશતો ઘણા જણ છીએ. પણ ઉછરતી પ્રજામાં તો મોહાંધપણુંજ જોવામાં આવે છે. ઘણાના મનમાં તો ઇશ્વરના અસ્તિત્વમાં પણ શક છે ને પોતાનો પુરૂષાર્થજ શ્રેષ્ઠ માને છે. આ બાબતનું પ્રત્યક્ષ પ્રમાણ જોવામાં આવે છે, પણ તેમનાથી સમજાતું નથી. આપણે કેટલાકને ઘણા શ્રીમાન્ જોઇએ છીએ કેટલાકને છેક નિર્ધન અન્ન વસ્ત્ર વગરના પણ જોઇએ. છીએ કેટલાકને ઘણાં છોકરાં હોય છે. ને કેટલાકને એક બાળક વગર વંશ જાય છે. આ સર્વ લીલા ઇશ્વરનાજ હાથમાં છે. સૌના પ્રારબ્ધ પ્રમાણે સૌ બને છે. "કરશો તેવું પામશો" એ કહેવત સ્વાભાવિક છે. ને તેનો અનુભવ ઉપર પ્રમાણે થાય છે કે કર્યું છે તેનું ભોગવવું ને કરી શું તેવું પામીશું માટે આ ભવમાં એવું કરવું કે પૂર્વે કંઇ પણ દુષ્કૃત કરેલાં હોય તેનું પણ પ્રાયશ્ચિત થાય.

મમતાને તજી મોહાંધપણું તજવું જોઇએ. કંઇ પણ વસ્તુમાં પ્રીતિ ઉપજે છે એટલે તેમાં આપણને મોહ ઉપજે છે. એ ચીજ ક્ષણ ભંગુર છે એવું મનમાં સારી રીતે સમજવું જોઇએ. દેવ, મનુષ્ય, પશુ, પક્ષી અને સર્વ પદાર્થ અવિનાશી નથી. દરેક ચીજ નાશવંત છે. દેવતાને પણ પુણ્ય કર્મ ભોગવાઇ રહે છે એટલે સ્વર્ગનું સુખ નાશ પામે છે. મનુષ્યમાં પણ તેમજ છે. આપણાં વડીલો ક્યાં છે ! કાળે કરીને આપણે પણ નહિ હોઇએ એવો વિચાર કરવો. વ્યવહાર પુરતો મોહ રાખવો પણ અંતર રાગ તજી દેવાનો છે. બ્હેનો ગજેન્દ્રમોક્ષ તો ઘણાએ વાંચ્યું હશે. તો ગજેંદ્ર એ આપણું મન છે કાળ કરાળ એ ગ્રાહ છે સંસાર રૂપી સાગરમાં આપણે ઘસડાયાં જઇએ છીએ. ગજેન્દ્રને એના પુત્ર સ્ત્રી વિગેરે ઘણાં જણ છોડાવવા આવ્યા પણ કોઇ તેને છોડાવી શક્યું નહિ.

પણ એના સંસ્કાર ઉદય થવાને ને શ્રી પરમાત્માની પરમ પ્રેમથી અનન્ય ભક્તિ કરી ત્યારે શ્રી હરિએ તેને મુક્ત કર્યો. તેમ આપણે પણ ધર્મ રીતિએ વર્તિ પરમાત્માની પૂર્ણ શ્રદ્ધાથી ભક્તિ કરી તેના પદને પામવાનો માર્ગ શોધવો એજ આપણને સદાય થઇ સંસાર સાગરમાંથી તારશે.

બ્હેનો મ્હારી અલ્પ સમજ પ્રમાણે મેં આ વિષય લખ્યો છે. હું પણ તમારા સ-ર્વના જેવીજ છું. કાંઈ વિશેષ નથી. પણ આપણ સર્વને ઉદ્દેશીનેજ લખ્યું છે. જ્યારે આપણે સર્વ બ્હેનો દર્શાવેલા શાસ્ત્ર નિયમને માર્ગે વહન કરીશું ત્યારે આપણાં ગૃહ પણ દેવમંદિર જેવાં બનશે, ને સંસ્કારી માતાઓને હાથે પ્રજા ઉછરશે ત્યારે આપણી પૂર્વની સ્થિતિને પહોંચતાં વાર નહિ લાગે એવું મારૂં માનવું છે. આ વિષયમાં ઘણી ન્યૂનતા રહી હશે તો તે મારે સર્વની ક્ષમા માગું છું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

સૌ. રૂક્મણી બ્હેન.

---

# વાર્તાલહરી.

---

## વિધવા—એક ચિત્ર.

---

( લેખક. રા. હરિશંકર હરજીવન ત્રિપાઠી.

---

### ૧.
### આગબોટમાં.

મધ્ય રાત્રિનો સમય થયો હતો. આકાશ સ્વચ્છ હતું. ચંદ્રમા પોતાના પૂર્ણ તેજમાં પ્રકાશી નિકળ્યો હતો, અને જગતને આનંદ આપવાથી જાણે પ્રફુલ્લિત થયો હોય નહીં શું એમ સર્વત્ર પોતાની રૂપેરી પ્રભા પ્રસારીને વ્યોમમાં નાચતો હતો. વાદળી રંગનું આકાશ ઝગમગતા તારાઓથી, જાણે લોખંડનું બુટ્ટાદાર બખ્તર યોદ્ધાને ઢાંકી દેતું હોય તેમ પૃથ્વીને વિંટાળી દેતું હતું; અને આખું જગત્ દિવસના કાર્યમાંથી મુક્ત થઈને થાક ઉતારવાને માટે આરામ લેતું હોય એમ નિશ્ચેષ્ટ થઈને સુતું હતું.

આવે વખતે એક આગબોટ, મહાસાગરમાં મુંબઈ તરફના બારાનો રસ્તો ઝુસવાટ કરી કાપતી હતી. તેનાં ઉતારૂઓને આસપાસનો દેખાવ ઘણો રમણીય લાગે એવો હતો. વેગથી ઉછળતાં મોજાંઓમાં પ્રતિબિંબ પાડતાં ચંદ્રનાં કિરણ, જોનારને કંઈ અલૌકિકજ આલ્હાદ આપતાં હતાં કર્ણેન્દ્રિયને હળ હળ કરતા પાણીનો પ્રવાહ એક સ્વર્ગીય ગાન સંભળાવતો હતો. દૃષ્ટિસીમા પાસે મળતાં આકાશ તથા સમુદ્ર ઇશ્વરનો પ્રભાવ સૂચવતાં હતાં; અને તારાઓ તથા ચંદ્રમા સહિત આકાશનું પ્રતિબિંબ પાડતો સમુદ્ર, જાણે પોતાના ઉદરમાં બીજુંજ વ્યોમ ધરાવતો હોય નહીં એમ ભ્રાન્તિ કરાવતો હતો. ઉડુગણ મંડળમાં એક ઠેકાણે સપ્તર્ષિનું મંડળ ખગોળ વિદ્યાના રસિકને અવર્ણનીય ઉત્સાહ આપતું હતું, જ્યારે જુદાં જુદાં બીજાં ઝુમખાંઓ એમ દર્શાવતાં હતાં કે, જગત્ કર્તાનાં કાર્યો ગણવાં એ તેમને ગણવા જેટલાં અસંખ્ય છે. પણ ઇશ્વરની લીલાનું અવલો-

ફન કરતા, તથા આકાશ તરફ સ્થિર દૃષ્ટિથી જોતા, આગબોટમાંના એક યુવક તરફ ચાલો આપણે આપણી દૃષ્ટિ ફેરવીએ. આ સમયે આગબોટમાંના ઘણા ખરા ઉતારૂઓ નિદ્રા દેવીને આધીન થઇને પડેલા હતા. ફક્ત [1]કેબીનની અંદર એક ઝાંખો દીવો બળતો હતો, અને સ્ત્રીઓનો વાતો કરતો મૃદુસ્વર સંભળાતો હતો. આગબોટ ખાનગી હોવાથી, તથા તેમાં એક સારા રાજ્યના અમાત્યનું કુટુંબ હોવાથી, તે ભાગ ખાસ સ્ત્રીઓને અલાયદોજ સોંપવામાં આવ્યો હતો અને પુરૂષ વર્ગે બ્હાર [2]ડેક ઉપર પોતાનો પડાવ નાંખ્યો હતો. પણ અંદર પુરતી જગ્યા ન હોવાથી, ગરીબ સ્થિતિની લુવાણા જ્ઞાતિની બે ડોશીઓને બહારજ જગ્યા આપવામાં આવી હતી. સ્વાભાવિક રીતેજ વૃદ્ધ મનુષ્યોને નિદ્રા થોડી આવે છે, અને તેથી આ વૃદ્ધ ડોશીઓનું જોડું પણ હજી ઉંઘ્યું ન હતું. તેઓ એક બીજાની સંસારિક સ્થિતિની વાતો કરતાં હતાં. જ્યારે એક પોતાની પુત્ર વધુની ફરિયાદ કરતી હતી ત્યારે બીજી પોતાનાં મૃત બાલકોને સંભારીને પોતાનું દુઃખ દર્શાવતી હતી. કહ્યું છે કે—" સરખે સરખાં મળ્યાં અને ભવના ફેરા ટળ્યા, " અને આ ડોશીઓની બાબતમાં પણ એવું હોવાથી તેમની વાતોનો પાર આવે એમ ન હોતું; અને તેથી આપણે આગળ કહેલા યુવક તરફ આપણું ધ્યાન દોરાવીએ.

કેબીનના મુખ્યદ્વારની પાસે એક ખુરશીના ગોળ આકારની બેઠક હતી, અને ત્યાંથી કેબીનમાં શું થાય છે, તે બધું દેખાય એવું હતું. આ બેઠક ઉપર આપણે કહી ગયા તે યુવકે પોતાનું આસન લીધું હતું. તેની મુખમુદ્રા ગોળ તથા ભવ્ય હતી. નેત્ર વિશાળ હતાં અને દીર્ઘદૃષ્ટિ તથા દયાળુપણું સૂચવતાં હતાં. શરીરનો વર્ણ ગૌર હતો તથા તેની ઉમર લગભગ વીશ, એકવીશ વર્ષની કળી શકાતી હતી. બહુ ટાઢ હોવાને લીધે એક કીમતી સોનેરી શાલ તેણે શરીરની આસપાસ લપેટેલી હતી, અને પવનમાં ઉડતા તેના મસ્તકના લાંબા વાળ, આકાશ તરફની તેની સ્થિર દૃષ્ટિ, અને પલાંઠી વાળેલી તેની આકૃતિ અતિ રમણીય અને આકર્ષક લાગતાં હતાં. વાંચનારને આ યુવકનું રહેજસાજ વૃત્તાંત આપીને આપણી વાર્તા આગળ ચલાવીશું.

તેનું નામ સુબોધચંદ્ર હતું. મુંબઇની એક સારી કોલેજમાં તે બી. એ. નો અભ્યાસ કરતો હતો. તેના પિતા એક મ્હોટા સ્ટેટમાં સારી જગ્યાએ હતા, અને કોલેજમાં રજા પડતાં સુબોધ વારંવાર તેમની પાસે જતો. તેનો સ્વભાવ ઘણોજ આનંદી હતો અને માતાપિતાને તથા ન્હાની બ્હેન મૃણાલિનીને તેની વાર્તા બહુજ આનંદ આપતી હતી. ગાયનમાં તે કુશળ હતો અને ચિત્રકળામાં પણ ફર્સ્ટ ગ્રેડની પરીક્ષા તેણે પાસ કરી હતી. સારે ભાગ્યે પૈસાદાર વર્ગના વિદ્યાર્થીઓમાં જે અસર થાય છે, તે તેને મુંબાઇમાં રહેવા છતાં થઇ નહોતી. તેનો સ્વભાવ જો કે તેના પરિચયમાં આવેલાને બળતાવડો લાગતો, તોપણ અજાણ્યાની જોડે તે ગંભીર રહેતો, અને આવા સ્વભાવને લીધે ખરાબ સોબતથી તે બચ્યો હતો. તેનું મૂળ વતન અમદાવાદ હતું અને તેનું લગ્ન એક સારા ઓફિસરની કન્યા જોડે કરવામાં આવ્યું હતું. તેના પિતા સુધારક હોવાથી, તેની પત્નિની વયમાં લગભગ આઠ વર્ષનું અંતર રાખ્યું હતું અને તેથીજ તે ભણવાને શક્તિમાન્ થયો હતો. તોપણ તે સાંસારિક દંપતી સુખથી છેક અજાણ્યો નહતો. સંસ્કૃત

---

૧ આગબોટની અંદરનો ભાગ. ૨ આગબોટનો ઉપરનો ભાગ.

કવિયોનાં નાટકોએ તેને રસિક કીધો હતો, અને શકુન્તલાના તો દરેક શ્લોક તેને જીભ્હાગ્રે હતા. રસિલા કવિ કાલિદાસના રસિલા વાંચક સુબોધને શકુન્તલાને સાસરે જતાં કણ્વની ની શીખામણ અતિપ્રિય થઇ પડી હતી. એથી પોતાની પ્રિયાને તેનું ભાન કરાવવાને માટે તેણે એ શ્લોકનું ગુજરાતી કવિતામાં ભાષાન્તર કરીને કાગળ મારફતે મોકલ્યું. ગરીબ બિચારી સુમિત્રા ! તે રસિકની રસિલી કવિતાનો જવાબ આપી શકી નહીં. અને જો કે તેની ઉમ્મર તેર વર્ષની હતી તો પણ તે શંકલદેવની દેવળ દેવી જેવી ઉન્મત્તિની નહોતી. તેનો સ્વાભાવ બહુજ ગરીબ હતો. તે છતાં ઘણો વિચાર કર્યા પછી, ઘણા કાગળો ફાડયા પછી, તથા ઘણી લીંટીઓ છેકયા પછી આખરે તે મહા મહેનતે એક ભાગ્યો તૂટયો કાગળ લખવાને શક્તિમાન થઈ. વાંચનાર, આ ઉપરથી હેં એનું સ્હેજ પણ અનુમાન કર્યું હશે કે સુબોધ અત્યારે શા વિચારમાં હતો ! એક તરફ તે સુમિત્રાનો કાગળ વાંચીને આનંદના ઉભરામાં સ્નાન કરતો હતો ત્યારે બીજી તરફ અંદરથી આવતા સ્ત્રીઓના મધુરસ્વરો તરફ તેનું ધ્યાન ખેંચાયું હતું. આ પ્રમાણે વિચારના ચકડોળે ચડેલો આપણો યુવક ઘડીમાં આકાશમાં તારાઓ તરફ જોતો તથા ઘડીમાં જળમાં ચંદ્રમાનું પ્રતિબિંબ જોતો નિમગ્ન થઇને બેઠો હતો. ઓચિંતી સુબોધની વિચાર માળા તૂટી દાસીઓએ હવે પોતાની સંસારિક કથાનું પિંજણ પુરૂં કર્યું હતું, અને કુદરતની લીલાએ તેમને પણ આકર્ષ્યાં. એક દાસી ધીમે સ્વરે ભજન બોલવા લાગી:—

* * * * * *

"હે પીતા ગુલાબકા પ્યાલા કે સંગે કોઇ બીના આયા " આ લીટી સુબોધને કાને અથડી, અને કર્ણને ભેદીને મનને ડોલાવ્યું. વિચાર સાગરમાં મોજાંઓ ઉછળવા લાગ્યાં, અને સુબોધ જાણે સમાધિમાં હોય એમ અંગ્રેજીમાં બડબડયો *" yes beautiful as these lines are, beautiful are the sentiments that they invoke in me. A day will come when I also shall be no more. What is the utility of my life then ? To vanish like a dream from the face of this earth ! Oh no, they remind me long fellow's well known lines.–

> " Lives of great men always remind us
> *How we may make our lives sublime*
> So that we may leave our footprints behind us
> × × × × × × on the sandstone of time."

and then again........."

---

* સાચે કહ્યું છે આ સુંદર લીટીઓ, મારા મનની અંદર સુંદર ભાવનાઓને જન્મ આપે છે. એક દિવસ આવશે, કે જ્યારે હું પણ આ દુનિયાની હમેશને માટે રજા લઈશ. જીવનનું ત્યારે સાર્થક શું ? સ્વપ્નની પેઠે સૃષ્ટિની અંદરથી અલોપ થવું! ના ના મને કવિ લોંગફેલોની લીટીઓ યાદ આવે છેઃ—

"મહાન્ મનુષ્યોનાં જીવન બતાવે છે કે આપણે આપણી જીંદગી કેવી ઉત્તમ રીતે ગુજારીને કાળના ચક્ર ઉપર નિશાન મૂકી જઇએ.

એટલામાં સમાધિ તૂટી કેબીનના દાદર ઉપરથી ચડતાં ધીમાં પગલાંનો અવાજ સંભળાયો અને સુબોધને કાને રૂપેરી ઘંટડીમાંથી નિકળતા ઝણકાર જેવા અતિ મધુર શબ્દો પડયા.

" અહો સુબોધભાઇ, હજુ ઉંઘ્યા નથી. બધાં નિદ્રાધીન થઇ ગયાં છે, જ્યારે તમે તો જાણે સમાધિમાં બુદ્ધ દેવજ બેઠા હોય એમ સ્તબ્ધ બેઠા છો ! ભાઈ, સુમિત્રા ભાભીનો વિચાર કરો છો કે અભ્યાસનો ?

વિચારમાંથી જાગેલો સુબોધ પહેલાં તો પ્રશ્નનો અર્થ પુરો સમજી શકયો નહીં. પણ પછી તરતજ સમજતાં બોલ્યો-ઈંદીરા બ્હેન, કંઇક એમ છે ખરૂં. પણ મને તમારી ભાભી કરતાં તમારા વિચાર વધારે આવે કારણ કે—

સુબોધ પોતાનું વાક્ય પુરૂં કરે એટલામાં અંદરથી ઇંદિરાની કાકી બિંદુમતીના ન્હાના પુત્રનો રડવાનો અવાજ આવ્યો. " સુબોધભાઈ, હું હમણાં આવું છું " એમ કહીને ઇંદિરા કેબીનમાં અદ્દશ્ય થઇ ગઈ.

૨

## ઇંદિરા.

આ સ્થળે વાંચનારને ઇંદીરાનું ઓળખાણ કરાવવું ઉપયોગી થઇ પડશે. જે રાજ્યમાં સુબોધના પિતા હતા, તે રાજ્યના એક ધનાઢ્ય ગૃહસ્થની તે પુત્રી હતી. એકની એકજ પુત્રી હોવાથી તથા પુત્ર ન્હાનો હોવાથી પિતાનું તેના ઉપર નિ:સીમ વ્હાલ હતું; અને હોય તેમાં કંઇ નવાઈ જેવું નહતું. ગમે તે પ્રથમ પરિચયમાં આવનારને પણ તેની આકૃતિ આકર્ષણ કર્યા વગર રહેતી નહોતી. તેનાં લોચન અણીઆળાં તથા પાણીદાર હતાં. મનસિજના ધનુષ્યની પેઠે ઝીણી કમાનવાળી ભ્રમર તેમના ઉપરે આવેલી હતી. નાક સ્હેજ ઉન્નત પણ પ્રમાણસર હતું. તેની પારદર્શક ત્વચામાંથી રૂધિરનો લાલાશ પડતો રંગ તંદુરસ્તી સુચવતો હતો, અને શ્વેત મુખકમળમાં આવી રહેલા રક્ત ઓષ્ઠ કંઇક અલૌકિકજ રૂપ આપતા હતા. તેની ઉમ્મર લગભગ પંદર, સોળ વર્ષની હતી. મુખ છાયા :નિર્દોષતા તથા મળતાવડાપણાનું ભાન કરાવતી હતી, અને તેનો હમેશાં હસતો ચ્હેરો સહવાસમાં આવેલાને આનંદ આપતો હતો. ગમે તેની જોડે છૂટથી હસવા બોલવાની તેને ટેવ હતી. ગુજરાતી પૂર્ણ ભણ્યા ઉપરાંત તેણે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો. અને પિતાના પરિશ્રમથી ગીતાનું રહસ્ય સમજવાને શક્તિમાન થઇ હતી. બધા શ્લોક તેને જીહ્વાગ્રે હતા. સુબોધનો પિતા તથા ઇંદિરાનો પિતા ગાઢા મિત્રો હતા, અને તેથી સુબોધને તથા ઇંદિરાને ન્હાનપણથીજ ભાઇ બ્હેન જેવો પરિચય હતો. કોઇ કોઇ વખતે નવરાશની વેળાએ ઇંદિરાને સુબોધ સંસ્કૃતના કઠણ શ્લોક સમજાવતો, અને ઇંદિરાને પણ તેની પાસે શિખવું આત રમુજી થઈ પડયું હતું, સુરતમાં તેનું લગ્ન એક સાધારણ કુટુંબના સાધારણ છોકરા વેરે કરવામાં આવ્યું હતું. તે અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણતો હતો, પણ તેની ઉમ્મર કમનશીબે ઇંદિરાથી એક બે વર્ષે ન્હાની હતી. તેના પિતા ન હોવાથી માતાએ તેને લાડમાં ઉછેર્યો હતો અને તે છતાં સ્વાભાવિક રીતેજ તેનો સ્વભાવ ગરીબડો હતો. ઇંદિરાને રમેશ કરીને એક ચાર, પાંચ વર્ષનો ન્હાનો ભાઇ

હતો. તોફાની રમેશ પિતાની પાસે આવનારા ગૃહસ્થોની પાઘડીઓ ઉછાળવામાં અથવા તો બીજી કંઇ મસ્તી કરવામાં કુશળ હતો પિતાનું તે માનતો નહતો, પણ ઇંદિરાની તેને જ. બરી ધાક હતી. માતા ન હોવાથી. ભગિનીનું ધ્યાન રમેશને ઉછેરવામાં તથા ભણાવવામાં હતું. ન્હાનો રમેશ કાલું કાલું બોલીને તેને બહુજ આનંદ આપતો અને ઈંદિરા પોતાના જીવ કરતાં પણ તેને વધારે ચ્હાતી હતી.

જે વખતે સુબોધની જોડે વાર્તાલાપ કરવાને તે અંદરથી બ્હાર આવી ત્યારે તેણે શ્વેત સાળુ પહેર્યો હતો. હાથમાં ફક્ત ઝીણી સોનાની બંગડીઓ હતી, અને કંચુકી પણ સાદી શ્વેત વસ્ત્રનીજ હતો. રાત્રિના સમયમાં ચંદ્રના પ્રકાશમાં ઇંદિરાનો આવો સાદો પહેરવેશ તેની કાન્તિને અવર્ણનીય પ્રભાવ આપતો હતો. સુબોધ તેની રજાઓ પુરી થતાં મુંબઇ જતો હોવાથી, ઈંદિરા પોતાની કાકી બીંદુમતિની જોડે તેને સાસરે સુરત જતી હતી, પણ વાંચનારને આગળ વધ્યા પહેલાં ઇંદિરાની સાંપ્રત સ્થિતિનું ભાન કરાવવું જોઇએ. તેના વર્ણન ઉપરથી વાંચકને કંઇક ખ્યાલ આવ્યો હશે, અને પુરતો સંદેહ ભાગવાને એટલું કહેવું બસ છે કે સૌભાગ્યવતીને ભૂષણરૂપ મસ્તકને શોભાવતો નાગફણાના જેવો ચોટલો તથા કપાળમાં ચાંલ્લો ઇંદિરાને આપણી વાર્તાની વખતે દીપાવતાં નહોતાં. તેનું સૌભાગ્ય સ્વપ્નની પેઠે, છ મહિનામાં નષ્ટ થયું હતું તેનો હમેશાં મલિ રહેનો પતિ દારૂણ ક્લેશના ભોગ થઈ પડયો અને ઇંદિરાને છાતી ફાડી નાંખનારા સમાચાર મળ્યા. તેના પિતાનું દુઃખ આ વખતે અસીમ હતું. અને ગરીબ બિચારી કમનસીબ ઇંદિરા, રોજ ઓરડાનાં દ્વાર વાશીને રોયા કરતી હતી. રોવું શાનું આવે છે તે પુરેપુરૂં તેણી સમજી શકતી નહોતી. ન્હાનો રમેશ પિતાને કંઠે વળગીને કાલા શબ્દોમાં હમેશ પુછતો 'પિતાજી—ઈંદિરા કેમ લોજ લોયા કરે છે. તેનો ચોતલો કેમ કઢાવી નાંખ્યો છે. મને તો એવું માથું નથી ગમતું વગેરે' પિતા તેનુ મ્હોડું દાબી દેતો અને ઈંદિરા હવે પહેલાં કરતાં પણ રમેશની જોડે વધારે કાળ ગાળવા લાગી. સમયે આ દુઃખનો ઘા કંઈક રૂઝાવ્યો હતો આજે ઇંદિરાને વિધવા થયાને છ મહિના થયા હતા. કુળવાન મા બાપની કુળવાન બાળાને ગીતાના ઉપદેશે હજુ સુધી યોગ્ય માર્ગેજ દોરી હતી. હજુ નિર્દોષતા તેના ચહેરાને દૈવી પ્રભાવ આપતી હતી. સુબોધ પાસેથી સંસ્કૃત નાટકો વાંચવાને શિખેલી બાળાને તેમાંની નાયિકાઓના ભાવ હજુ નવીનજ હતા. અને હવે તેને અજાણપણામાંજ સુખ હતું. હતભાગિની ઇંદિરા (!) પોતાનો સઘળો કાળ રમેશને કેળવવામાં અને ગૃહકાર્યમાં ગાળતી હતી. ઈંદિરાનો હસમુખો ચહેરો તથા છુટથી વાત કરવાની ટેવ તો હજુ જેવાંને તેવાંજ હતાં અને તેથી તેના સહવાસમાં આવનાર દરેકની તે પ્રીય થઇ પડી હતી. તેની સખીઓ અસંખ્ય હતી, પણ વિધવા થયા પછી ઇંદિરાએ તેમનો પરિચય ઓછો કર્યો હતો. યુવાનીના ઉન્મત્ત પવનમાંથી પોતાને બચવાનું છે એમ તે હવે સમજવા લાગી હતી, અને જો કે દિવસનો ઘણો ખરો ભાગ તે કામકાજમાં તથા વાંચવામાં ગાળતી, તો પણ મૃતપતિનું સ્મરણ તેને કોઇ કોઈ વાર થઈ આવતું. પતિના સહવાસમાં તે એક, બે મહિના રહી હતી, અને તેના શાંત સ્વભાવે તેનું આકર્ષણ કર્યું હતું. પણ તે સમય નિર્દોષતાનોજ હતો. અને પ્રીતિની સાંકળ બંધાયા પહેલાં તુટી ગઈ. હવે ઇંદિરાએ પોતાનું ધ્યાન પુસ્તકો તરફ દોડાવ્યું, તથા સ્હેજ

સાજ ઘર ઉપયોગી વૈદું વગેરે વાંચવા માંડયું હતું. આપણે આગળ જોઇ ગયા તેમ ઇંદિરા 'આવું છું' એમ કહીને કેબીનની અંદર ગઇ. બિંદુમતીનો ધાવણો પુત્ર જાગ્યો હતો, અને ક્ષુધાને લીધે રડતો હતો. ઇંદિરાએ તેને તેડયો અને ચુંબન કર્યું. સપડી ઉપર ગાયનું દુધ ઉનું મુક્યું અને હળવે હળવે ચમચાવતી પાવા લાગી. બાળક હસ્યો, ઇંદિરા પણ તેના સામું જોઇને હસી. બાલકની નિર્દોષતામાં ઇંદિરાની નિર્દોષતા ભળી, અને ચુંબનના રૂપમાં અદૃષ્ય થઈ ગઈ. બાળકને તેની માતાને સ્વાધીન કરીને ઇંદિરા ઉપર આવી. બ્હારથી સુબોધ આ બધું જોયા કરતો હતો. ઇંદિરાએ આવતાં વેંતજ પુછયું-"સુબોધભાઈ તમે શું કહેતા હતા" સુબોધ ખમચ્યો. જરા વિચારમાં હોય, એમ દેખાયો, અને પછી હળવેથી બોલ્યોઃ-બ્હેન, હું એમ કહેતો હતો કે મને તમારો વિચાર આવે છે. ૭ મહિના પહેલાં તમારૂં મુખ જોઇને સઘળા શુકન માનતા હતા. આજ તમારો પડછાયો પણ અપશુકનમાં ગણાય છે. શું ઇશ્વરની એવી ઇચ્છા કે તમારાં જેવાં નિર્દોષને દુઃખ આપવું? અથવા તો આપણે હાથે કરીને રૂઢિને અનુસરીને નકામું દુખ ઉભું કર્યું છે? સુધારાવાળાઓ શું પુનર્વિવાહ કરવામાં ખોટા છે?

ઇંદિરા—સુબોધભાઈ, આ બાબત ગંભીર છે શું તમારા જેવા કેળવાયલાઓથી જ્ઞાતિ બંધન તોડી ન શકાય? હવે તો ઘણાએ એમ કરવાને શક્તિમાન્ થયા છે. પણ ભાઈ, મારા વિચાર આ બાબતમાં જુદા છે મેં ઘણા વિચારો કર્યા છે, બે બાજુની દલીલો જોઈ છે, અને મને તો એ ઠીક લાગે છે કે—

ઇંદિરા પોતાનું વાક્ય પુરૂં કરે એટલામાં અંદર એક સ્ત્રીનો વાતો કરવાનો અવાજ સંભળાયો. બીજી બધી સાંભળતી હતી અને એ પોતાની કર્મકથા રડમસ ચહેરે તથા રોતી ભાષામાં કહેતી હતી. ઇંદિરા તથા સુબોધની વાર્તા બંધ પડી, અને બન્નેનું ધ્યાન તેની વાતોમાં ખેંચાયું. (અપૂર્ણ.)

# વિવિધ વિહાર.

## સ્ત્રી કેળવણી.

લેખક રા. મોહનલાલ પા. દવે. એમ. એ. એલ. એલ. બી.

(સાધન પાને ૩૦૭ થી.)

**નૈતિક કેળવણીઃ-** એ શીવાય, સ્ત્રીઓને ઉતમ ગૃહ શિક્ષણ અપાવવું જોઇએ, સારાં નીતિનાં પુસ્તકો, સીતા, સાવિત્ર, દમયન્તી વગેરે સાધ્વી સ્ત્રીઓનાં ચરિત્રો તેઓના હાથમાં મુકાવવાં જોઇએ, અને માતા તરફથી સ્ત્રી તરીકેના ધર્મનો ઉપદેશ પણ તેમને થવો જોઇએ. સાસરે મોકલવાની જેટલી ઉતાવળ કરવામાં આવે છે અને તે વિષે જેટલી કાળજી રાખવામાં આવે છે તેટલી ઉતાવળ અને તેટલી કાળજી શ્વસુર કુટુમ્બમાં

કેવી રીતનું વર્તન રાખવું એ વિષે ઉપદેશ આપવામાં નથી રખાતી. એ જો સિદ્ધ ન હોત તો આ લેખમાં તે તરફ લક્ષ દોરવાની જરૂર પડત નહીં. પણ વસ્તુ સ્થિતિ એવી છે કે સાસરામાં પતિ વગેરે સમ્બન્ધીઓની સાથે કેવી રીતનું વર્તન રાખવું અને તેના તરફ શી શી ફરજો બજાવવાની છે તે સમજાવવાને બદલે ક્વચિત્ ક્વચિત્ "સ્ત્રી સ્વાતંત્ર્ય," "સમાન હક" વગેરેના મિથ્યા બકવાદથી તેના મગજમાં પોતાનાં ખરાં કર્તવ્યો વિષે ભારે ગુંચવણ ઉત્પન્ન કરવામાં આવે છે, અને સમાન કે ઉતરતી સ્થિતિની અજ્ઞાન બાળકીઓના સંગથી એ ગુંચવણ દૂર થવાનો સંભવ નથી. વિલાયતમાં પણ રાજ્યદ્વારી બાબતોમાં સ્ત્રીઓના હક વિષે કેટલો મત ભેદ પડયો છે તે પરથી સ્હેજ સમજાશે કે ત્યાંના 'સુધરેલા' લોકોમાં પણ સમાનતાના વિચાર કંઈક મર્યાદિત છે; અને સંસાર વ્યવહારમાં પણ ઉભય એક બીજાથી તદ્દન સ્વતંત્ર હોય છે એમ નથી હોતું. કેટલીક યુનિવર્સિટીમાં, ઉંચી પરીક્ષામાં પાસ થનારી સ્ત્રીઓને ડિગ્રી (પદવી) આપવી કે નહીં તે વિષે પણ મતભેદ હોય છે. "ઇંડિયન લેડીઝ મેગેઝીન"માં એક અંગ્રેજ બાઇ લખે છે તે પ્રમાણે, "In the long run, whatever suffragettes may say, men rule." (મતાધિકારને માટે લ્હડનારી સ્ત્રીઓ ગમે તેમ કહે, પણ આખરે પુરૂષનીજ સત્તા ચાલે છે). એ પરથી સ્ત્રીને દાસી જેવી ગણવાની કે તેને સલાહકાર ન ગણતાં માત્ર આજ્ઞા કારિણી જેવી માનવાનો પુરૂષનો ધર્મ નથી, તેમજ 'પતિ ઉંઘે પછી ઉંઘવું અને ઉઠે ત્યાર પહેલાં ઉઠવું, પતિએ જેમાં ભોજન કર્યું હોય તેજ થાળીમાં જમવા બેસવું,' વગેરે સૂક્ષ્મ નિયમોનાં પાલન વિષે આગ્રહ કરવો પણ જરૂરનો નથી, જ્યાં સ્નેહ હોય ત્યાં સ્વાભાવિક રીતે જેવાં પ્રકારનું વર્તન રખાય તેને માટે વિસ્તૃત નિયમો કર્યાથી કૃત્રિમતા આવી જાય છે અને સ્નેહનાં સૂચક તરીકે એ વર્તનની ખુબી પણ નષ્ટ થાય છે. એ નિયમોનું સખ્ત પાલન થતું હોય છે એમ માનવું એ મૂર્ખાઇ ભરેલું છે. એકવાર જે થાળીમાં પતિએ ભોજન કીધું હોય તેમાંજ ફરીથી બેસવાનું તેને પોતાને કહેવામાં આવે તો તે તેને રૂચે કે નહીં એ સંશય ભરેલું છે, પણ તેથી તેને પોતાની જાતને માટે તિરસ્કાર છે એમ માનવાનું લેશ માત્ર પણ કારણ નથી. એ નિયમો માત્ર સ્ત્રીઓ પતિ તરફ માનની અને સ્નેહની લાગણીથી જુએ છે એટલુંજ સૂચવે છે, જ્યાં એ માન અને સ્નેહ હોય ત્યાં એ નિયમોનાં સખ્ત પાલન વિષેનો આગ્રહ નકામો છે, જ્યાં એ લાગણી ન હોય ત્યાં એવી કૃત્રિમતા કેવળ અર્થ હીન-નિરર્થક છે.

આપણા અવિભક્ત કુટુંબમાં પતિ ઉપરાંત બીજા સમ્બન્ધીઓ તરફ પણ સ્ત્રીને જુદા જુદા ધર્મ બજાવવાના છે. તેણે સહનશીલતા રાખવી જોઇએ, મધુર ભાષિણી થવું જોઇએ, અને ગૃહકાર્યની કુશળતા આદિવડે સર્વ કુટુંબીઓને સંતોષ આપવો જોઈએ, સંસારમાં અનેક પ્રસંગો એવા આવે છે કે જ્યારે ગમે તેવી સંભાળ રાખ્યા છતાં પણ કેટલુંક વર્તન સર્વને અનુકૂળ ન પડે એવું થઇ જાય છે, સારા હેતુથી અમુક કાર્ય કરવામાં આવ્યું હોય તેપણ કેટલાકને વાંકું પડે છે, અને કેવળ નિર્દોષપણે બોલાયલા બોલમાં પણ કંઇક દુષ્ટ માર્મિકતા કલ્પવામાં આવે છે. જ્યાં છોકરાંની જંજાળ ઉમેરાઇ કે તેની સાથે તેના પ્રમાણમાં એવા એવા વિકટ પ્રસંગોની

સંખ્યામાં પણ વધારો થાય છે. આવા પ્રસંગનું દુઃખ કેવું અસહ્ય હોય છે તે અનુભવ વિના સમજાવું મુશ્કેલ છે. એવે પ્રસંગે તે સ્ત્રીને પતિ શીવાય અન્ય કોણ આશ્વાસન આપવાનું હતું ? પતિને ઘરની ન્હાની ન્હાની ખટપટોથી વાકેફ કરીને દુઃખી ન કરવો એવા વિચારની બુદ્ધિમતી સ્ત્રીને પણ એવા બારીક સમયે તેના સાહાય્યની જરૂર પડે છે. પતિ, સારો, સમજુ અને સમર્થ હોય તો તેવે વખતે તેની સલાહથી, રે ! તેના સ્નેહ માત્રના આવિર્ભાવથી તે સ્ત્રીનાં હૃદયનો ભાર કેટલો હલકો થાય છે ! તેની અમુઝણ કેવી ક્ષણવારમાં ટળી જાય છે ! હૃદયનું મન્થન કરનારાં સઘળાં દુઃખો કેવી ત્વરાથી ભૂલી જવાય છે !. પોતાના જેવું સુખી કોઇ નથી એમ વિચાર આવીને દુઃખમાં ડુબાઈ હૃદય, શોકથી કરમાયલું બદન કેવું પ્રફુલ્લિત થાય છે ! એ સુખકર સ્થિતિનું ચિત્ર ઘણું રમણીય છે. દામ્પત્ય સુખની પરાકાષ્ઠા એમાં આવી જાય છે, એ સુખ અનુભવ નારીના હૃદયમાં તે ક્ષણે એમજ થાય છે કે જ્યાં સુધી મ્હારાં બાળકોપર સ્નેહ રાખવાને મ્હારા પતિનો મ્હને આશ્રય છે ત્યાં સુધી મ્હારે અન્યની શી પરવા છે !

" સ્વજનના શુદ્ધ સાચા સ્નેહીની તો વાત જુદી;
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એજ જુદી "

એ પંક્તિનું ખરું રહસ્ય તેને ત્યારેજ સમજાય છે. એ સમયે ' મ્હારો પ્રેમાળ પતિ અને મ્હારાં નિર્દોષ બાળકો શીવાય બીજું મ્હારૂં કોઇ નથી, એના તરફનો ધર્મ હું યોગ્ય રીતે બજાવું એટલુંજ બસ છે, બીજાં કોઈની મ્હારે કંઇ પણ નિસ્બત નથી એમ તે સ્ત્રીને લાગે છે. એ વિચારથી જે આશ્વાસન મળે છે તે અમોલુંજ છે, પણ તે છતાં પ્રેમી હૃદયની એ માત્ર ભ્રમણાજ છે એમાં શક જેવું નથી. એ સ્થિતિમાં અન્ય કુટુંબીઓના તરફનું કર્તવ્ય ક્ષણવાર ભૂલી જવાય એ સ્વાભાવિકજ છે, પણ તેથી તે કર્તવ્ય નષ્ટ નથી થતું. સાસરાંના સમ્બન્ધીઓ તેમજ પીયરનાં સમ્બન્ધીઓ, માતપિતા, ભાઇબ્હેન વગેરે સર્વની તરફનાં કર્તવ્યો મ્હોટું મન રાખીને યોગ્ય રીતે બજાવવાં એજ એનો ધર્મ છે, **એટલુંજ નહીં પણ કુટુમ્બની પાર જઇને સમાજના સામાન્ય લાભના વિચાર પણ છેક દ્રષ્ટિ બિન્દુથી તેણે આઘા ખસેડવા જોઇએ નહીં.** ગૃહિણી તરીકેના ધર્મ બજાવતાં આડકતરી રીતે જે સમાજનું તથા દેશનું કલ્યાણ સધાય છે તે ઉપરાંત અનુકૂળ સંજોગોમાં સારી રીતે પણ જે કંઈ સમાજ સેવા બની શકે તે કરવાનો ધર્મ દરેક સ્ત્રીએ સમજવો જોઇએ. " સેવાસદન " જેવી સંસ્થાની સ્થાપનાથી એવા પ્રકારની કર્તવ્ય બુદ્ધિ આપણી આર્ય મહિલાઓમાં સતેજ થાય તો તે લાભ જેવો તેવો નથી.

**કેળવણીમાં વિઘ્ન કરનારા કેટલાક રીવાજો:-**

" હિંદુસ્થાની રીવ્યુ " માં પ્રસિદ્ધ થયલા બનારસ કૉલેજનાં પ્રિન્સીપાલના હિંદુસ્થાનની સ્ત્રીઓની કેળવણી વિષેના લેખમાં એ અંગ્રેજ બાનુ એ હાલના પડદાના રીવાજ વિરૂદ્ધ ટીકા કરેલી છે. આપણામાં હાલમાં પડદાનો રીવાજ નથી, પણ તેને ઘણે અંશે મળતો લાજ કાઢવાનો રીવાજ છે, અને તેના કારણ તરીકે જે સ્ત્રીઓના સ્વભાવનો અણભરોસો માલૂમ પડે છે તે પણ છે. તેથી એ વિષે એ વિદુષીબાઇના વિચારો નીચે ટાંકવા યોગ્ય ધાર્યા છે.

"હિંદુસ્થાનના પુત્રો કેળવાય છે, અને સારી રીતે કેળવાય છે. પશ્ચિમની સઘળી વિદ્યાનાં દ્વાર હિંદુસ્થાનમાં છોકરાને માટે ખુલ્લાં છે, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, વૈદકશાસ્ત્ર, એ સઘળું એ શીખી શકે છે. પણ બિચારી છોકરીનું શું? તેની કેળવણી માટે એટલી સંભાળ લેવામાં આવે ખરી? મી. રોમેશચંદ્ર દત્ત કહે છે કે વિક્ટોરિયા રાણીનાં રાજ્યના છેલ્લા વર્ષમાં બ્રિટિશ ઇંડિયામાં નિશાળમાં જતી છોકરીઓની સંખ્યા દશ લાખ કરતાં કંઈક ઓછી હતી. એ કહે છે તે પ્રમાણે ખરૂં છે કે "આ આંકડો હિંદુસ્થાનની સ્ત્રી કેળવણીના ફેલાવા વિષેની ખરી સ્થિતિ બતાવતો નથી." પણ ઘરોમાં ખાનગી રીતે શિક્ષણ અપાતું હોય, અને નીચલી વર્ણમાં થોડી ઘણી ધાર્મિક કેળવણી અપાતી હોય તેને માટે ઘટતી છૂટ મુકીએ, તોપણ એટલું તો તે છતાં કબુલ કરવું પડશે કે હિંદુસ્થાનમાં છોકરીની કેળવણી એના ભાઇની કેળવણી કરતાં ઓછી છે. એનાં કારણોને હિંદુસ્થાનનાં ધાર્મિક અને સાંસારિક જીવન સાથે ઘણે ભાગે સૂક્ષ્મ સમ્બન્ધ છે. મ્હેં ઉપર કહ્યું છે તે પ્રમાણે છોકરીને માટે કુંવારાં રહેવું એ ગેરઆબરૂ ભરેલું ગણાય છે, અને તેને પરીણમે ૧૧ કે ૧૨ વર્ષની કન્યાને પરણાવી દેવી એ વ્યાજબી ગણાય છે. લગ્ન પછી હોન્જલ પડદાના સવાલને લીધે અને દેશના કેટલાક ભાગમાં ખાસ કરીને પરણેલી છોકરીને કોઇ પણ રીતની છુટ આપવા સામું જે ખોટો વિચાર ઘુસી ગયો છે તેને લીધે મુશ્કેલીમાં ઘણો વધારો થાય છે, આ ગંભીર વિષય ઉપર હિંદુસ્થાનના દરેક વર, બાપ, અને ભાઇનું હું લક્ષ ખેંચવા માગું છું, ઉંચી કોમની હિંદુસ્થાનની દરેક સ્ત્રી ઉપર સખ્ત ચોકી પ્હેરો રાખવાની જે જરૂર પડે છે તે એ જાતિની નીતિ અને પવિત્રતા વિરૂદ્ધ મજબુત સાખ પૂરે છે. આપણે બધા જાણીએ છીયે કે પુરૂષો અને સ્ત્રીઓનાં કોઈપણ મ્હોટાં મંડળમાં કેટલાંક માણસ એવાં નિકળી આવે કે જેના નીતિ વિષેના વિચારો અને ખ્યાલો છેક ઉતરતા હોય. અલબત્ત, એવાં માણસોથી પુરૂષો અને સ્ત્રીઓ પોતાનું રક્ષણ કરે એ વ્યાજબી છે. દરેક સાધુપુરૂષની ફરજ છે કે જાતિનાં પવિત્રતાનાં ધોરણને નીચું કરનારને કોઇ રીતે પણ રો ન આપવો. પણ કેટલાક દુષ્ટ હોય માટે એ દુષ્ટતાનું કલંક બધાંનેજ માથે શા માટે ચોંટાડવું? નકી. હિંદુસ્થાનના પુરૂષો બીજા દેશના પુરૂષો જેટલાજ શુદ્ધ ગણાવા જોઇએ. પણ જો પુરૂષો સ્ત્રીને ભાઈ, બાપ, કે વરની સાથે પણ જાહેરમાં ન નીકળવા દે તો તે પરથી એમ માલૂમ પડે છે કે તેઓને પોતાની જાત ઉપર બીલકુલ ભરોસો નથી. સ્ત્રીઓને ગોંધી રાખવાની આ રૂઢિ હિંદુસ્થાનના કોઇ જુલ્માતના કાળમાં ઉભી થઇ હશે એમ હશે; તે વખતે એ જરૂરની હશે એમ પણ ખરૂં, અને લાંબા કાળથી પડેલી ટેવોમાં ફેરફાર કરતાં ડહાપણ અને સંભાળની જરૂર છે એમ પણ ખરૂં. પણ એમ કહેવું કે "સ્ત્રીજાતિનો સ્વભાવજ એવો છે કે આ શાન્તિના કાળમાં પણ તેઓને એકાન્તમાં રાખવાં એજ સલાહ ભર્યું છે" એ તો એક જાતનો એવો અણભરોસો બતાવી આપે છે કે જેને માટે પુરૂષ જાતિ અને વ્યક્તિ બન્નેએ શરમાવું જોઇએ. સ્ત્રીઓની પવિત્રતાને માટે જે પણ બોલાયું અને લખાયું છે તે માત્ર અર્થહીન બકવાદ છે. પવિત્ર રહેવું એનો અર્થ પાપનું અજ્ઞાન અથવા વિલોભન-લાલચની ગેરહાજરી એવો નથી થતો, પણ મનની એવી સ્થિતિ હોવી જોઇએ કે જેથી

પાપતરફ સ્વાભાવિકજ તિરસ્કાર આવે. એક બાળક ચોરી કરતા ન શીખેએવા હેતુથીજું આપણે ચોરી કરવાની લાલચ ઉત્પન્ન થાય એવી સઘળી વસ્તુઓ એનાથી દૂર રાખીયે છીયે? આપણે તેનું નૈતિકબળ એટલું વધારવાને પ્રયત્ન નથી કરતા કે જેથી એ બાળકનાં મનથી ચોરવાની લાલચ દૂર રહે ? " સ્ત્રી જાતિ નિર્બળ છે, એનો સ્વભાવ એવો છે કે ફસાવાનો પ્રસંગ આવતાં તે ફસાયા વગર રહે નહીં. " એવો વિચાર અહોનિશ પુરૂષના મનમાં રમ્યાં કરતો હોવાથી પરિણામ એ થયું છે કે જાતિના વિકાસને હાનિ પહોંચી છે અને ઉભય પક્ષનો એક બીજા તરફ અણભરોસો ઉત્પન્ન થયો છે. **ઘરમાં પોતાનાં ન્હાની વયનાં ભાંડુઓની સલાહકાર અને દોરવનાર તરીકે, પોતાનાં મ્હોટી વયનાં ભાંડુઓની સાથી અને સખી તરીકે સ્વચ્છન્દે ઘુમતી પ્રાચીન કાળની હિંદુસ્થાનની સ્ત્રી હાલમાં ક્યાં છે ? જીવનના શ્રમમાં ભાગ લેનાર સાથીને માટે દૂરના પ્રદેશોમાં ભટકવાને સ્વતંત્ર એવી સાવિત્રી હાલમાં ક્યાં છે ?** પુરૂષ એકલો રહે તે સારૂં નહીં, તેમજ સ્ત્રી જાતિને સંસાર તરફ વિશાળ દૃષ્ટિથી જોવાની શક્તિ જેથી આવી શકે તેવો અવર જાતિની સાથે વ્યવહાર ન હોય તે પણ સારૂં નહીં. પોતાનાં ઘરનાંજ પુરૂષોને છુટથી અને ખુલ્લાં મનથી મળતાં, તેની સાથે ગાઢો સ્નેહ અને સમ્બન્ધ રાખતાં સ્ત્રીને શા માટે રોકવી જોઇએ ? એના વ્યવહારથી જીવન તરફ દરેક રીતે તે વિશાળ દૃષ્ટિથી જોતાં શીખશે, અને પોતાનાથી બહારના વિષયો તરફ તેનું મન ખુલ્લું રહેશે, પુરૂષોએ એકલાં રહેવું એ ખોટું છે, પણ **સ્ત્રીઓએ એકલાં રહેવું એ તેથી પણ વધારે ખોટું** છે. એના સઘળા વિચારોનો કુટુંબના સાંકડા પ્રદેશમાંજ સમાસ થાય છે, અને માત્ર **પોતાના જેવી—અરે પોતાથી પણ અજ્ઞાન એવી ચાકરડીઓ—ના સહવાસમાંજ એનો સમય જાય તો ઘરના પુરૂષોને કુટુંબની સ્ત્રીઓમાં બુદ્ધિની સમાનતા ન જણાય, અને તેઓના તરફ ઘણોએ પ્રેમ હોય છતાં માનસિક તૃપ્તિને અર્થે ઘર બહાર જવાની જરૂર પડે તેમાં નવાઇ જેવું નથી.** હીંદુસ્થાનનું કૌટુંબિક જીવન જોવાનો જેને લાભ મળ્યો હોય તેનું લક્ષ સ્ત્રીઓનાં અને પુરૂષોના જીવનની વચ્ચે જે વિશાળ અન્તર છે તે તરફ ખેંચાયા વિના રહ્યું નહીં હોય. પુરૂષો પોતાના માનસિક અને રસિક વ્યાપારોમાં ગુંથાયલા રહે છે, પણ કુટુમ્બની સ્ત્રીઓથી તદન અલગ રહીને પોતાનું એ કામ તેઓ કરે છે. કોઇ ઘણા મ્હોટા પ્રસંગોએજ સ્ત્રીઓને પુરૂષના આનન્દમાં ભાગ લેવા દેવામાં આવે છે. પણ તેઓ પડદાની પાછળ સહીસલામતીમાં અને એકાંતમાં રહીને જો તેઓને મુસાફરી કરવાની હોય તો તેઓ કેવા નિરાધાર બને છે ! અને જુદા જુદા સ્થળોના દર્શનથી જે લાભ થાય તેનો મ્હોટો ભાગ તેઓને મળતો નથી. હિંદુસ્થાનની સ્ત્રી એવાં બંધનમાં રહે એ શું જરૂરનું છે ? તેના પોતાના પ્રદેશમાં પુરૂષમાં પુરૂષની સહચરી તરીકે તેને યોગ્ય સ્થાન નહીં મળશે ? સંસારના વ્યવહારમાં અને બુદ્ધિની કેળવણીમાં સ્ત્રીને શું પુરૂષની ભાગિયણ તરીકે ઘટતી પદવી નહીં મળે ? "

ઉપર સ્ત્રીઓને ઉદ્દેશીને વૉલ્ટર સૅવેજ લેંડારના શબ્દોમાં આપણે એટલુંજ કહીશું **કે એ નાજુક અને સુન્દર સ્તંભો આપણી સમાજરૂપી ઇમારતની શોભારૂપજ નહીં, પણ આધારરૂપ છે.** માટે સ્ત્રીઓની કેળવણીની બાબતમાં પુરૂષોની કેળવણીના

જેટલીજ બલ્કે તેથી પણ વધારે ખંત કે જેથી કેળવાયલી માતાઓનાં ઉત્તમ શિક્ષણનો લાભ મેળવીને આપણાં સંતાનો ખરા દેશાભિમાનથી ગાજી

"ધૂમ ધમ ધરણી ધ્રુજવીશું,
અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ કરીશું;
દઇશું મોંઘા અમ પ્રાણ;—
એ ભક્તિ વસી ઉર તે શી.
દેજો શક્તિ પરમેશ!
અમે દેશી, દેશી, દેશી!
આ દિવ્ય અમારો દેશ."

(સંપૂર્ણ)

# વર્તમાન રંગ.

**માં મળેલી ચોથી જૈનમહિલાપરિષદ્**—આપણા દેશની સ્ત્રીવર્ગની ...પયનો વિચાર અત્યાર સુધી માત્ર પુરૂષોજ કરતા હતા, પરંતુ મહિલાઓમાં કેળવણી અને જ્ઞાનવિસ્તારના પરિણામે સુશિક્ષિત સન્નારીઓ પણ પોતાની ઉન્નતિના માર્ગમાં વિચાર કરવા લાગી છે, એ નિશ્ચય દેશનાં સદ્ભાગ્ય અને તેના ઉદયનાં મંગલમય લક્ષણજ છે. પરમ જ્યોતિનો પ્રકાશ અંધકાર ફેંકી અનેક ન્હાના પ્રકાશોને જન્મ આપે છે, તેમ પરમ પૂજ્ય દેશરત્ન સદ્ગત મહર્ષિ રાનડેના યશસ્વી પ્રતાપી ધર્મપત્ની ભગવતી રમાબાઇએ પંચેક વર્ષ ઉપર મુંબાઇ શહેરમાં પ્રકટ કરેલો મહિલાપરિષદ્નો જ્યોતિ દેશમાં સર્વત્ર વિસ્તરતો જાય છે. વિશેષે કરીને જૈન મહિલાઓએ આ જ્યોતિને અત્યાર સુધી અંધકારથી ઢંકાયેલાં પોતાનાં હૃદયોમાં પ્રવેશ કરાવ્યો છે, અને તેનાં પ્રતિબિંબો પ્રતિ વર્ષે જૈન કોન્ફરન્સના પ્રસંગે ઝળકી રહ્યું છે. આ વર્ષે પુનામાં ભરાયલી જૈન કોન્ફરન્સ સાથે તેમની મહિલાપરિષદ્ પણ મળી હતી, તેમાં અનેક વિદ્વાન સન્નારીના ઉન્નત વિચારો પ્રસિદ્ધિમાં આવ્યા છે. તેમનાં પ્રમુખ સૌ. શ્રીમતી મીઠીબાઇનું ભાષણ ઘણી વિદ્વત્તા, ડહાપણ, સુશીલતા, અને સહૃદયતાથી ભરપૂર, પ્રવાહ રૂપે, વહ્યું હતું. સ્ત્રીહિત સાથે સંબંધ ધરાવતા અનેક સાંસારિક અને કેળવણીના જે વિષયો હિંદ જનસમાજમાં ચળવળી રહ્યા છે, અને જેના ઉપર વિચારક પુરૂષોએ અનેક દૃષ્ટિ બિન્દુથી મતની ધારાઓ વર્ષાવી છે, તે વિષય પરત્વે સુશિક્ષિત વિચારશીલ સન્નારીઓ પોતે શું ધારે છે, એ નિહાળવું પણું ઉપયોગી તેમજ રસિક થવાનો સંભવ છે. તેથી તેમાંનાં થોડાંક વિચાર પુષ્પોની મંજરી અમારાં વાચકવૃંદો આગળ ધરાવવી ઉચિત માની છે.

પ્રમુખ સૌ. મીઠીબાઇએ પોતાના પ્રથમ વ્યાખ્યાનમાં પૂર્વની અને હાલની આર્ય સ્ત્રીઓ વચ્ચેનું અંતર ચીતર્યાં પછી સંસારમાં સ્ત્રીઓના સ્થાન સંબંધી જણાવ્યું હતું કે—

"આપણી સારી કે ખરાબ સ્થિતિ ઉપરજ આપણા કુટુંબની સારી કે ખરાબ સ્થિતિનો આધાર છે. સંસારસમાજમાં આપણી પત્ની સચીવ યાને પ્રધાનના જેવી છે. જેવી રીતે એક રાજ્યની આબાદાની કે પાયમાલીનો આધાર તે રાજ્યના પ્રધાન ઉપર રહેલો છે, તેવી રીતે એક કુટુંબરાજ્યની આબાદાની કે પાયમાલીનો આધાર પણ ગૃહિણી રૂપી પ્રધાન ઉપરજ રહેલો હોય છે. રાજ્યનો પ્રધાન જો દીર્ઘદર્શી, ડાહ્યો, વ્યવહારકુશલ, અનુભવી અને વિદ્વાન હોય છે તો તે રાજ્યને પ્રથમ પંક્તિ ઉપર મુકી શકે છે. તેવીજ રીતે ગૃહિણી પણ જો ચતુર, સુશીલ, ભણેલી, ડાહી અને વ્યવહારકુશલ હોય છે તો તે પોતાના ગૃહરૂપી રાજ્યને ઉંચામાં ઉંચી પંક્તિ ઉપર મુકી શકે છે." કેળવણીના વિષય ઉપર બોલતાં તેમણે તેનું સ્વરૂપ ઘડયું હતું કે:—"કેળવણી એવા પ્રકારની મળવી જોઇએ કે તેથી દરેક પુરૂષ કે સ્ત્રી પોતાનું જે જે કર્તવ્ય હોય તે તે દઢપણે, સરલતાથી, અલ્પાયાસે કરી શકે પોતાના જીવનવ્યવહારના અંગનાં તેમને જેજે કામ કરવાનાં હોય તે તે સર્વ સુલભતાથી કરી શકે અને છેવટે નીતિમય અને ધાર્મિક જીવન ગાળી એકંદરે મોક્ષાભિગામી થઇ શકે. માત્ર લખતાં વાંચતાં આવડવું તેનું નામ કેળવણી નથી. આપણી સ્ત્રીજાતિની આવશ્યક બાબતો, જેવી કે પોતાની પતિ પ્રત્યેની ફરજો, સાસુસસરા જેઠજેઠાણી વગેરે વડીલ વર્ગ તરફની ફરજો, પોતાનાં બાળકો પ્રત્યેની ફરજો, વગેરેનું સંપૂર્ણ ભાન કરાવનાર,—ન્હાની ન્હાની કળાઓ જેવી કે રસોઇ, શીવવું, ગુંથવું, ભરતકામ, ચિત્રકળા, સંગીત, વગેરેનું જ્ઞાન આપનાર,—બાળકોને કેમ ઉછેરવાં, સામાન્ય તંદુરસ્તીના નિયમો કેમ જાળવવા, ઘરવૈદુ વગેરેનું જ્ઞાન આપનાર એવી કેળવણીની બહુજ જરૂર છે. વળી પોતાના તથા કુટુંબના આરોગ્યમય જીવન ગાળવા માટે સ્ત્રીઓને શારીરિક જ્ઞાન જાણવાની ઘણી જરૂર છે. માણસના શરીરની રચના કેવી છે, શરીરના ધર્મ શા શા છે, હવા શું, હવાના પદાર્થો શું, હવાશુદ્ધિ, જળશુદ્ધિ, ખોરાકશુદ્ધિ, યોગ્ય કસરત, યોગ્ય વિશ્રાન્તિ, શારીરિક પવિત્રતા, માંદગી વખતે યોગ્ય ઉપચાર ઇત્યાદી માટે વિજ્ઞાનના અભ્યાસની જરૂર છે. આરોગ્યતાના નિયમો નહી જાણવાથી અનેક બાળકો પોતાની માતાની સોડમાં ગુંગળાઇ મરણ પામે છે, અનેક બાળકો દાઝે છે, અનેક આંખો, કાન, નાક વગેરેનાં દરદો ભોગવે છે. વળી ઘરને પોતાની વિવેક બુદ્ધિથી, કરકસરથી, તારવું કે ઉડાઉપણાથી ડુબાડવું તે સ્ત્રીનાજ હાથમાં છે. માટે ગૃહવ્યવસ્થા બરાબર થઇ શકે, ઉપજ ખરચના હિસાબ ઉપર વિચાર રાખી પોતાના ઘર ખર્ચ ઉપર અંકુશ રાખી શકાય, ઘરની આવકમાં બચાવ કરી કુટુંબને આબાદ કરવામાં પ્રયત્નો કરી શકાય, તે માટે સ્ત્રીઓને વ્યવહાર ગણિતના જ્ઞાનની પણ જરૂર છે. વળી તેનું ચરિત્ર અને નીતિ ઉંચા પ્રકારનું બંધાય તે વાસ્તે અમુક ધાર્મિક જ્ઞાનની તેમજ નીતિનાં મૂળતત્વોના જ્ઞાનની પણ જરૂર છે. હું જણાવું છું તે મુજબ આપણી બાળાઓને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવે તો હું ધારૂં છું કે આપણે એક ઉત્તમ પ્રકારનો સ્ત્રીવર્ગ ઉત્પન્ન કરી શકીએ."

વિધવાઓની પુરતી સંભાળ ન રાખવા માટે પુરૂષ વર્ગનો તેમજ જનસમાજનો દોષ કઢાડયા પછી વિધવાધર્મ સંબંધે તેમણે દર્શાવ્યું કે—"પતિના મરણ પછી સ્ત્રીએ કોઇ પણ પ્રકારના શણગાર રાખવો એ નીતિનિયમથી વિરૂદ્ધ છે. પતિનો પત્ની એજ

શણગાર છે. અને તેના મૃત્યુ પછી પત્નીને આ સંસારમાં કોઇ પણ એવો સંબંધી નથી રહેતો કે જેને લઇને તે શણગાર ધારણ કરવાની અધિકારીણી હોઇ શકે. માટે તેણે પોતાના વૈધવ્યધર્મને યોગ્ય જે જે આચારવિચાર હોય તેનું પરિશીલન કરવું જોઇએ. અને પોતાના જીવનનો મ્હોટો ભાગ જનસેવા અર્થે કે આત્મકલ્યાણ અર્થે ગાળવો જોઇએ. "

તે પછીનું ભાષણ સૌ. બ્હેન પ્રાણકુંવર પરમાનંદદાસે " આર્યગૃહસંસાર અને હાલની સ્ત્રીકેળવણી " એ વિષય ઉપર આપ્યું હતું; તેમાં કેળવણી અને ધર્મના અનિવાર્ય સંબંધ સાંધતાં તેમણે ઘણા ગંભીર વિચારો જણાવ્યા હતા. "આપણો ગૃહસંસાર ધર્મના પાયા ઉપર રચાયેલો છે. આપણા ગૃહમાં પાળવામાં આવતી આરોગ્ય શાસ્ત્રની ક્રિયાઓ પણ ધર્મના રૂપે મુકાયેલી છે. આપણામાં ધર્મ એજ જીવન છે. તે જીવનથીજ આપણામાં આનન્દ, ઉત્સાહ અને પ્રેમ રહેલાં છે. ધર્મના જીવન વિના આપણે નિર્જીવ છીએ, જડ છીએ. આ પરથી માલમ પડશે કે હિન્દની પવિત્ર ભૂમિમાં ગૃહસંસાર અને ધર્મ બંને સાથેજ જોડાયેલાં છે, અને તેથીજ આપણામાં નમ્રતા, દીનતા, વિવેક અને આદર રહેલાં છે. ઇગ્લાંડમાં તો સાંસારિક અને ધાર્મિક જીવનોમાં હાથી ઘોડા જેટલો તફાવત છે, અને તેથી ત્યાં કેટલાંક વિપરીત પરિણામો આવે છે, એટલે તેમનાનાં પોતાપણાના કરતાં નમ્રતા સ્વાર્થત્યાગ વગેરેના ગુણો ઓછા અંશમાં હોય છે. આવાં પરિણામો આપણામાં ધર્મને લીધે આવશે નહીં. હાલની કેળવણીમાં ધર્મને બાજુએ મુકવામાં આવ્યો છે, તેથી વિપરીત પરિણામો આવવા સંભવ છે. જેમ કેળવણી વધારે લેવાતી જાય છે તેમ ધર્મનો કક્કો ભૂલાતો જાય છે. માટે કેળવણીમાં ધર્મના સંસ્કાર લેવા ઘટે છે. બન્ને એકત્ર કર્યાથીજ આપણે યોગ્ય સન્નારી બનીશું. ધર્મમાં એકલી બ્હારની ક્રિયા સમાઇ જતી નથી. બ્હાર ક્રિયાની સાથે પતિનું પ્રેમથી પૂજન, સ્વજનનો ખુલ્લા દીલથી સત્કાર, બાલકોનું પાલન વગેરે પણ છે. સ્ત્રી કુટુંબની દેવી છે. માતા, પત્ની અને બ્હેન તરીકે તે જીંદગીને આનન્દ આપનારી છે. તેઓ કુટુંબ માટે જે મહેનત કરે છે, તે મહેનતમાં પણ પ્રેમની મધુરી મીઠાશ છે, અને તે પ્રજાનું અંગ હોવાથી તેનાથી પ્રજાની આબરૂ રહેલી છે. તેને અનુસાર વર્તવાની ફરજો આપણાં શાસ્ત્રોમાં કહેલી છે તેથી તે ધાર્મિક ફરજો છે, અને તે યોગ્ય રીતે પાળવાથીજ આપણે ધર્મ આચરીએ છીએ, અને તેથી કઠણ તપ અને ઉપવાસની બહુ જરૂર રહેતી નથી. "

આ પત્રની આજની રકાબીમાં આટલાંજ પુષ્પોની મંજરીનો સમાવેશ થઇ શકે એમ છે.

પાન્થ, બન્ધુ સમાજ.

---

## સમયતરંગ.

ગયા માસમાં ખંભાત સંસ્થાન તરફથી મુંબાઇના સેવાસદનના જેવા ધોરણ ઉપર એક પુખ્ત વયની સ્ત્રીઓ માટે શિક્ષણશાળા ઉઘાડવામાં આવી છે.

ગુજરાતમાં આવેલા ખેડા જીલ્લામાંના કપડવંજ ગામમાં શ્રીમત્ શંકરાચાર્યના ઉપદેશથી મોઢ બ્રાહ્મણની સ્ત્રીઓ માટે, તેમજ વૈશ્ણવ સન્નારીઓ માટે તેજ ગામના મ્હોટા વૈશ્ણવ મન્દિરમાં, એમ બે વનિતાશ્રમો સ્થપાયાં છે.

પાન્થ, બંધુસમાજ.

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવંતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેષોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૬ ઠ્ઠું. ] ઈ. સ. ૧૯૦૯ જુલાઈ-અષાઢ, વિ. સં. ૧૯૬૫. [ અંક ૧૧ મો.


## ज्ञानसुगन्ध.

### सन्त.

गझल—

हमारे सन्तनी सेवा, हमारे सन्त छे देवा;
हमारे सन्तने मळवुं, हमारे सन्तथी हळवुं.
हमारे सन्तथी शान्ति, टळे छे सन्तथी भ्रान्ति;
सुणीशुं सन्तनी वाणी, सुधा सम दीलमां जाणी.
करीशुं सन्तनी भक्ति, लहीशुं आत्मनी शक्ति;
हमारे सन्त सौभागी, जगत्मां सन्त वैरागी.
जगत्मां सन्त छे प्यारा, जगत्थी सन्त छे न्यारा;
हमारे सन्तनी यारी, ठरीशुं दोषने टारी.
हमारे सन्तनी वातो, भली छे सन्तनी जातो;
हमारे सन्तनी सेवा, मुनीश्वर सन्त छे मेवा.

श्रीमद् मुनि बुद्धिसागरजी
भजनपदसंग्रह.

# કાવ્યકુંજ.

## मेघागमन–तज्जन्य हर्ष वर्णन.

( પૂનમચાંદની ખીલી પૂરી અહીંરે—) એ રાગ

તન મન તપ્ત કરી આષાઢ વિષે ઘન આવીયોરે,
ચઢીયો ગગન વિષે ઘમઘોર ગાજી ગંભીર;
લીલા લ્હેર કરીને કેર મટાડયો કાળનોરે,
ઘામ વધ્યો આરામ વિષે ન ટકાયે કોઇથીરે,
પલટાયો દક્ષિણ દિશાનો તુર્ત સમીર, લીલા લ્હેર. (ધ્રુવપદ.)

(સાખી) શામ અભ્રનું દળ ભમે, મેઘતણા જેમ દૂત;
નિશાની જણવે નીરદની, ઇશાની થઈ વિદ્યુત.
ચારૂ ચૉમગ ચિંતાનાશક ચિન્હ થઇ બધેરે,
બળતી વસુધા ઉપર નિર્મળ વરસ્યો નીર. લીલા લ્હેર. ૧

(સાખી) ચાતકના સરખા હતા, આ તકમાં સઉ લોક;
તૃષા વૃષાથી તે તજ્યા, તજ્યા હૃદયના શોક.
ચંદ્રોદયથી જેમ ચકોરીને સુખ થાયછે રે,
સુખથી તેમ થયાં ભૂને રોમાંચ શરીર. લીલા લ્હેર. ૨

(સાખી) ધર્યો હતો જે ધરણીએ, પતિ વિણ પાંડુર રંગ;
તે ત્યજીને તાજી બની, પતિનો થતાં પ્રસંગ.
આજે દહાડે જીવનમૂળ પધાર્યા જાણીનેરે,
ધાર્યું રસિક રિઝાવા તનપર લીધું ચીર. લીલા લ્હેર. ૩

(સાખી) મોર કિશોર કરી રહ્યા મનહર શોર મધુર;
માંગલીક પણ કટુ કરે, દૂર સૂર દાદૂર.
વક્રોકિતમાં વરને વિનતિ જેમ વસુધા કરે રે,
આવા હીકડ ન થશો હૈયા કેરા હીર. લીલા લ્હેર. ૪

(સાખી) અતિશય ઊન્હો નીકળે, મેદિનીમાંથી બાફ;
કરતાં તર્ક જણાય તે, સહૃદય જનને સાફ.
માનીતાએ મળીને વિરહાનળને ઓલવ્યો રે,
જ્વાળા તેની જેમ જણાતી હોય લગીર. લીલા લ્હેર. ૫

(સાખી) રસા બની રસમય બધી, વધી હર્ષની વેલ;
શરૂ થયો ખેતી તણો, ખડી પડેલો ખેલ.
નીરદ નિરખી નદિઓ હર્ષઘેલી પૂરે ચઢી રે,
આનંદે ઉછળીને તોડી પાડે તીર. લીલા લ્હેર. ૬

(સાખી) ભારતવાસીની હતી, આરત જેવી ઉર;
તેવી કરી કૃપા ઘને; ભાવ ધરી ભરપૂર.
આવે કરે દયા શંકર ને નિરખે નેહથીરે,
તો ગુજરાત બને આ મનમોહક મંદિર. લીલા લ્હેર. ૭

કવિ દયાશંકર રવિશંકર, ખંભાત.

## સતીને વંદન.



(કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે—એ રાગ)

રટતી નામ પતિનું અતિ સમય શુધ તે સતિ રે,
કેવળ નામ પતિ અંતરમાં
અવર નામ ન મુખપરે ચઢતાં
નહિં ભાન ખાન કે પાનતણું બસ "હે પતિ!"રે રટતી. ૨

પ્રતિમા પતિની પગલે પગલે
ન્યાળી નાચતી, નમતી નખરે
કેલી કરતી ઘેલી સાહેલીને ધારી પતિ રે. રટતી. ૨

થાકયો પાકયો સ્વામી પેખી
ચિંતા કરી; સામગ્રી ધરતી
પાય ચાંપી, પાય પડી, સ્હાય ઇચ્છતાં આપતી રે. રટતી. ૩

ગરીબ પતિને ધનીન ભાવના
નિરસને વળી રસિક સીવ, આ
શું પ્રાબલ્ય! વાહ્ વાત્સલ્ય! ધન્ય એવી પ્રીતિ રે. રટતી. ૪

કાલી ઘેલી થાય વદતાં
ઓછી ઓછી સ્હાય કરતાં
જેમ ભકત પૂજે ભગવાન નિરંતર એ રીતિરે. રટતી. ૫

**યુવાવસ્થા.**

સ્ત્રીઓને નવરાશનો વખત સૌથી વિશેષ મળે છે. સાધારણ સ્થિતિ વાળી સ્ત્રીઓને નવરાશનો વખત કંઇક અંશે શ્રીમંત સ્ત્રીઓ કરતાં ઓછો મળે છે. ગરીબ વર્ગની સ્ત્રીઓ કે જેને કમાવાને સારૂ બહાર જવું પડે છે તેને નવરાશનો વખત જુજ મળે છે. શ્રીમંત સ્ત્રીઓને સવાર, બપોર અને સાંજ એ પ્રમાણે સઘળો વખત નવરાશનો હોય છે.

**શ્રીમંત વર્ગ.**

કારણ કે તે લોકોને નોકર પાસે કામ લેવાનું હોય છે તે નવરાશનો વખત કેવી રીતે ગાળે છે તે તપાસીએ. એક તો સવારના ઉઠવાનું મોડું થાય છે. બીજું નહાવા ધોવામાં ચપળતા નહી રાખતાં તેમાં પણ વિશેષ વખત ગાળે છે તો કોઇ દેવ મંદિરે જવામાં થોડો વખત ગાળે છે, અગર આમ તેમ નોકરોને ધમકાવવામાં, કે વાતચીતમાં વખત ગાળી નાંખે છે. એ રીતે સવારનો વખત પુરો થાય છે. પછી બપોરનો નવરાશનો વખત કોઇ નિદ્રામાં ગાળે છે. તો કોઈ ભરવા ગુંથવામાં, તેમાં કોઈ કામનું કરે તો કોઇ નકામું વિચાર કર્યા વગરનું પણ કરે છે. કોઇ વળી આડોશીપાડોશીમાં જઇને અગર તે લોકોને પોતાને ત્યાં બોલાવી એક બીજાની નિંદા અને કુથલી કરવામાં પણ વખત ગાળતાં જણાય છે. તો કોઇ વળી વાર્તાની અગર નાટકની ચોપડીઓ વાંચવામાં વખત ગાળે છે. બધાંજ એ રીતનુંજ વાંચતાં હશે એમ નથી પણ ઘણો ભાગ તો એજ રીતનો વાંચતો જોવામાં આવે છે. એ રીતે બપોરનો નવરાશનો વખત ગાળી નાંખે છે. હવે બપોર પછીનો નવરાશનો વખત એટલે સાંજના બહાર ફરવા જવું. જ્યાં ગયા ત્યાંથી નિરાંતે ફરી મોડા આવવું. બહાર કોઇને ત્યાં કંઇ સાંભળ્યું હોય તો તેમાં વધારી ઘટાડી વિસ્તારથી વર્ણન કરવામાં વખત ગાળી નાંખે છે. પછી જમ્યા કે થોડો વખત વાતચીતમાં ગાળી પછી સુવું એ રીતે એ લોકનો વખત પુરો થાય છે.

**સાધારણ વર્ગ.**

હવે સાધારણ સ્થિતિની સ્ત્રીઓને સવારમાં નવરાશનો વખત ઘણે ભાગે હોતો નથી. કારણ કે રસોઇઓ ન હોય તો રસોઇ કરવામાં અગર ઘરનું કામકાજ કરવામાં તેમનો વખત જાય છે. એટલે એ લોકોને સવારનો વખત નવરાશનો ગણાય નહિ. પછી બપોરનો નવરાશનો વખત તો તેઓ પણ શ્રીમંતની માફકજ ગાળી નાખે છે. હવે સાંજના વખતમાં રસોઇ કરવાની હોય એટલે સાંજનો બધોજ વખત નવરાશનો ગણાય નહિ. તો તેઓ રસોઇમાં વખત ગાળી બાકીના વખતમાં શ્રીમંતની માફકજ વર્તે છે.

**ગરીબવર્ગ.**

ગરીબ વર્ગ કે જે વર્ગમાં દરેક માણસને કમાવાની જરૂર હોય છે. તે વર્ગની સ્ત્રીઓને પણ સવારના ઘર કામ, રસોઇ વિગેરે કરવાની હોય એટલે તે લોકોને પણ સવારના નવરાશનો વખત હોતો નથી. બપોરના વખતમાં જાતેજ કમાવા જઇ પોતાનું ગુજરાન કરવાનું હોય તો તે લોકોને કમાવાને સારૂ બહાર જવું પડે અગર ઘરમાં પણ ધંધો કરવો પડે છે. એ વર્ગના પુરૂષોની કમાણી ઘરના સઘળા માણસોનો નીભાવ થાય તેટલી હોતી નથી તે વર્ગમાં સ્ત્રીઓને કમાવાની જરૂરજ પડે છે, એથી તે વર્ગની સ્ત્રીઓને બપોરે નવરાશનો

વખત બીલકુલ મળતો નથી. હવે રાત્રે કામથી ઘેર આવી રસોઇ કરી જમ્યા પછીનો સહેજ વખત મળે તો તે વખતે તેઓને આરામ લેવો જરૂરનો હોય છે અગર કુટુંબી જન સાથે વાર્તા વિનોદમાં વખત ગાળવો અવસ્યનો છે.

વૃદ્ધાવસ્થા.

વૃદ્ધ સ્ત્રીઓમાં શ્રીમંત, તેમજ સાધારણ, બન્નેને લગભગ નવરાશનો વખત સરખોજ મળે શ્રીમંતને તો નવરાશનો વખત મળેજ ને સાધારણ વર્ગમાં વહુ હોય તો તે ઘરમાં રસોઇ વિગેરે જે કામ હોય તે કરે. અગર સાધારણ સ્થિતિવાળા નોકર પણ રાખે છે. તેથી વૃદ્ધ સ્ત્રીઓને ઘણું કામ હોતું નથી. તો તેઓ હાલનાં નવરાશનો વખત કેવી રીતે ગાળે છે તેઓ સવારમાં નાહી ધોઇ પુજા પાઠમાં બેસે છે લાંબા વખત સુધી પુજા પાઠ કરી પછીના વખતમાં દેવ દર્શને જાય, પુજા પાઠ નહિ કરવો કે દેવ દર્શને નહિ જવું એવું મારૂં કહેવું નથી; પણ સમજ્યું ન સમજ્યું હાથમાં માળા લેઇને બેસે,તે દેવ દર્શને જશે ત્યાં મંદિરને ઓટલે સર્વે ભેગા મળી એક બીજાની નિંદા કુથલી કરશે ત્યાંથી ઉઠયાં કે ઓલી બહેન પેલી બેહન કરી વાતોના તડાકા મારી ઘેર આવશે. એ રીતે સવારનો નવરાશનો ને નહિ નવરાશનો સઘળો વખત પુરો થશે. પછી બપોરના વખતમાં આરામ લેશે. એમ કરતાં કોઈ મળવા આવ્યું તો વાતોમાં નિંદા અને કુથલી તો ખરીજ. એ રીતે વાતોમાં વખત ગાળી નાખશે સાંજે દેવ દર્શને જવું હોય તો ત્યાં જાય, નહિ તો કોઇને ત્યાં મળવા અગર માંદુ હોય તો ખબર લેવા ને કોઈ મરી ગયું હોય તો કુટવા જાય. ત્યાં જનારમાં કેટલાંક તો ચર્ચા જોવાને પણ જાય એ રીતે સાંજનો વખત જાય. રાતે ઘેર આવી વાળુ પાણી કરી વાતોના તડાકા મારી સુવું, એજ હાલમાં તો જોવામાં આવે છે. એ પ્રમાણે વૃદ્ધ સ્ત્રીઓનો વખત પુરો થાય છે.

ઉપર લખ્યું છે તે ઉપરથી હાલમાં હિન્દુસ્તાનની સ્ત્રીઓનો નવરાશનો વખત કેવી રીતે જાય છે તે જણાવ્યું છે. ટુંકામાં કહીએ તો જે સ્ત્રીઓને નવરાશ મળે છે તેઓ માંનો ઘણો મોટો ભાગ આળસ, નિદ્રા, કુથલી કરવી વિગેરેમાં નકામો વખત ગૂમાવી દેછે. પણ વખત ઘણો કીમતી છે, ને ગયો વખત ફરી આવતો નથી, એ વિચાર સ્ત્રીઓ કરતી દેખાતી નથી.

યુવાવસ્થામાં બાલ્યાવસ્થા પ્રાપ્ત થતી નથી, ને વૃદ્ધાવસ્થામાં યુવાવસ્થા પ્રાપ્ત થતી નથી, તેમજ ગયો વખત ફરી પ્રાપ્ત થતો નથી. વખતની કીમત અને સારાસારનો વિચાર એ હાલમાં સ્ત્રીઓમાંથી નષ્ટ થયો છે. એ બધાનું મુખ્ય કારણ કેળવણીજ છે. જેને ઊંચા પ્રકારની કેળવણી મળી નથી તેને વખતની કીમત અને સારાસારનો વિચાર આવતો નથી. તેનુ પરિણામ ઉપર જણાવ્યા મૂજબ આવે છે. જેને સારી કેળવણી મળી હોય છે તેને ઉપરનો વિષય લાગુ પડતો નથી.

હવેની ઉછરતી પ્રજાને નીતિ સાથે કેળવણી આપવી એ સમજુ માતપિતાની ફરજ છે.

હવે ઉપલો ભાગ પુરો કરી બીજા ભાગમાં જે જણાવવાનુ છે તે જણાવીએ તો, નવરાશના વખતનો સારો ઉપયોગ થાય તે અર્થે કેવી રીતે ગાળવો જોઇએ.

સાધારણ વર્ગ.

ઉપર લખેલાં મોટાં કામો થઇ શકે નહિ એ દેખીતું છે. ઉપર જણાવી ગયા તેમ એ લોકને સવાર સાંજનો વખત નવરાશનો હોતો નથી. પણ બપોરના જે નવરાશનો વખત મળે છે તેમાં એક બીજાને મદદ કરવામાં, પોતાનો વિદ્યાભ્યાસ આગળ વધારવામાં, સારી ચોપડીઓ વાંચવામાં, ઉપયોગી અને કામનું શીવવા ભરવામાં વખત ગાળવો તે ઉપરાંત થોડા વખત પરોપકારનાં કામો કરવાં શ્રીમંતોની માફક પરોપકારનાં કામમાં ઘણા પૈસા ખર્ચવાની શક્તિ હોતી નથી, તો પણ કમાણીનો લુજ ભાગ પરોપકારના કામમાં વાપરવો જોઇએ અનાથ અને ગરીબોને વિદ્યાભ્યાસમાં પૈસાની, કપડાંલત્તાંની અને અનાજની મદદ કરવી આજુબાજુ પાડા પડોશીમાં માંદુ સાજુ હોય તો તેને દવાની મદદ કરવી. અગર પોતાનાથી બની શકે તો તેની ખરદાસ કરવી. પરોપકારનાં કામ કરતાં પોતાના ઘરનું કામ ભુલી જવાનું નથી. આ વર્ગની સ્ત્રીઓને પોતાના ઘરનું કામ મુખ્ય છે. પોતાનું ઘર કરકસરથી ચલાવવું, કુટુંબમાં સંપીલાપણું રાખવું, પોતાના બાળકને નીતિ રીતિની સારી કેળવણી આપવી, પોતે જે કામ કરવું તે કસરત મારે એવું કરવું. આગળના વખતમાં દળવાનું, પાણી ભરવાનું હતું ત્યારે કસરત મળતી હતી ને સર્વેનાં શરીર મજબુત અને નિરોગી રહેતાં હતાં. તો હાલમાં તેવું નથી તો સમજુ સ્ત્રીએ કામ કરવામાં શરમ નહિ રાખતાં કામ કરવું, આળસ તજવું, ઘરમાં કસરત મળે એવું કામ નહિ હોય તો સાંજના નવરાશના વખતમાં ફરવા જવું.

હવે ગરીબ વર્ગની સ્ત્રીઓને ઉપર પહેલા ભાગમાં જણાવ્યા પ્રમાણે નવરાશનો વખત હોતો નથી તેથી એ વર્ગની સ્ત્રીઓને સારૂ ખાસ કંઇ લખવાનું રહેતું નથી.

વૃદ્ધાવસ્થા.

વૃદ્ધ સ્ત્રીઓ જો કે શ્રીમંત તેમજ સાધારણ વર્ગમાં હોય તોપણ નવરાશનો વખત લગભગ સરખોજ મળે. કારણ ઉપર પહેલા ભાગમાં જણાવ્યું છે તેમાં શ્રીમંતની સ્ત્રીઓથી તો ઉપર જણાવેલાં મોટાં કાર્યો થઇ શકે એમ છે. તો તેઓએ પોતાના શરીરનું કામ પરવારી થોડા વખત ઇશ્વિર સ્તુતિમાં ગાળી દેવ દર્શને જવું હોય તો જઇ મંદિરને ઓટલે કુથલી કર્યા વગર વેળાસર ઘેર આવવું.

વડીલોએ ઘરમાં દેખરેખ રાખી સર્વને સામાન્ય ગણી કામના ભાગ પાડી આપવા અવશ્યના છે. ત્યાર બાદ બપોરનો નવરાશનો વખત વાતોમાં કુથલી કરવામાં નહિ ગાળતાં પોતાનાથી થઈ શકે એવાં પરોપકારનાં કામો કરવાં. પોતાનો જીવ ઉદાર રાખી નાની ઉમરનાંને એવાં કામ કરવા ઉત્તેજન આપવું. પોતે ભણેલી હોય તો આગળનાં પુરાણો ઇતિહાસ વિગેરેની ચોપડીઓ વાંચવી તેમાંથી સાર ગ્રહણ કરી બીજા નાની ઉમરનાંને બોધ આપવો. જો વડીલની ચાલચલગત સારી હોય તો નાની ઉમરનાંની તેવી થાય એ દેખીતુંજ છે.

સાધારણ વર્ગ

તેવીજ રીતે સાધારણ વર્ગની પુખ્ત સ્ત્રીઓએ નવરાશનો વખત નકામો નહિ જવા દેતાં એમણે પણ સવારના થોડા વખત દેવ પુજામાં ગાળી પછી વહુ દિકરીને રસોઇમાં નહિ આવડતી ચીજ ઉપર રહી શી-

ખવરી. વહુઓનાં છીડાં નહિ કાઢતાં તેઓને યોગ્ય રીતે કેળવવી, એ કામ સમજુ અને વડીલ સાસુનું જરૂરનું છે. તેમજ પોતાની દીકરીઓને પણ યોગ્ય કેળવણી આપવી. હવે બપોરના નવરાશને વખત આળસ કુથલી કરવામાં નહિ ગાળતાં, કોઈ પણ જાતનું ઉપયોગી કામ કરવું ને પોતાનાથી થઈ શકે એવાં પરમાર્થનાં કામ કરવાં, તે કામ સાધારણ વર્ગની યુવાવસ્થાની સ્ત્રીઓને કરવાનાં ઉપર જણાવ્યાં છે તે કામ વૃદ્ધ સ્ત્રીઓથી પણ થઈ શકે એમ છે.

આ વિષયમાં મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે જણાવવાનું હતું તે જણાવ્યું છે. સ્ત્રીઓને કરવાનાં બીજાં ઘણાં કામો લખવાનાં રહી ગયાં હશે. છેવટ. પણ આળસ, કુથલી અને નિદ્રામાં વખત ગાળ્યા કરતાં જે મેં આ જુજ કામો લખ્યાં છે તે નિયમિત રીતે થાય તો દેશને ઘણો ફાયદો થવાની આશા રખાય, ને હાલમાં સ્ત્રીઓનાં મન નબળાં થયાં છે, તે પ્રફુલિત થાય, વિચાર શક્તિ વધે ને નિરોગી રહે. માણસનું મન કોઇ પણ જાતના વિચાર કર્યા વગરનું રહેતું નથી. જો તેને ઊંચા પ્રકારના વિચાર કરવાના નહિ હોય તો તે નીચમાં નીચ વિચાર કરે છે. પાણીની ગતિ નીચીજ જગોમાં હોય છે તેમજ મનની ગતિ પણ નીચીજ જગોમાં જાય છે. પાણીને જેમ વાળીને ઉચે લઇ શકાય છે તેમજ મન, બુદ્ધિને કેળવણી આપી ઉંચા પ્રકારના વિચારમાં દોર તો દોરાય એમ છે. અને "અંતમાં આપણા દેશની સર્વ સ્ત્રીઓ કેળવાએલી, સદ્ગુણી અને સુનીતિવાન થઈ આ ભરતખંડને દિપાવે અને પુરાતન કાળમાં તેમની જે કીર્તિ હતી તે પાછી મેળવી આપે એવી પરમકૃપાળુ પરમેશ્વર પાસે મારી પ્રાર્થના છે."

સૌ. સરસ્વતી મણિલાલ.

---

॥ ૐ ॥

## ગૃહસ્થાશ્રમીને પાળવા યોગ્ય સામાન્ય ધર્મો.

---

(સ્ત્રી લેખ.)

સર્વ પ્રાણી માત્રના નિયંતા, અન્તર્યામી, પરમ કૃપાળુ પરમાત્માને, તથા તેમના અંશાવતાર બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરને આરંભમાં સાષ્ટાંગ દંડવત્નમસ્કાર અર્પું છું.

સુજ્ઞ બ્હેનો ! આજનો વિષય "ગૃહસ્થાશ્રમીને પાળવા યોગ્ય સામાન્ય ધર્મો" એ ઉપર છે, એની અંદર જે જે જણાવેલું છે તે મ્હારા ધારવા પ્રમાણે સર્વ સુજ્ઞ અને વડીલ બ્હેનોને તો વિદિત હશે એટલે તેમને તો તે નિરસ જેવું લાગશે. પણ એવા વિષય વધારે વખત ચર્ચાયેથી એની અંદરથી કાંઇપણ ગ્રહણ કરવાનું મળે છે. તેમ હમણાંનો જે ઉછરતો જમાનો કે જેમને ધર્મશાસ્ત્ર ઉપર દિન પ્રતિદિન અશ્રદ્ધા થવાથી ભ્રષ્ટોભ્રષ્ટ તતોભ્રષ્ટ થતો જણાય છે તેમને કંઇપણ ઉપયોગી થશે જાણી આ વિષય વાંચવાની આપ સર્વ સુજ્ઞ બ્હેનોની રજા માગું છું. એની અંદર કંઇપણ દોષ જણાય તો તે તરફ દુર્લક્ષ કરવા કૃપા કરશો.

બ્હેનો ! સંસારમાં આહાર, નિદ્રા, ભય, વિગેરે એ મનુષ્ય અને જનાવરો બન્નેને સમાન છે. પણ મનુષ્યને બુદ્ધિની બક્ષિસ છે તેથી તેમના કરતાં ધર્મ એ વિશેષ છે. જે મનુષ્ય ધર્મ રહિત છે તે પશુ સમાન છે.

બ્હેનો ! વિદ્વાનો કહે છે કે ઘણા જન્મને અંતે આપણી પૂર્ણ પૂન્યાઇ હોય તો મનુષ્ય જન્મ આવે છે. સંસારમાં મનુષ્ય જન્મ આવવો ઘણો દુર્લભ છે, તેમાં પણ ઉત્તમ કુળમાં જન્મ આવવો એથી પણ દુર્લભ છે. તો આવો મનુષ્ય દેહ ધરી કંઇ પણ સાર્થક ન થયું તો કહ્યું છે કે તે મનુષ્યજન્મ બકરાના કોટના આંચળની માફક વ્યર્થ છે માટે મનુષ્ય દેહ ધરી આપણા જન્મનું સાર્થક થાય એ માર્ગે જવું એજ આપણી ફરજ છે.

આ સંસારને મહાન્ પુરુષોએ સાગરની ઉપમા આપી છે. તેમાં મનુષ્ય દેહ નૌકા રૂપ છે, બુદ્ધિ તેનું સુકાન છે. માટે બુદ્ધિને શાસ્ત્ર નિયમને માર્ગે દોરી દેહરૂપી નાવડાવતી સંસારને તરવો જોઇએ. અને આપણો કર્તા કોણ તેનું સ્વરૂપ ઓળખવું જોઇએ.

બ્હેનો ! આપણા આર્યશાસ્ત્રકારોએ અસલ વખતનું મનુષ્યનું સો વર્ષનું આયુષ્ય ગણેલું છે, ને તેના પ્રમાણમાં તેના નિયમ બાંધેલા છે હાલમાં આયુષ્ય ટુંકા થઈ ગયાં છે, તેને માટે પણ શાસ્ત્રકારો આપણા નીતિ નિયમના ભંગનો દોષ કાઢે છે.

પ્રથમના સો વર્ષના પ્રમાણમાં ચાર આશ્રમ સ્થાપેલા છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ, અને સન્યસ્ત. પ્રથમાવસ્થામાં શુદ્ધ બ્રહ્મચર્ય પાળી ગુરૂની તેમ પરમાત્માની સેવા ભક્તિ કરવાનું જણાવ્યું છે, અસલના વખતમાં પુત્રોને ઉપનયન સંસ્કાર બાળપણમાં થતા ને તે સંસ્કાર પૂરો થયે તેજ અવસ્થામાં ગુરુને ઘેર નિવાસ કરવો પડતો. ત્યાં તેમનું કર્તવ્ય વ્યવહારથી જુદા પ્રકારનું હતું. તેમને નિયમિત રીતે શાસ્ત્રાભ્યાસ કરવો પડતો. શાસ્ત્રનું, નીતિનું તેમ રાજપુત્ર હોયતો ધનુર્વિદ્યાનું રાજનીતિ વિગેરેનું જ્ઞાન ગુરુ પાસે મેળવવું પડતું. આની સાથે ગુરુની ઘણા પ્રકારની સેવા કરવી પડતી. એ ઉત્તમ સેવાનો બદલો અવર્ણનિય તેમને મળ્યા વગર રહેતો નહિ. પણ તે ક્યારે કે પૂર્ણ પ્રેમથી ગુરૂની સેવા કરતા ત્યારેજ ગુરૂની આજ્ઞાની કોઈપણ બાબતમાં અવજ્ઞા કરવામાં આવતી નહિ. ગુરૂ પણ ખરી કસોટી કરી પોતાની કૃપાનો પ્રસાદ આપતા હતા. એવી કૃપા પ્રસાદી માટે ઘણી ધીરજ રાખવી જોઇએ. તેમાં એક દૃષ્ટાંત મ્હને જેવું યાદ છે તેવું કહું છું. પૂર્વે કોઈ બ્રહ્મજ્ઞાની ગુરૂ પાસે કોઇ એક વિદ્યાર્થી આવ્યો ને તેણે ગુરૂ પાસે રહી અધ્યયન કરી મોક્ષ મેળવવાની ઇચ્છા જણાવી ગુરૂએ એને ઘણી રીતે સમજાવ્યો અને વનવાસના દુઃખ તથા ગૃહસ્થોના જેવા ભોગ વૈભવ અત્રે નહિ મળે એવું ઘણા પ્રકારે સમજાવી એના મનની દૃઢતા જોઈ પણ પેલાએ પોતાનો આગ્રહ છોડ્યો નહિ તેથી છેવટે ગુરુએ તેને પોતાને ત્યાં રાખ્યો કેટલોક કાળ ત્યાં રહી વિદ્યાધ્યયન કર્યું તેમ ઘણી ખંતથી ગુરુની સેવા પણ કરી. કેટલાક કાળે એને લાગ્યું કે આપણું ઈચ્છેલું ક્યારે પ્રાપ્ત થશે. ને તેની ધિરજ રહી નહિ, છેવટ ગુરુને પુછ્યું કે મ્હારાજ ઘણા દહાડાથી હું આપની આજ્ઞા મુજબ અધ્યયન કરૂં છું. તેમ મ્હારી બુદ્ધિ પ્રમાણે સેવા ચાકરી પણ કરૂં છું. પણ તેનું ફળ કંઈ દેખાતું નથી.

આ સાંભળી ગુરૂને હસવું આવ્યું કે લાંબો કાળ થયો એટલે આની ધીરજ રહી નહિ. ગુરુએ જવાબ આપ્યો કે ભાઈ ધીરજનાં ફળ મીઠાં છે. માટે સબુરી રાખ. વળી થોડા દિવસ થયા એટલે ફરી ઉપર પ્રમાણે પુછયું. આથી ગુરુએ એની કસોટી કરવા માંડી. એને આજ્ઞા કરી કે આ બધા ઝાડ છે તેને હમેશાં નદીએથી લાવીને સો ઘડા પાણી થોડા વખત રેડજે એ પ્રમાણે તેણે બીજે દીવસથી કરવા માંડયું. પણ નદી છેટી તેથી વખત વધારે લાગે ને બપોર થયા એટલે ક્ષુધા તૃષા પીડવા લાગી તેથી કંટાળ્યો ને મનમાં વિચાર આવ્યો કે ઈશ્વરનો સાક્ષાત્કાર થવાનું કામ ઘણું કઠણ છે. વળી સદ્‍ગુરૂ પાસે જઈ નમ્રતાથી કહેવા લાગ્યો કૃપાનાથ ! હવે કૃપા કરો. તેમણે ઉત્તર દીધો ! ભાઇ મેં પ્રથમથી કહ્યું હતું કે એ કામ સુલભ નથી પરમાર્થના કામમાં ઘણી દ્દઢતા ને શ્રદ્ધાની જરૂર છે, વ્યવહારમાં પણ કંઇ રહેલથી થતું નથી તો આતો પરમપદને પામવાનો માર્ગ છે. માટે ધીરજ રાખ. એણે ત્યાં તો કાંઇ કહ્યું નહિ ને ઉઠીને ચાલતો થયો બીજે દીવસે પાણી લેવા ગયો પણ મન સ્થિર રહ્યું નહિ ઘડો ભર્યો ને ચાલવા માંડયું, ઉપરથી તાપ પડયો એટલે મન ડગમગ્યું એટલે ઘડો પછાડી નીચે મુકી વિચારવા લાગ્યો કે આપણા નશીબમાં નથી માટે ગમે ત્યાં જઇ બીજો માર્ગ પકડીશ તે ત્યાંથી જેવો ચાલવા લાગ્યો એટલે એના ભાગ્યોદયના બળે ઘડાને વાચા થઇ ને તે બોલ્યો અરે ભાઇ આટલું અકળાય છે શા માટે તું તો ભાગ્યશાળી છું. તને થોડાજ કાળમાં ત્હારા પૂર્વના સંસ્કારને લીધે ફળ મળવાનો વખત આવ્યો છે, બાકી દરેક કાર્યમાં કેટલું કષ્ટ તથા કાળ થાય છે તે મ્હારી વિધિથી તને જણાશે પ્રથમ તો કોદાળી વતી ખુબ ઘા મારી મટોડી ખોદી ટોપલી ભરી કુંભારને ત્યાં નાંખી ઢગલા કરી તેમાં પાણી નાંખી પાવડાવતી કચરીને અંદર લાદ વિગેરે દુર્ગંધિ પદાર્થો નાંખી ગારો બનાવ્યો પછી મુખ્ય ધણીએ તેનો પીંડો બનાવ્યો ને હથોડાવતી ટીપી ટીપીને મારો અડધો ઘાટઘડયો. પછી થોડા વખત તડકે મુકી ફરી ટીપીને ઘડાનો આકાર બનાવ્યો. પછી કેટલાક તડકા ખવડાવી રંગ ચઢાવ્યો તોપણ મ્હારો છુટકો થયો નહિ, મ્હારા જેવા કેટલાક પદાર્થોને એકઠા કરી એક મોટા કચરાનો ડુંગર હતો તેની અંદર ગોઠવ્યા. ને ઉપર બળતું કરી પકવ્યા. ત્યાર પછી બહાર કાઢી ગોઠવી રાખ્યા પછી જેને જેની જરૂર હોય તેના ઘરાક ભેરા આવ્યા, તે પણ લઇને ચાલતા થયા નહિ. પુષ્કળ ટકોરા મારી ખખડાવે ને ઉવરે પૈસાનતી પણ ટકોરા મારીને પછી ઉપાડી લઇને રસ્તો પકડે. ભાઇ મ્હારૂં પણ ધન્ય ભાગ્ય છે કે ત્હારા જેવા પવિત્ર માણસને હાથે ચઢી આ મહાત્માની સેવાના ઉપયોગમાં આવું છું. ભાઈ આવા પ્રકારનું કષ્ટ વેઠાય ત્યારેજ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે. માટે સીધો સીધો પર્ણકુટી તરફ જળ લઇને જા. આજ ત્હારો ભાગ્યોદય થયા વિના રહેશે નહિ. તે પ્રમાણે તેણે કર્યું ને ગુરુ કૃપાથી તેને ઈષ્ટ પ્રાપ્તિ થઈ. બ્હેનો ! આ ઉપરથી સમજાય છે કે કંઇ પણ જગત્‌માં સુલભ નથી. દરેક વસ્તુને માટે કષ્ટ તો સહન કરવાનું છે. આજે આપણે આથી કેટલુંક ઉલટું જોઇએ છીએ. દેશકાળને લીધે દરેક વ્યક્તિમાં સ્વતંત્રપણું દેખાય છે ને કેટલાક ઉદ્ધત છોકરા યા છોકરીઓ હમેશાં બીજાનો દોષ કાઢે છે. ઘણાને મ્હોડે સાંભળવામાં આવે છે કે હેડમાસ્તર સારો નથી. ફલાણો પ્રોફેસર ખરેખર લાયક નથી, આ બધુંએ લોકોનું ઉછાંછળાપણું છે. હમેશાં પ્રય-

તનોં આપણેજ જોઇએ દેખાડનાર રસ્તો દેખાડે. પણ મ્હેનત વગર ફળ મળે નહિ. ગમે તે કારણને લીધે આ જમાનામાં સ્વતંત્રતા વધી છે. કોઇના પ્રતિ પૂજ્યપણાનો ભાવ જણાતો નથી ને તેથીજ આપણને ધારેલું ફળ મળતાં વાર લાગે છે. ઉપર કહેલા દ્રષ્ટાંત પ્રમાણે દરેક સ્ત્રીઓને પણ મૃત્તિકાના ઘડાની માફક ધીરજ રાખી સંસારમાં વહેવાનું છે.

બ્હેનો! વિદ્યાધ્યયન કરી ગુરૂ આજ્ઞા થયે ગૃહસ્થાશ્રમી થતા. પુત્ર તથા પુત્રી બન્નેને ગુરૂ કુળમાં રાખવાનો રિવાજ હતો.

બ્હેનો! ચારે આશ્રમમાં ગૃહસ્થાશ્રમને શાસ્ત્રકારોએ ઘણો ઉત્તમ માનેલો છે. અને તેનો સાધારણ આપણને પણ અનુભવ થાય છે. ગૃહી માણસ જે ધારે તે કરી શકે છે. અનેક જીવો ઉપર ઘણા ઉપકાર કરી પૂન્યાઇ મેળવે છે. વ્યાપાર રોજગાર કરી અર્થ સંપાદન પણ આ આશ્રમમાંજ થાય છે. ને તે વડે ભૂખ્યાને અન્ન તરસ્યાને જળ નિર્ધનને ધન તથા વિદ્યાદાન વિગેરે ઘણા પ્રકારના દાન કરી શકાય છે. અનેક પ્રકારના કર્મ યજ્ઞ યાગ વિગેરે ગૃહસ્થથીજ થાય છે. આના ઘણા દ્રષ્ટાંત રામાયણ, મહાભારત તથા ભાગવતમાં આપેલા છે. આ આશ્રમમાં મનુષ્ય પોતાનું શ્રેય સાધે છે. ને તેમાંથીજ ધર્મ અર્થ કામને મોક્ષ મેળવે છે. ગૃહી થઇ જેટલા ધર્મ પાળવાના છે તે બરોબર સમજીને પાળી શકાય તો ત્રણ આશ્રમ કરતાં આમાંથી મોક્ષ પ્રાપ્ત થાય છે. ઘરમાં રહી ૭ શત્રુઓનો વિજય કરવાનો છે. કામ, ક્રોધ, મોહ, લોભ, મદ મત્સર એ ૭ શત્રુઓને જીતીને દયા, વ્રત, પવિત્રતા, સહનશીલપણું યથાશક્તિ જપ, દાન, સરળપણું, સંતોષ, મહાત્માઓની સેવા, શ્રવણ, મનન, કીર્તન, સ્મરણ પૂજા, નમસ્કાર, વિવેક, મનનો સંયમ, ઇંદ્રિયોનો નિગ્રહ, અહિંસા, બ્રહ્મચર્ય વિગેરે ધર્મો ગૃહસ્થે પાળવાના છે.

ઉપરના ૭ શત્રુઓનો ક્રમે ક્રમે નાશ કરવાનો છે. મનને જીતવાથીજ ષડરિપુનો નાશ થાય છે. પણ મન જીતવું બહુ મુશ્કેલ છે. જે જે વિષય તરફ આપણું મન દોડે તે તરફ જતું અટકાવવું. ને તેમાં ફાયદો ન જોતા તેના દોષ ઉપર લક્ષ આપવું. જ્યારે અર્જુને મનોનિગ્રહ માટે પ્રશ્ન કર્યો ત્યારે શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ એમજ કહ્યું હતું કે ધીરજવાળી બુદ્ધિથી ધીમે ધીમે મનનો નિગ્રહ કરવો. દરેક વસ્તુમાં દોષ જોવાથી તે તરફ વૈરાગ્ય ઉત્પન્ન થશે. ઇંદ્રિય નિગ્રહથી કામને જીતાય છે. ક્ષમાથી ક્રોધ જીતાય છે અહંકાર તજવાથી મદ જીતાય છે. સંતોષથી લોભ જીતાય છે. પદાર્થને મિથ્યા માનવાથી મોહ જીતાય છે, પોતાની યથાર્થ સ્થિતિનું ભાન આણવાથી મત્સર તજાય છે. આ પ્રમાણે દરેકને માટે વિચારવાનું છે. ઉપર પ્રમાણે બધામાં દોષ દ્રષ્ટિ કરી તજવાથી આપણામાં સત્વ ગુણની વૃદ્ધિ ( પ્રાપ્તિ ) થાય છે. ને ઇશ્વર પ્રતિ ભક્તિ ભાવ ઉપજે છે. ભક્તિ અને કર્મથી ચિત્ત શુદ્ધિ થાય છે ઉપરના દોષો જેનામાં ન હોય તેનો વ્યવહાર પણ સારો ચાલે છે. ને તેને સૌ લોકો વખાણે છે. દરેક મનુષ્યમાં ક્રોધ સૌથી મોટો શત્રુ છે. ક્રોધ માણસનું લોહી ચુસી લે છે. એને વિદ્વાનો રાક્ષસ કરતાં પણ બુરો કહે છે કેમકે રાક્ષસ તો સામાનુંજ લોહી પીએ છે. પણ ક્રોધ તો સામાનું અને પોતાનું ઉભયનું લોહી પીએ છે. માટે જેમ બને તેમ તેનો નાશ કરવો જોઇએ, આપણે

બૈરાંઓને રહેજ રહેજ બાબતમાં ખોટું લાગી ગુસ્સો ન્હડે છે. પણ એમાં આપણી મોટી ભુલ છે. સ્ત્રીઓને તો સહનશીલતાની ઘણી જરૂર છે. શાસ્ત્રકારોએ આપણું સ્ત્રીઓને પૃથ્વીના જેવી ક્ષમાવાળી છીએ એવી ઉપમા આપી છે. તો પૃથ્વી તેનાં ઉપર અનેક પ્રકારના સારા નરસા કાર્ય થાય છે, તે સર્વ સહન કરે છે અને ઉલટી પોતામાં થી અન્ન, ફળ, ફુલ વિગેરે આપી પ્રાણી માત્રને પોષે છે. તે પ્રમાણે આપણે પણ જે ઉપમા મળી છે તેને યોગ્ય થવું જોઇએ. રહેજ બાબતમાં ક્રોધ કરવાથી અનર્થ થાય છે. માટે સ્ત્રીઓએ ક્રોધ કરવો ન જોઇએ. જોઇશું તો આપણો જન્મજ સેવાર્થે થએલો છે. નાનપણમાં માબાપની, યુવાવસ્થામાં પતિની સાસુ સસરાની તેમ વય થતાં પ્રજાની પણ સેવાજ કરવાની છે. માટે ક્રોધને દુર રાખી શાન્ત થવું. દુનિયામાં ' જે, નમ્યું તે સૌને ગમ્યું ' એ યાદ રાખવું. ક્રોધ વશ માણસ શું કરે છે તેનું તેને ભાન રહેતું નથી. ઘણી વખત બેસમજથી બૈરાંઓ કુટુંબી ઉપર તેમ પતિ ઉપર ગુસ્સો કરે છે. ગમે તે થાય પણ પતિના અવગુણ ઉપર દ્રષ્ટિ કરવી નહિ. શાન્તિથી કાંઈ પણ કહેવા જેવું હોય તો કહેવું. પુર્વની સતીઓ કેવી પતિપ્રાણા તથા સહન શીલતા આદિક ગુણો વાળી હતી, તેની સર્વ બહેનોએ વાંચવાથી માહીતી મેળવી હશે. એટલે તે દરેકના નામ વિગેરે જણાવવાની જરૂર નથી. પરંતુ તેમાં આપણે સતી સીતાજીમાં કેટલી સહનશીલતા હતી તેનું અવલોકન કરીએ. પૂર્વે સીતાજીને ધોબીના કહેવાથી શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણજીની સાથે વનવાસ મોકલ્યાં હતાં તે તો ઘણાના જાણવામાં હશે. પણ તેમની તે વખતની ધીરજ કેટલી હતી તે જોવાનું છે. તેમણે પોતાના પતિ ઉપર કાંઇ પણ રોષ ન આણ્યો પણ લક્ષ્મણજીને નીચે પ્રમાણે કહ્યું.

'હેવીરા! હું કોને દોષ દઉં. સઘળો મારા ભાગ્યનોજ દોષ છે. બાકી શ્રીરામચંદ્રજીની પટરાણીને આવું દુઃખ હોય' ઘણે વર્ષે પતિનો મેળાપ થયો ત્યારે જાણ્યું કે હવે દુઃખનો અંત આવ્યો પણ નશીબની બલિહારી છે. વિધાતાએ મારા નશીબમાં કેટલું કષ્ટ લખ્યું હશે. અરે એમાં વિધાતાનો પણ શો દોષ છે. મનુષ્ય પોત પોતાના કર્મનું ફળ ભોગવે છે. એમ કહી શાન્ત થઇને "બોલ્યા મને વનવાસનું દુઃખ નથી. પતિ સાથે આખો જન્મ વનવાસ વેઠવો પડયો હોતતો મને કંઇ દુઃખ નહોતું." આવી રીતે બોલતા તેઓ મુર્છિત થયાં. લક્ષ્મણજીએ તેમને શુદ્ધિમાં આણ્યા. પછી શાન્તિ રાખીને તે બોલ્યાં ભાઇ હવે તમે ખેદ ન કરશો જે થયું તે થયું. તમો શોકને રોકીને તેમ મારો પણ વિચાર છોડીને જલદીથી આર્યપુત્રની પાસે જાઓ. તેઓ મારો ત્યાગ કરીને ખેદ કરતા હશે. તેમાં સંદેહ નહિ. તેમનો શોક જાય તેવી રીતનો તમે યત્ન કરજો. તેમને કહે જો કે તમે મારો ત્યાગ કર્યો છે તેનો શોક કરવાની કાંઈ જરૂર નથી. આપે ડહાપણનું કામ કર્યું છે. પ્રાણ આપીને પણ પ્રજાને ખુશી રાખવી એ રાજાનો ધર્મ છે. મારો ત્યાગ કરીને આપે રાજધર્મ પ્રતિપાલન કર્યો છે. લોકપવાદથી આવું કામ કર્યું છે એમાં મને શક નથી. તેઓના ચરણમાં મારા પ્રણામ નિવેદન કરીને કહેજો કે હું લોકપવાદથી ત્યાંથી નીકળી છું પણ આપના અંતઃકરણમાંથી ખસી નથી. હું તપોવનમાં રહીને જન્માંતરમાં પણ આપ પતિને મેળવું એને માટે તપ કર્યા કરીશ. આપે મને ભાર્યા ભાવે છોડી પરંતુ સામાન્ય પ્રજા તરીકે તો હું તજાઇ નથી. આપ સસાગરા પૃથ્વીના અધીશ્વર છો તેથી જ્યાં રહીશ ત્યાં આ-

પના અધિકાર વિનાની ખાલી જગ્યામાં હું રહેવાની નથી. મારૂં દુઃખ હદ વગરનું છે. પણ હું તેમને દોષ આપતી નથી. મારા નશીબમાં હતું તેવું બન્યું પણ તમે સર્વદા તેમની પાસે રહેજો. ક્ષણવાર પણ તેમને વ્હીલા મુકશો નહિ. એકલા પડવાથી તેમનું દુઃખ વધશે એમને સુખે હું સુખી છું. તમે આટલું મ્હારૂં કાર્ય કરશો એવી મને આશા છે. તપોવનમાં રહીને લોકોને મ્હોડેથી સાંભળીશ કે આર્યપુત્ર કુશળ છે તો મ્હારૂં દુઃખ દુર થશે."

બહેનો ! આ દ્રષ્ટાંતથી જણાશે કે શ્રી સીતાજી કેટલાં સહનશીલતાવાળાં તથા સર્વ ધર્મને જાણનારાં હતાં. વિના અપરાધે ફક્ત લોકોપવાદ માટે સગર્ભા છતાં પતિએ વનમાં કાઢયા તે છતાં પણ પતિ પ્રત્યેનો પ્રેમભાવ જરા પણ ઓછો નહિ ને ઉલટી પતિની કાળજી કરવા લાગ્યાં કે આર્યપુત્ર મારા વિયોગથી દુઃખી થશે. આજ આથી કંઈ ઉલટુંજ જોવામાં આવે છે. બીજા કોઇને માટે તો શું. પણ પતિ પોતાના માબાપને લીધે કદાપી આપણો દોષ હોય કે ન હોય ને કંઇ કહે તો તેના ક્રોધનો પાર રહેતો નથી. માટે તેમ ન કરતાં સહનશીલ બનવું જોઇએ. પ્રિય બહેનો ! ઉપર જે ધર્મો જણાવ્યા છે તેના અર્થ સમજી તે પ્રમાણે વર્તવું. સમજ્યા વગર જે કંઇ કરીએ તેમાં કંઇપણ ન્યૂનતા રહે છે. માટે બરોબર સમજીને વર્તન થાય તો સારી રીતે આશ્રમધર્મ ચલાવી સુખમય જીંદગી ગાળી અંતે પરમાત્માના પદને પમાય છે.

આપણા શાસ્ત્રમાં સર્વ ધર્મકાર્ય સ્ત્રી સહિત કરવાની આજ્ઞા છે. તે સૌની જાણમાં છે. કુંવારા છોકરાને કંઇપણ ક્રિયા કરવા બેસાડીએ છીએ તો સોપારી ઓટીમાં ખોસાવે છે. ને શ્રીરામચંદ્રજીએ યજ્ઞ કર્યો ને સીતાજી વનવાસમાં હતા તેથી સોનાની સીતા બનાવી યજ્ઞ કરાવ્યો હતો તે બધાને વિદિત હશેજ. આ ઉપરથી સ્ત્રીઓને સર્વ કર્મ શાસ્ત્ર વિધિ પ્રમાણે સમજવાની જરૂર છે.

દરેક મનુષ્યનો જન્મ થયો ત્યારથી કે અંત સુધી તેને-કંઇનું કંઇ પણ કરવાનુંજ છે. દેહના ધર્મને અનુસરીને ખાવું, પીવું, ઓઢવું, પહેરવું વિગેરે જેમ કરવાનું છે. તેજ પ્રમાણે દરેક સ્ત્રી યા પુરુષને આપણા ઉત્પન્ન કરનારનું સ્મરણ, પૂજન, વંદન કરવાની ફરજ પણ દેહની સાથેજ પેદા થઈ છે. આપણા શાસ્ત્રમાં કહે છે કે જીવ માતાના ઉદરમાં ઉંધે મસ્તકે પરમાત્માની સ્તુતી કરે છે. કે હે પ્રભુ મને એકવાર આ નરક યાતનામાંથી બ્હાર કહાડ ને તાર. હું ત્હારૂં સ્મરણ ક્ષણ પણ મુકીશ નહિ. તો આપણે કેવા કોલ કરીને જન્મ ધર્યો છે તે આપણેજ વિચારવાનું છે. અનુભવ પ્રમાણે ગર્ભવાસને નર્કવાસમાં ફેર નથી. માટે ફરી એવું કષ્ટ ન વેઠવું પડે એવું આ જન્મમાં સાધન કરવું એ આપણુ સર્વની ફરજ છે.

આપણે કેવા પ્રકારનું પ્રભુનું પૂજન અર્ચન સ્મરણ વિગેરે કરવું તે સમજવા માટે આપણા ઉપર કૃપા કરી મહાત્માઓએ પુસ્તકો રચ્યાં છે ને સરલ ભાષામાં તેનાં ભાષાંતર પણ થયા છે. તે વાંચેથી તેમાંથી સૌને અનુભવ મળે તેમ છે. તે છતાં હું મારી અલ્પ સમજ પ્રમાણે સ્હેજ સાજ જણાવું છું. આપણે ખાવું, પીવું, વિગેરે નિત્યનું કામ છે. તેવુંજ ઈશ્વર સંબંધી નિત્ય કર્મ કરવાનું છે. કેટલાકને મ્હોડે સાંભળવામાં

આવે છે કે બૈરાંને બધું કેમ પરવડે આપણે તે ઘરનો ધંધો કરીએ કે આ બધું કરીએ. તો હું પણ તે પૂર્ણ પણે કબુલ કરૂં છું કે ગૃહકાર્ય ન કરીએ તો વ્યવહારમાં રહી શકાય નહિ. ઇશ્વરે ચોવીસ કલાક રાત્રિ દિવસ મળીને કર્યા છે. એમાંથી ૭ કલાકની ને વધારેમાં વધારે આઠ કલાકની નિદ્રા લો. પછી સોળ કલાક રહ્યા તેમાંથી તેર કલાક વ્યવહારના કામમાં કાઢીને સહવાર સાંજ મળી ત્રણ કલાક ઈશ્વર નિમિત્તે કાઢો તેટલું પણ ન બની શકે તો છેવટ કલાક સહવારે ને કલાક સાંજરે એ પ્રમાણે આત્મકલ્યાણ માટે રોકો. આપણે બધો વખત કંઈ કામમાં રોકાએલા હોતા નથી, ઘણો વખત કુથલી વિગેરેમાં કાઢીએ છીએ, તો તે બંધ કરી દરેક બહેન ઇશ્વર સ્તવનમાં તથા પરમાર્થના કાર્યમાં પોતાનો થોડો સમય રોકે તો તે બની શકે તેવું છે. બહેન ! અંતે ધન, દોલત, પુત્ર, પુત્રી કે કંઇ પણ પદાર્થ આપણી સાથે આવવાનું નથી. ફક્ત ધર્મજ આપણી સાથે આવે છે, ને સહાય કરે છે. બાકી બધું જ્યાંનું ત્યાંજ રહે છે એ સર્વની જાણમાં છે. હવે આપણે મૂળ વાત ઉપર આવીએ. શાસ્ત્રમાં સૂર્યોદયથી કે સુતા સુધીમાં જે ધર્મ કર્મ કરવાના છે તે વિધિ પ્રમાણે સમજીને કરાય તો ફાયદો થાય ફક્ત વ્યવહાર સંભાળી બેશી રહેવું એ આપણું કામ નથી. વ્યવહારને પરમાર્થ બન્ને આ જન્મમાં મેળવવાનાં છે.

હાલમાં જોઈશું તો કેટલાંક પ્રમાદી બહેનો સાત કે સાડા સાત વાગતાં ઉઠે છે, ને નશીબદાર હોય તો નોકર ઉપર હુકમ કરે કે અલ્યા દાતણ, પાણી લાવ ચાહ લાવ, ચલાણીને કાંસકી લાવ. એ પ્રમાણે હુકમ કરી આળસ મરડી ઉઠે છે તો બહેનો તમને પ્રભુએ આપ્યું હોય તો ભોગવો તેમાં કાંઈ મનાઇ નથી. પણ સાતને બદલે સાડા પાંચ યા છ વાગતાં ઉઠવાનો રિવાજ રાખવાથી કલાક દોઢ કલાક દિવસના કામમાં વધારે ઉપયોગ લાગશે, તેમ વ્હેલા ઉઠવાથી શરીરમાં સ્ફુર્તિ વધારે જણાય છે અને ચિત્ત શાન્ત રહે છે. પથારીમાંથી ઉઠતાં બીજા શબ્દોચ્ચાર ન કરતાં ઈષ્ટ સ્મરણ કરવાનું છે.

જે પ્રભુએ આપણને આવી ઉચ્ચ સ્થિતિમાં જન્મ આપ્યો છે. દરેક ક્ષણે ક્ષણે જે આપણી સંભાળ લેછે. જેની કૃપાથી સર્વ વ્યવહારીક સુખ પ્રાપ્ત થાય છે. તે પરમ કૃપાળુ પરમાત્માનો પ્રાતઃકાળમાં ઉઠતા વાર ઉપકાર માનવો અને તેનું પૂર્ણ શ્રદ્ધાથી સ્તવન કરવું એ આપણું મુખ્ય કર્તવ્ય છે.

પૃથ્વી ઉપર પગ મુકતી વખતે પણ તેની ક્ષમા માગવાની છે. ને તેનું સ્તવન કરવાનું છે કે હે વિશ્વ ધારિણી તમે ઉત્તમ છો તમને મ્હારા પગનો સ્પર્શ કરૂં છું તેની મને ક્ષમા આપજો. આ પ્રમાણે પૃથ્વીની સ્તુતિ કરવી પછી જમણો પગ પહેલાં પૃથ્વી ઉપર મૂકવો.

દંતધાવન, કેશસમારન, શૌચ વિગેરે વિધિથી પરવારી સ્નાન કરવું. તારા છતાં સ્નાન કરવું એવું શાસ્ત્ર દર્શાવે છે. સ્નાન ઠંડા જળથી બને ત્યાં સુધી કરવું એવો વૈદક શાસ્ત્રનો મત છે.

દરેક બ્હેનોએ પ્રાતઃકાળમાં સૂર્યોપાસન અર્ધ્યપ્રદાન વિગેરે વિધિથી કરવું જોઈએ. સૂર્યપૂજા કરી તેમને બને તેટલા નમસ્કાર કરવા સૂર્ય દેવને નમસ્કાર ઘણા પ્રિય છે. ને હમેશાં સાષ્ટાંગ કરવાથી તનને પણ કસરત મળે છે.

ઘણે ભાગે આપણામાં પંચાયતન દેવ ગૃહસ્થના ઘરમાં પૂજવામાં આવે છે. તેમાં સૂર્ય, ગણેશ, વિષ્ણુ, શંકર અને દેવી એ પ્રમાણે હોય છે. તેમનું વિધિ પ્રમાણે પૂજન કરવું. પંચાયતન દેવ ન હોય તો જેના ગૃહમાં જે દેવ ઉપર આસ્થા હોય તેનું પૂજન કરવું. પૂજન સ્તવન કરી ઘરમાં જે મુરબ્બી વર્ગ હોય તેની સેવા કરવી.

વળી ગૃહસ્થને નિત્યના કામમાં પાંચ દોષ લાગે છે. ને તેનું નિવારણ શી રીતે કરવું તે સમજવું જોઇએ. એક આપણે કચરો વાળીએ છીએ તેમાં અનેક જંતુ મરે છે, બીજો ચુલો સળગાવીએ છીએ તેમાં પણ તેમજ બને છે, ખાંડવામાં દળવામાં, ને પાણી ગાળવામાં એમ હમેશાં પાંચ હિંસા થાય છે. આને માટે શાસ્ત્રે પંચ યજ્ઞ કરવા જણાવ્યું છે. બ્રાહ્મણ હોય તેને વેદ ભણવા, ભણાવવાથી ઋષિ યજ્ઞ વળે છે. શ્રાદ્ધ તથા તર્પણ કરવાથી પિતૃ યજ્ઞ, અતિથિ સત્કારથી મનુષ્ય યજ્ઞ, કીડી મકોડા વિગેરેને આપવાથી ભૂતયજ્ઞ ને વૈશ્વદેવથી દેવયજ્ઞ વળે છે.

આ બધું હાલના કાળ પ્રમાણે પુરૂષો તેમ સ્ત્રીઓને શાસ્ત્ર ઉપર અભાવ હોવાથી બને એ અશક્ય છે. પણ જો અડચણ ન હોય તો થોડા ભાત લઇ ઘી નાંખી પાંચ વખત દેવતામાં હોમવો. કોઈ દિવસ દેવતા જમાડયા શિવાય છાંટવો નહિ. કેમકે જેમ આપણે ઘેર કોઇ અતિથિ આવ્યો હોય તેને ભૂખ્યો કાઢયો હોય તો આપણને પાપ લાગે તેમ અગ્નિ દેવ પણ આપણે ઘેર અતિથિ છે તેમને જમાડયા વિના પાછા કાઢીએ તો પ્રાયશ્ચિત લાગે. કોઈ પણ સત્પાત્રને ભિક્ષા અગર કોરૂં અનાજ આપવાથી મનુષ્ય યજ્ઞ વળે છે. આને માટે આપણા લોકોમાં ઘણાં ખરાં પંચ ભાગ કાઢે છે. તેમ ગાય, કુતરાને માટે પણ કાઢવામાં આવે છે. આ પ્રમાણે દરેક ગૃહમાં થવાની જરૂર છે. જેના ઘરમાં વૈશ્વદેવ થતો હોય તેને ત્યાં તો દેવયજ્ઞ વળે છે.

બ્હેનો ! હાલમાં ઉછરતી પ્રજાને મૂર્તિ પૂજા ઉપર અનાદર હોય છે, તો તે સ્ત્રીઓને પતિની મરજી વિરૂદ્ધ ન વર્તવું. તેમને તો પોતાના પતિમાં ઇષ્ટ બુદ્ધિ રાખી તેમનું પૂજન કરવું. પતિજ બ્રહ્મા વિષ્ણુ, મહેશ્વર છે એમ માનવું. તેમ પણ તેની ઇચ્છા ન હોય તો મન વડે ઇષ્ટનું તેમ પતિનું પૂજન કરવું. પતિને પતિ રૂપે નહિ પણ ઈશ્વર રૂપે માનવાના છે. સ્ત્રીઓને સારી માતા થવામાં તથા મોક્ષ મેળવવામાં શુદ્ધ પતિવ્રત પ્હેલું પગથીઉં છે. પતિનું ખરૂં સ્વરૂપ પરબ્રહ્મ રૂપ છે. દરેક માણસ જુદી જુદી રીતે ઇશ્વરના પૂજક છે. પોતાની મનેચ્છાથી જે જેને દેવ માને તેને પરમપૂજ્ય ગણી પૂજે છે. તેવીજ રીતે સ્ત્રીને પતિ એ એક ઇશ્વરનું ચિન્હ છે, અતિ પ્રેમથી ઐક્ય થઇ પોતે ઇશ્વરનું રૂપ બને છે. આવું વ્રત આ લોક તથા પરલોક બન્નેને આપનારૂં છે. તે મેળવવા સુજ્ઞ બ્હેનોએ હમેશાં પ્રયાસ કરવો. પણ ઉપર પ્રમાણે પતિમાં ભક્તિભાવ હોય તો તે પૂર્ણ રીતે ફળે છે.

હાલમાં સમાન હક બધાના મનની અંદર છે. તે દુર કરી ઉપર પ્રમાણે વર્તન રાખવામાં સ્ત્રીઓનું કલ્યાણ છે.

ધર્મના માર્ગનું સ્મરણ થવું કે તે રસ્તે દોરાવવું એ પણ આપણા પૂર્વના સુસંસ્કારનું ફળ છે. દરેક કાર્ય વિધિ પૂર્વક સમજીને આચારમાં મૂકાય તો તે ફળે છે. હમે-

શાં થોડા કાળ પણ એકજ વખતે નિયમિત રીતે વર્તવાથી ફાયદો થાય છે. આજે કંઇ કર્યું વળી કાલે કંઇ કર્યું વળી એક દિવસ ખાલી પણ જાય એ પ્રમાણે ન થવું જોઇએ. શાસ્ત્ર ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી. આપણા શાસ્ત્રમાં કેટલાક ઇતિહાસ એવા હોય છે કે માનવામાં શક પડે પણ તેમ ન કરતાં તેમાં શું રહસ્ય છે, ' તે સમજવા માટે પ્રયાસ કરવો. શંકા કરવાથી ફળ થતું નથી. ને કરેલી ક્રિયા શ્રમરૂપ થાય છે.

બ્હેનો ! ગીતામાં ત્રણ કાન્ડ બતાવ્યા છે. ને તે અધિકાર પ્રમાણે પ્રાપ્ત થાય છે. પ્રથમ કર્મ કાન્ડ જણાવ્યો છે, પછી ઉપાસના યા ભક્તિ અને પછી જ્ઞાન એ પ્રમાણે છે. હાલમાં તો દેશકાળ જોતા આપણો અધિકાર કર્મને ભક્તિ કરવાનો છે. માટે મ્હારી સર્વ બ્હેનોએ યથાવિધિ શક્તિ પ્રમાણે વ્રત નિયમ દેવ પુજન, સ્મરણ કીર્તન કરી જ્ઞાનનો અધિકાર મેળવવો. આપણા આર્યધર્મમાં જણાવેલા આચાર વિચાર પાળવાને સનાતન ધર્મ પ્રમાણે વર્તવું. હાલની કેલવણી પામેલા પુરૂષોનું માનવું છે કે મૂર્તિ પૂજાની જરૂર નથી. જડ પદાર્થને પૂજ્યે શું થાય? આ સમજ તેમના મનને ઠીક લાગતી હશે; પણ આપણું કલ્યાણ કરનાર ઇષ્ટદેવની પ્રતિમાઓ છે એને કાષ્ટ કે પાષાણ ધારી પૂજવાની નથી. જેની પ્રતિમા હોય તેના તરફ લક્ષ ચોંટે માટે મૂર્તિની જરૂર છે. અવલંબનને માટે કંઇપણ ચીજ જોઇએ. બાકી આપણા જેવાનું ચિત્ત સ્થિર થાય નહિ માટેજ આપણા શાસ્ત્રકારોએ મૂર્તિ પૂજાનું પ્હેલું પગથીયું જણાવ્યું છે.

આપણા સ્વધર્મ પ્રમાણેવર્તિ પ્રથમ તો સેવા, પૂજા, વ્રત નિયમ કરી ચિત્ત શુદ્ધિ કરવાની છે. સતસંગતી રાખવી. સત્સંગમાં ઘણો ફાયદો થાય છે. જેવો સંગ તેવો રંગ ચઢે છે. સતસંગથી રજોગુણનો ધિમે ધિમે નાશ થાય છે. ધર્મ કાર્યમાં સતગુણી થવાની વધારે જરૂર છે. તેમ આહાર વિહાર ઉપર વધારે લક્ષ આપવાનું છે. વ્રત કરી તરેહ તરેહવારનું ફરાળ કરવું, સોકટાં બાજી કે ગંજીફા રમવાની શાસ્ત્રમાં મનાઇ છે. તે દિવસે તો ઇંદ્રિયોનું દમન કરવાનું છે. મન ઉપર અંકુશ રાખવાનો છે. જેમ ઇશ્વર ઉપર વધારે પ્રેમ ઉપજે એવા મહાભારત, રામાયણ, ભાગવત, ચન્દ્રકાન્ત, દાસબોધ વિગેરે તથા વેદાંતનાં પુસ્તકો વાંચવાં. તેમ તે દિવસે આપણા નિત્યના નિયમમાં વધારો કરી જપ જાપ વધારે કરવા. બની શકે તેટલું જપ ઉપર વધારે લક્ષ આપવું. શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ કહ્યું છે કે સૌથી મોટામાં મોટો યજ્ઞ જપયજ્ઞ છે. એમાં કંઇ પણ સામગ્રીની જરૂર પડતી નથી, ને અંતઃકરણના મળ ધોવાય છે. તેમ જપયજ્ઞમાં કોઇ પણ પ્રકારની હિંસા થતી નથી.

દરેક વ્યક્તિ પોતાના ધર્મમાં ચુસ્ત હોય છે માટે આપણે પણ આપણા વેદ સનાતન ધર્મમાં શ્રદ્ધાથી ચુસ્ત રહેવું.

થોડા દીવસ ઉપર મ્હારી એક સ્નેહી બ્હેન આવ્યાં હતાં. તે જાતે શ્રાવક છે ને જૈન ધર્મમાં ઘણાં દ્રઢતાવાળાં છે. પણ એમને દેશો દેશ ફરી બધા ધર્મનું અવલોકન કરવાની હોંસ છે. એમણે દરેક ધર્મના શાસ્ત્રના પુસ્તકો ઘણા ખરા વાંચ્યા છે. અત્રે આવ્યા તે વખતે મીશનરી લોકોનું દેવળ જોવા તે ગયાં હતાં. તે જોઇને આવીને મને તેમણે કહ્યું કે બ્હેન આપણા લોકો જેના સંગથી નાસ્તિક થાય છે તે લોકો પોતાના ધર્મમાં કેટલા બધા ચુસ્ત છે. ત્યાં એ લોકોના બાળકોથી કે વૃદ્ધો બધા એકઠા થએલા

હતા. ત્યાં પણ મૂર્તિ છે. દરેક માણસની દૃષ્ટિ એમના આચાર્યના ઉપર હતી ને તે શું કહે છે તે ઘણીજ શાન્તિથી લક્ષ આપી સાંભળતા હતા. જે પ્રમાણે આચાર્ય બતાવે છે તે પ્રમાણે દર્શાવી સઘળી ક્રિયા કરે છે. બીલકુલ કોલાહલ નહોતો ને ઘણી શાન્તિ પ્રસરેલી તેમના જોવામાં આવી. તેથી તેમનું મન ઘણું રાજી થયું. તેમણે કહ્યું બ્હેન આપણ આર્ય બહેનો આવાં શાન્ત ક્યારે થઇશું. એ લોકો જેવી શાન્તિથી એકઠા મળી પ્રાર્થના કરે છે તેવી રીતે આપણા લોકોને કરતા ક્યારે જોઇશું, આપણામાં શું એ ન બને, આવી રીતે તેમનું બોલવું થયું હતું.

હું પણ કહું છું કે એ પ્રમાણે બનવામાં મુસ્કેલ નથી. પણ દરેક મતની ભિન્નતા ટાળી સૌને યોગ્ય લાગે તેમ પોતાના ઇષ્ટની પ્રાર્થના કરે તો આપણામાં પણ ઉપર પ્રમાણેનું બને. આપણામાં તો ચાર એકઠા થયા કે વાતોનો રસ વધે છે, તેમ દરેકના ધર્મમાં મતભેદ હોય છે. તે દુર થવો જોઇએ પૂર્ણ બ્રહ્મ પરમાત્મા એકજ છે. દરેકના ધર્મ પ્રમાણે સૌએ તેના નામ જુદા કલ્પ્યાં છે. માટે ભેદ ભાવ રાખવો નહિ ને એકત્ર થઇ પરબ્રહ્મ પરમાત્માની અનન્યને નિષ્કામ ભક્તિ કરવી એ આપણું કર્તવ્ય છે.

બ્હેનો મોહને વશતો ઘણા જણ છીએ. પણ ઉછરતી પ્રજામાં તો મોહાંધપણુંજ જોવામાં આવે છે. ઘણાના મનમાં તો ઇશ્વરના અસ્તિત્વમાં પણ શક છે ને પોતાનો પુરૂષાર્થજ શ્રેષ્ઠ માને છે. આ બાબતનું પ્રત્યક્ષ પ્રમાણ જોવામાં આવે છે, પણ તેમનાથી સમજાતું નથી. આપણે કેટલાકને ઘણા શ્રીમાન્ જોઇએ છીએ કેટલાકને છેક નિર્ધન અન્ન વસ્ત્ર વગરના પણ જોઇએ. છીએ કેટલાકને ઘણાં છોકરાં હોય છે. ને કેટલાકને એક બાળક વગર વંશ જાય છે. આ સર્વ લીલા ઇશ્વરનાજ હાથમાં છે. સૌના પ્રારબ્ધ પ્રમાણે સૌ બને છે. "કરશો તેવું પામશો" એ કહેવત સ્વાભાવિક છે. ને તેનો અનુભવ ઉપર પ્રમાણે થાય છે કે કર્યું છે તેવું ભોગવવું ને કરી શું તેવું પામીશું માટે આ ભવમાં એવું કરવું કે પૂર્વે કંઈ પણ દુષ્કૃત કરેલાં હોય તેનું પણ પ્રાયશ્ચિત્ત થાય.

મમત્વને તજી મોહાંધપણું તજવું જોઇએ. કંઈ પણ વસ્તુમાં પ્રીતિ ઉપજે છે એટલે તેમાં આપણને મોહ ઉપજે છે. એ ચીજ ક્ષણ ભંગુર છે એવું મનમાં સારી રીતે સમજવું જોઇએ. દેવ, મનુષ્ય, પશુ, પક્ષી અને સર્વ પદાર્થ અવિનાશી નથી. દરેક ચીજ નાશવંત છે. દેવતાને પણ પુણ્ય કર્મ ભોગવાઇ રહે છે એટલે સ્વર્ગનું સુખ નાશ પામે છે. મનુષ્યમાં પણ તેમજ છે, આપણાં વડીલો ક્યાં છે ? કાલે કરીને આપણે પણ નહિ હોઇએ એવો વિચાર કરવો. વ્યવહાર પૂરતો મોહ રાખવો પણ અંતર રાગ તજી દેવાનો છે. બ્હેનો ગજેન્દ્રમોક્ષ તો ઘણાએ વાંચ્યું હશે. તો ગજેંદ્ર એ આપણું મન છે કાળ કરાળ એ ગ્રાહ છે સંસાર રૂપી સાગરમાં આપણે પકડાયાં જઇએ છીએ. ગજેન્દ્રને એના પુત્ર સ્ત્રી વિગેરે ઘણાં જણ છોડાવવા આવ્યા પણ કોઈ તેને છોડાવી શક્યું નહિ.

પણ એના સંસ્કાર ઉદય થયાને ને શ્રી પરમાત્માની પરમ પ્રેમથી અનન્ય ભક્તિ કરી ત્યારે શ્રી હરિએ તેને મુક્ત કર્યો. તેમ આપણે પણ ધર્મ રીતિએ વર્તિ પરમાત્માની પૂર્ણ શ્રદ્ધાથી ભક્તિ કરી તેના પદને પામવાનો માર્ગ શોધવો એજ આપણને સહાય થઇ સંસાર સાગરમાંથી તારશે.

બ્હેનો મ્હારી અલ્પ સમજ પ્રમાણે મેં આ વિષય લખ્યો છે. હું પણ તમારા સર્વના જેવીજ છું. કાંઈ વિશેષ નથી. પણ આપણ સર્વને ઉદ્દેશીનેજ લખ્યું છે. જ્યારે આપણે સર્વ બ્હેનો દર્શાવેલા શાસ્ત્ર નિયમને માર્ગે વહન કરીશું ત્યારે આપણાં ગૃહ પણ દેવમંદિર જેવાં બનશે, તે સંસ્કારી માતાઓને હાથે પ્રજા ઉછરશે ત્યારે આપણી પૂર્વની સ્થિતિને પહોંચતાં વાર નહિ લાગે એવું મારૂં માનવું છે. આ વિષયમાં ઘણી ન્યૂનતા રહી હશે તો તે મારે સર્વની ક્ષમા માગું છું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

સૌ. રૂક્મણી બ્હેન.

---

# વાર્તાલહરી.

---

## વિધવા-એક ચિત્ર.

---

( લેખક. રા. હરિશંકર હરજીવન ત્રિપાઠી.)

---

૧.

### આગબોટમાં.

મધ્ય રાત્રિનો સમય થયો હતો. આકાશ સ્વચ્છ હતું. ચંદ્રમા પોતાના પૂર્ણ તેજમાં પ્રકાશી નિકળ્યો હતો, અને જગતને આનંદ આપવાથી જાણે પ્રફુલ્લિત થયો હોય નહીં શું એમ સર્વત્ર પોતાની રૂપેરી પ્રભા પ્રસારીને વ્યોમમાં નાચતો હતો. વાદળી રંગનું આકાશ ઝગમગતા તારાઓથી, જાણે લોખંડનું બુટ્ટાદાર બખ્તર યોદ્ધાને ઢાંકી દેતું હોય તેમ પૃથ્વીને વિંટાળી દેતું હતું; અને આખું જગત્ દિવસના કાર્યમાંથી મુકત થઈને થાક ઉતારવાને માટે આરામ લેતું હોય એમ નિશ્ચેષ્ટ થઈને સુતું હતું.

આવે વખતે એક આગબોટ, મહાસાગરમાં મુંબઈ તરફના બારાનો રસ્તો સુસવાટ કરી કાપતી હતી. તેનાં ઉતારૂઓને આસપાસનો દેખાવ ઘણો રમણીય લાગે એવો હતો. વેગથી ઉછળતાં મોજાંઓમાં પ્રતિબિંબ પાડતાં ચંદ્રનાં કિરણ, જોનારને કંઈ અલૌકિકજ આલ્હાદ આપતાં હતાં કર્ણેન્દ્રિયને હળ હળ કરતા પાણીનો પ્રવાહ એક સ્વર્ગીય ગાન સંભળાવતો હતો. દષ્ટિસીમા પાસે મળતાં આકાશ તથા સમુદ્ર ઇશ્વરનો પ્રભાવ સૂચવતાં હતાં; અને તારાઓ તથા ચંદ્રમા સહિત આકાશનું પ્રતિબિંબ પાડતો સમુદ્ર, જાણે પોતાના ઉદરમાં બીજુંજ વ્યોમ ધરાવતો હોય નહીં એમ ભ્રાન્તિ ઠરાવતો હતો. ઉડુગણ મંડળમાં એક ઠેકાણે સપ્તર્ષિનું મંડળ ખગોળ વિદ્યાના રસિકને અવર્ણનીય ઉત્સાહ આપતું હતું, જ્યારે જુદાં જુદાં બીજાં ઝુમખાંઓ એમ દર્શાવતાં હતાં કે, જગત્ કર્તાનાં કાર્યો ગણવાં એ તેમને ગણવા જેટલાં અસંખ્ય છે. પણ ઇશ્વરની લીલાનું અવલો-

કન કરતા, તથા આકાશ તરફ સ્થિર દૃષ્ટિથી જોતા, આગબોટમાંના એક યુવક તરફ ચાલો આપણે આપણી દૃષ્ટિ ફેરવીએ. આ સમયે આગબોટમાંના ઘણા ખરા ઉતારૂઓ નિદ્રા દેવીને આધીન થઇને પડેલા હતા. ફક્ત [1]કેબીનની અંદર એક ઝાંખો દીવો બળતો હતો, અને સ્ત્રીઓનો વાતો કરતો મૃદુસ્વર સંભળાતો હતો. આગબોટ ખાનગી હોવાથી, તથા તેમાં એક સારા રાજ્યના અમાત્યનું કુટુંબ હોવાથી, તે ભાગ ખાસ સ્ત્રીઓને અલાયદોજ સોંપવામાં આવ્યો હતો અને પુરૂષ વર્ગે બ્હાર [2]ડેક ઉપર પોતાનો પડાવ નાંખ્યો હતો. પણ અંદર પુરતી જગ્યા ન હોવાથી, ગરીબ સ્થિતિની લુવાણા જ્ઞાતિની બે ડોશીઓને બહારજ જગ્યા આપવામાં આવી હતી. સ્વાભાવિક રીતેજ વૃદ્ધ મનુષ્યોને નિદ્રા થોડી આવે છે, અને તેથી આ વૃદ્ધ ડોશીઓનું જોડું પણ હજુ ઉંઘ્યું ન હતું. તેઓ એક બીજાની સંસારિક સ્થિતિની વાતો કરતાં હતાં. જ્યારે એક પોતાની પુત્ર વધુની ફરિયાદ કરતી હતી ત્યારે બીજી પોતાનાં મૃત બાલકોને સંભારીને પોતાનું દુઃખ દર્શાવતી હતી. કહ્યું છે કે—" સરખે સરખાં મળ્યાં અને ભવના ફેરા ટળ્યા, " અને આ ડોશીઓની બાબતમાં પણ એવું હોવાથી તેમની વાતોનો પાર આવે એમ નહોતું; અને તેથી આપણે આગળ કહેલા યુવક તરફ આપણું ધ્યાન દોરાવીએ.

કેબીનના મુખ્યદ્વારની પાસે એક ખુરશીના ગોળ આકારની બેઠક હતી, અને ત્યાંથી કેબીનમાં શું થાય છે, તે બધું દેખાય એવું હતું. આ બેઠક ઉપર આપણે કહી ગયા તે યુવકે પોતાનું આસન લીધું હતું. તેની મુખમુદ્રા ગોળ તથા ભવ્ય હતી. નેત્ર વિશાળ હતાં અને દીર્ઘદૃષ્ટિ તથા દયાળુપણું સૂચવતાં હતાં. શરીરનો વર્ણ ગૌર હતો તથા તેની ઉમર લગભગ વીશ, એકવીશ વર્ષની કળી શકાતી હતી. બહુ ટાઢ હોવાને લીધે એક કીમતી સોનેરી શાલ તેણે શરીરની આસપાસ લપેટેલી હતી, અને પવનમાં ઉડતા તેના મસ્તકના લાંબા વાળ, આકાશ તરફની તેની સ્થિર દૃષ્ટિ, અને પલાંઠી વાળેલી તેની આકૃતિ અતિ રમણીય અને આકર્ષક લાગતાં હતાં. વાંચનારને આ યુવકનું રહેજસાજ વૃત્તાંત આપીને આપણી વાર્તા આગળ ચલાવીશું.

તેનું નામ સુબોધચંદ્ર હતું. મુંબઇની એક સારી કૉલેજમાં તે બી. એ. નો અભ્યાસ કરતો હતો. તેના પિતા એક મ્હોટા સ્ટેટમાં સારી જગ્યાએ હતા, અને કૉલેજમાં રજા પડતાં સુબોધ વારંવાર તેમની પાસે જતો. તેનો સ્વભાવ ઘણોજ આનંદી હતો અને માતાપિતાને તથા ન્હાની બ્હેન મૃણાલિનીને તેની વાર્તા બહુજ આનંદ આપતી હતી. ગાયનમાં તે કુશળ હતો અને ચિત્રકળામાં પણ ફર્સ્ટ ગ્રેડની પરીક્ષા તેણે પાસ કરી હતી. સારે ભાગ્યે પૈસાદાર વર્ગના વિદ્યાર્થીઓમાં જે અસર થાય છે, તે તેને મુંબાઇમાં રહેવા છતાં થઈ નહોતી. તેનો સ્વભાવ જો કે તેના પરિચયમાં આવેલાને મળતાવડો લાગતો, તોપણ અજાણ્યાની જોડે તે ગંભીર રહેતો, અને આવા સ્વભાવને લીધે ખરાબ સોબતથી તે બચ્યો હતો. તેનું મૂળ વતન અમદાવાદ હતું અને તેનું લગ્ન એક સારા ઓફિસરની કન્યા જોડે કરવામાં આવ્યું હતું. તેના પિતા સુધારક હોવાથી, તેની પત્નિની વયમાં લગભગ આઠ વર્ષનું અંતર રાખ્યું હતું અને તેથીજ તે ભણવાને શક્તિમાન્ થયો હતો. તોપણ તે સાંસારિક દંપતી સુખથી છેક અજાણ્યો નહતો. સંસ્કૃત

---

૧ આગબોટની અંદરનો ભાગ. ૨ આગબોટનો ઉપરનો ભાગ.

કવિયોનાં નાટકોએ તેને રસિક કીધો હતો, અને શકુન્તલાના તો દરેક શ્લોક તેને જીભાગ્રે હતા. રસિલા કવિ કાલિદાસના રસિલા વાંચક સુબોધને શકુન્તલાને સાસરે જતાં કણ્વની ની શીખામણ અતિપ્રિય થઇ પડી હતી. એથી પોતાની પ્રિયાને તેનું ભાન કરાવવાને માટે તેણે એ શ્લોકનું ગુજરાતી કવિતામાં ભાષાન્તર કરીને કાગળ મારફતે મોકલ્યું. ગરીબ બિચારી સુમિત્રા ! તે રસિકની રસિલી કવિતાનો જવાબ આપી શકી નહીં. અને જો કે તેની ઉમ્મર તેર વર્ષની હતી તો પણ તે શંકલદેવની દેવળ દેવી જેવી ઉન્મતિની નહોતી. તેનો સ્વભાવ બહુજ ગરીબ હતો. તે છતાં ઘણો વિચાર કર્યા પછી, ઘણા કાગળો ફાડયા પછી, તથા ઘણી લીંટીઓ છેકયા પછી આખરે તે મહા મહેનતે એક ભાગ્યો તૂટયો કાગળ લખવાને શક્તિમાન થઈ. વાંચનાર, આ ઉપરથી હેં એનું-રહેજ પણ અનુમાન કર્યું હશે કે સુબોધ અત્યારે શા વિચારમાં હતો ! એક તરફ તે સુમિત્રાનો કાગળ વાંચીને આનંદના ઉભરામાં સ્નાન કરતો હતો ત્યારે બીજી તરફ અંદરથી આવતા સ્ત્રીઓના મધુરસ્વરો તરફ તેનું ધ્યાન ખેંચાયું હતું. આ પ્રમાણે વિચારના ચકડોળે ચડેલો આપણો યુવક ઘડીમાં આકાશમાં તારાઓ તરફ જોતો તથા ઘડીમાં જળમાં ચંદ્રમાનું પ્રતિબિંબ જોતો નિમગ્ન થઇને બેઠો હતો. ઓચિંતી સુબોધની વિચાર માળા તૂટી ડોશીઓએ હવે પોતાની સંસારિક કથાનું પિંજણ પુરૂં કર્યું હતું, અને કુદરતની લીલાએ તેમને પણ આકર્ષ્યાં. એક ડોશી ધીમે સ્વરે ભજન બોલવા લાગી:—

* * * * * *

"કે પીતા ગુલાબકા પ્યાલા કે સંગે કોઇ બીના આયા," આ લીટી સુબોધને કાને અથડી, અને કર્ણને ભેદીને મનને ડોલાવ્યું. વિચાર સાગરમાં મોજાઓ ઉછળવા લાગ્યાં, અને સુબોધ જાણે સમાધિમાં હોય એમ અંગ્રેજીમાં બડબડયો *" yes. beautiful as these lines are, beauti'ul are the sentiments that they invoke in me. A day will come when I also shall be no more. What is the utility of my life then ? To vanish like a dream from the face of this earth ! Oh no, they remind me long fellow's well known lines.–

" Lives of great men always remind us
How we may make our lives sublime
So that we may leave our footprints behind us
× × × × × × on the sandstone of time."

and then again........."

* સત્ય કહું છે આ સુંદર લીટીઓ, મારા મનની અંદર સુંદર ભાવનાઓને જન્મ આપે છે. એક દિવસ આવશે, કે જ્યારે હું પણ આ દુનિયાની હમેશને માટે રજા લઈશ. જીવનનું ત્યારે સાર્થક શું ? સ્વપ્નની પેઠે સૃષ્ટિની અંદરથી અલોપ થવું ! ના ના મને કવિ લોંગફેલોની લીટીઓ યાદ આવે છે:—

"મહાન્ મનુષ્યોનાં જીવન બતાવે છે કે આપણે આપણી જીંદગી કેવી ઉત્તમ રીતે ગુજારીને કાળના ચક્ર ઉપર નિશાન મૂકી જઇએ.

એટલામાં સમાધિ તૂટી કેબીનના દાદર ઉપરથી ચડતાં ધીમાં પગલાંનો અવાજ સંભળાયો અને સુબોધને કાને રૂપેરી ઘંટડીમાંથી નિકળતા ઝણકાર જેવા અતિ મધુર શબ્દો પડ્યા.

" અહો સુબોધભાઇ, હજુ ઉંઘ્યા નથી. બધાં નિદ્રાધીન થઇ ગયાં છે, ત્યારે તમે તો જાણે સમાધિમાં બુદ્ધ દેવજ બેઠા હોય એમ સ્તબ્ધ બેઠા છો ! ભાઈ, સુમિત્રા ભાભીનો વિચાર કરો છો કે અભ્યાસનો ?

વિચારમાંથી જાગેલો સુબોધ પહેલાં તો પ્રશ્નનો અર્થ પુરો સમજી શક્યો નહી. પણ પછી તરતજ સમજતાં બોલ્યો–ઈંદિરા બ્હેન, કંઈક એમ છે ખરૂં. પણ મને તમારો ભાભી કરતાં તમારો વિચાર વધારે આવે કારણ કે—

સુબોધ પોતાનું વાક્ય પુરૂં કરે એટલામાં અંદરથી ઇંદિરાની કાકી બિંદુમતીના ન્હાના પુત્રનો રડવાનો અવાજ આવ્યો. " સુબોધભાઈ, હું હમણાં આવું છું " એમ કહીને ઇંદિરા કેબીનમાં અદૃશ્ય થઇ ગઈ.

૨

## ઇંદિરા.

આ સ્થળે વાંચનારને ઇંદીરાનું ઓળખાણ કરાવવું ઉપયોગી થઇ પડશે. જે રાજ્યમાં સુબોધના પિતા હતા, તે રાજ્યના એક ધનાઢ્ય ગૃહસ્થની તે પુત્રી હતી. એકની એકજ પુત્રી હોવાથી તથા પુત્ર ન્હાનો હોવાથી પિતાનું તેના ઉપર નિઃસીમ વ્હાલ હતું; અને હોય તેમાં કંઇ નવાઈ જેવું નહતું. ગમે તે પ્રથમ પરિચયમાં આવનારને પણ તેની આકૃતિ આકર્ષણ કર્યા વગર રહેતી નહોતી. તેનાં લોચન અણીઆળાં તથા પાણીદાર હતાં. મનસિજના ધનુષ્યની પેઠે ઝીણી કમાનવાળી ભ્રમર તેમના ઉપર આવેલી હતી. નાક સ્હેજ ઉન્નત પણ પ્રમાણસર હતું. તેની પારદર્શક ત્વચામાંથી રૂધિરનો લાલાશ પડતો રંગ તંદુરસ્તી સુચવતો હતો, અને શ્વેત મુખકમળમાં આવી રહેલા રક્ત ઓષ્ઠ કંઇક અલૌકિકજ રૂપ આપતા હતા. તેની ઉમ્મર લગભગ પંદર, સોળ વર્ષની હતી. મુખ છાયા નિર્દોષતા તથા મળતાવડાપણાનું ભાન કરાવતી હતી, અને તેનો હમેશાં હસતો ચ્હેરો સહવાસમાં આવેલાને આનંદ આપતો હતો. ગમે તેની જોડે છુટથી હસવા બોલવાની તેને ટેવ હતી. ગુજરાતી પૂર્ણ ભણ્યા ઉપરાંત તેણે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો. અને પિતાના પરિશ્રમથી ગીતાનું રહસ્ય સમજવાને શક્તિમાન થઇ હતી. બધા શ્લોક તેને જીહ્વાગ્રે હતા. સુબોધનો પિતા તથા ઇંદિરાનો પિતા ગાઢા મિત્રો હતા, અને તેથી સુબોધને તથા ઇંદિરાને ન્હાનપણથીજ ભાઇ બ્હેન જેવો પરિચય હતો. કોઇ કોઇ વખતે નવરાસની વેળાએ ઇંદિરાને સુબોધ સંસ્કૃતના કઠણ શ્લોક સમજાવતો, અને ઇંદિરાને પણ તેની પાસે શિખવું બહુ રમુજી થઈ પડયું હતું. સુરતમાં તેનું લગ્ન એક સાધારણ કુટુંબના સાધારણ છોકરા વેરે કરવામાં આવ્યું હતું. તે અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણતો હતો, પણ તેની ઉમ્મર કમનસીબે ઇંદિરાથી એક બે વર્ષે ન્હાની હતી. તેના પિતા ન હોવાથી માતાએ તેને લાડમાં ઉછેર્યો હતો અને તે છતાં સ્વાભાવિક રીતેજ તેનો સ્વભાવ ગરીબડો હતો. ઇંદિરાને રમેશ કરીને એક ચાર, પાંચ વર્ષનો ન્હાનો ભાઇ

હતો. તોફાની રમેશ પિતાની પાસે આવનારા ગૃહસ્થોની પાઘડીઓ ઉછાળવામાં અથવા તો બીજી કંઇ મસ્તી કરવામાં કુશળ હતો. પિતાનું તે માનતો નહતો, પણ ઇંદિરાની તેને જબરી ધાક હતી. માતા ન હોવાથી, ભગિનીનું ધ્યાન રમેશને ઉછેરવામાં તથા ભણાવવામાં હતું. ન્હાનો રમેશ કાલું કાલું બોલીને તેને બહુજ આનંદ આપતો અને ઇંદિરા પોતાના જીવ કરતાં પણ તેને વધારે વ્હાલી હતી.

જે વખતે સુબોધની જોડે વાર્તાલાપ કરવાને તે અંદરથી બ્હાર આવી ત્યારે તેણે શ્વેત સાડુ પહેર્યો હતો. હાથમાં ફક્ત ઝીણી સોનાની બંગડીઓ હતી, અને કંચુકી પણ સાદી શ્વેત વસ્ત્રનીજ હતી. રાત્રિના સમયમાં ચંદ્રના પ્રકાશમાં ઇંદિરાનો આવો સાદો પહેરવેશ તેની કાન્તિને અવર્ણનીય પ્રભાવ આપતો હતો. સુબોધ તેની રજાઓ પુરી થતાં મુંબઇ જતો હોવાથી, ઇંદિરા પોતાની કાકી બીંદુમતિની જોડે તેને સાસરે સુરત જતી હતી, પણ વાંચનારને આગળ વધ્યા પહેલાં ઇંદિરાની સાંપ્રત સ્થિતિનું ભાન કરાવવું જોઇએ. તેના વર્ણન ઉપરથી વાંચકને કંઇક ખ્યાલ આવ્યો હશે, અને પુરતો સંદેહ ભાગવાને એટલું કહેવું બસ છે કે સૌભાગ્યવતીને ભૂષણરૂપ મસ્તકને શોભાવતો નાગફણાના જેવો ચોટલો તથા કપાળમાં ચાંદલો ઇંદિરાને આપણી વાર્તાની વખતે દીપાવતાં નહોતાં. તેનું સૌભાગ્ય સ્વપ્નની પેઠે, છ મહિનામાં નષ્ટ થયું હતું તેનો હમેશાં માંદો રહેતો પતિ દારુણ કોલેરાના રોગ થઈ પડ્યો અને ઇંદિરાને છાતી ફાડી નાંખનારા સમાચાર મળ્યા. તેના પિતાનું દુઃખ આ વખતે અસીમ હતું. અને ગરીબ બિચારી કમનસીબ ઇંદિરા, રોજ ઓરડાનાં દ્વાર વાશીને રોયા કરતી હતી. શેનું શાનું આવે છે તે પુરેપુરૂ તેણી સમજી શકતી નહોતી. ન્હાનો રમેશ પિતાને કંઠે વળગીને કાલા શબ્દોમાં હમેશ પુછતો 'પિતાજી ઇંદિરા કેમ લોજ લોયા કરે છે. તેનો ચોતલો કેમ કપાવી નાંખ્યો છે. મને તો એવું મારું નથી ગમતું વગેરે' પિતા તેનું મ્હોડું દાબી દેતો અને ઇંદિરા હવે પહેલાં કરતાં પણ રમેશની જોડે વધારે કાળ ગાળવા લાગી. સમયે આ દુઃખનો ઘા કંઇક રૂઝવ્યો હતો આજે ઇંદિરાને વિધવા થયાને છ મહિના થયા હતા. કુળવાન મા બાપની કુળવાન બાળાને ગીતાના ઉપદેશે હજુ સુધી યોગ્ય માર્ગેજ દોરી હતી. હજુ નિર્દોષતા તેના ચહેરાને દૈવી પ્રભાવ આપતી હતી. સુબોધ પાસેથી સંસ્કૃત નાટકો વાંચવાને શિખેલી બાળાને તેમાંની નાયિકાઓના ભાવ હજુ નવીનજ હતા. અને હવે તેને અજ્ઞાનપણામાંજ સુખ હતું. હતભાગિની ઇંદિરા (!) પોતાનો સઘળો કાળ રમેશને કેળવવામાં અને ગૃહકાર્યમાં ગાળતી હતી. ઇંદિરાનો હસમુખો ચહેરો તથા છુટથી વાત કરવાની ટેવ તો હજુ જેવાંને તેવાંજ હતાં. અને તેથી તેના સહવાસમાં આવનાર દરેકની તે પ્રીય થઇ પડી હતી. તેની સખીઓ અસંખ્ય હતી, પણ વિધવા થયા પછી ઇંદિરાએ તેમનો પરિચય ઓછો કર્યો હતો. યુવાનીના ઉન્મત્ત પવનમાંથી પોતાને બચવાનું છે એમ તે હવે સમજવા લાગી હતી, અને જો કે દિવસનો ઘણો ખરો ભાગ તે કામકાજમાં તથા વાંચવામાં ગાળતી, તો પણ મૃતપતિનું સ્મરણ તેને કોઇ કોઈ વાર થઈ આવતું. પતિના સહવાસમાં તે એક, બે મહિના રહી હતી, અને તેના શાંત સ્વભાવે તેનું આકર્ષણ કર્યું હતું. પણ તે સમય નિર્દોષતાનોજ હતો. અને પ્રીતિની સાંકળ બંધાયા પહેલાં તુટી ગઈ. હવે ઇંદિરાએ પોતાનું ધ્યાન પુસ્તકો તરફ દોડાવ્યું, તથા સહેજ

આજ ઘર ઉપયોગી વૈદું વગેરે વાંચવા માંડયું હતું. આપણે આગળ જોઇ ગયા તેમ ઇંદિરા "આવું છું" એમ કહીને કેબીનની અંદર ગઇ. બિંદુમતીનો ધાવણો પુત્ર જાગ્યો હતો, અને ક્ષુધાને લીધે રડતો હતો. ઇંદિરાએ તેને તેડયો અને ચુંબન કર્યું. સઘડી ઉપર ગાયનું દુધ ઉનું મુકયું અને હળવે હળવે ચમચાવતી પાવા લાગી. બાળક હસ્યો, ઇંદિરા પણ તેના સામું જોઇને હસી. બાલકની નિર્દોષતામાં ઇંદિરાની નિર્દોષતા ભળી, અને ચુંબનના રૂપમાં અદૃશ્ય થઇ ગઇ. બાલકને તેની માતાને સ્વાધીન કરીને ઇંદિરા ઉપર આવી. બ્હારથી સુબોધ આ બધું જોયા કરતો હતો. ઇંદિરાએ આવતાં વેંતજ પુછ્યું—"સુબોધભાઈ તમે શું કહેતા હતા" સુબોધ ખમચ્યો. જરા વિચારમાં હોય, એમ દેખાયો, અને પછી હળવેથી બોલ્યો:—બ્હેન, હું એમ કહેતો હતો કે મને તમારો વિચાર આવે છે. ૭ મહિના પહેલાં તમારૂં મુખ જોઇને સઘળા શુકન માનતા હતા. આજ તમારો પડછાયો પણ અપશુકનમાં ગણાય છે. શું ઇશ્વરની એવી ઇચ્છા કે તમારાં જેવાં નિર્દોષને દુઃખ આપવું? અથવા તો આપણે હાથે કરીને રૂઢિને અનુસરીને નકામું દુઃખ ઉભું કર્યું છે? સુધારાવાળાઓ શું પુનર્વિવાહ કરવામાં ખોટા છે?

ઇંદિરા—સુબોધભાઈ, આ બાબત ગંભીર છે શું તમારા જેવા કેળવાયલાઓથી ગ્નાતિ બંધન તોડી ન શકાય? હવે તો ઘણાએ એમ કરવાને શક્તિમાન્ થયા છે. પણ ભાઈ, મારા વિચાર આ બાબતમાં જુદા છે મેં ઘણા વિચારો કર્યા છે, બે બાજુની દલીલો જોઈ છે, અને મને તો એ ઠીક લાગે છે કે—

ઇંદિરા પોતાનું વાક્ય પુરૂં કરે એટલામાં અંદર એક સ્રીનો વાતો કરવાનો અવાજ સંભળાયો. બીજી બધી સાંભળતી હતી અને એ પોતાની કર્મકથા રડમસ ચહેરે તથા રોતી ભાષામાં કહેતી હતી. ઇંદિરા તથા સુબોધની વાર્તા બંધ પડી, અને બન્નેનું ધ્યાન તેની વાતોમાં ખેંચાયું. (અપૂર્ણ.)

# વિવિધ વિહાર.

## સ્રી કેળવણી.

લેખક રા. મોહનલાલ પા. દવે. એમ. એ. એલ. એલ. બી.

(સાધન પાને ૩૦૭ થી.)

**નૈતિક કેળવણી:-** એ શીવાય, સ્રીઓને ઉત્તમ ગૃહ શિક્ષણ અપાવવું જોઇએ, સારાં નીતિનાં પુસ્તકો, સીતા, સાવિત્ર, દમયન્તી વગેરે સાધ્વી સ્રીઓનાં ચરિત્રો તેઓના હાથમાં મુકાવવાં જોઇએ, અને માતા તરફથી સ્રી તરીકેના ધર્મનો ઉપદેશ પણ તેમને થવો જોઇએ. સાસરે મોકલવાની જેટલી ઉતાવળ કરવામાં આવે છે અને તે વિષે જેટલી કાળજી રાખવામાં આવે છે તેટલી ઉતાવળ અને તેટલી કાળજી શ્વસુર કુટુમ્બમાં

કેવી રીતનું વર્તન રાખવું એ વિષે ઉપદેશ આપવામાં નથી રખાતી. એ જો સિદ્ધ ન હોત તો આ લેખમાં તે તરફ લક્ષ દોરવાની જરૂર પડત નહીં. પણ વસ્તુ સ્થિતિ એવી છે કે સાસરામાં પતિ વગેરે સમ્બન્ધીઓની સાથે કેવી રીતનું વર્તન રાખવું અને તેના તરફ શી શી ફરજો બજાવવાની છે તે સમજાવવાને બદલે ક્વચિત્ ક્વચિત્ "સ્ત્રી સ્વાતંત્ર્ય," "સમાન હક" વગેરેના મિથ્યા બકવાદથી તેના મગજમાં પોતાનાં ખરાં કર્તવ્યો વિષે ભારે ગુંચવણ ઉત્પન્ન કરવામાં આવે છે; અને સમાન કે ઉતરતી સ્થિતિની અજ્ઞાન બાળકીઓના સંગથી એ ગુંચવણ દૂર થવાનો સંભવ નથી. વિલાયતમાં પણ રાજ્યદ્વારી બાબતોમાં સ્ત્રીઓના હક વિષે કેટલો મત ભેદ પડયો છે તે પરથી સમજાશે કે ત્યાંના 'સુધરેલા' લોકોમાં પણ સમાનતાના વિચાર કંઈક મર્યાદિત છે; અને સંસાર વ્યવહારમાં પણ ઉભય એક બીજાથી તદ્દન સ્વતંત્ર હોય છે એમ નથી હોતું. કેટલીક યુનિવર્સિટીમાં, ઉચી પરીક્ષામાં પાસ થનારી સ્ત્રીઓને ડિગ્રી (પદવી) આપવી કે નહીં તે વિષે પણ મતભેદ હોય છે. "ઇંડિયન લેડીઝ મેગેઝીન"માં એક અંગ્રેજ બાઇ લખે છે તે પ્રમાણે, " In the long run, whatever suffragettes may say, men rule. " ( મતાધિકારને માટે લ્હડનારી સ્ત્રીઓ ગમે તેમ કહે, પણ આખરે પુરૂષનીજ સત્તા ચાલે છે ). એ પરથી સ્ત્રીને દાસી જેવી ગણવાનો કે તેને સલાહકાર ન ગણતાં માત્ર આજ્ઞા કારિણી જેવી માનવાનો પુરૂષનો ધર્મ નથી, તેમજ 'પતિ ઉંઘે પછી ઉંઘવું અને ઉઠે ત્યાર પહેલાં ઉઠવું, પતિએ જેમાં ભોજન કર્યું હોય તેજ થાળીમાં જમવા બેસવું,' વગેરે સૂક્ષ્મ નિયમોનાં પાલન વિષે આગ્રહ કરવો પણ જરૂરનો નથી, જ્યાં સ્નેહ હોય ત્યાં સ્વાભાવિક રીતે જેવા પ્રકારનું વર્તન રખાય તેને માટે વિસ્તૃત નિયમો કર્યાથી કૃત્રિમતા આવી જાય છે અને સ્નેહનાં સૂચક તરીકે એ વર્તનની ખુબી પણ નષ્ટ થાય છે. એ નિયમોનું સખ્ત પાલન થતું હોય છે એમ માનવું એ મૂર્ખાઇ ભરેલું છે. એકવાર જે થાળીમાં પતિએ ભોજન કીધું હોય તેમાંજ ફરીથી બેસવાનું તેને પોતાને કહેવામાં આવે તો તે તેને રૂચે કે નહીં એ સંશય ભરેલું છે, પણ તેથી તેને પોતાની જાતને માટે તિરસ્કાર છે એમ માનવાનું લેશ માત્ર પણ કારણ નથી. એ નિયમો માત્ર સ્ત્રીઓ પતિ તરફ માનની અને સ્નેહની લાગણીથી જુએ છે એટલુંજ સૂચવે છે, જ્યાં એ માન અને સ્નેહ હોય ત્યાં એ નિયમોનાં સખ્ત પાલન વિષેનો આગ્રહ નકામો છે, જ્યાં એ લાગણી ન હોય ત્યાં એવી કૃત્રિમતા કેવળ અર્થ હીન-નિરર્થક છે.

આપણા અવિભક્ત કુટુંબમાં પતિ ઉપરાંત બીજા સમ્બન્ધીઓ તરફ પણ સ્ત્રીને જુદા જુદા ધર્મ બજાવવાના છે. તેણે સહનશીલતા રાખવી જોઇએ, મધુર ભાષિણી થવું જોઇએ, અને ગૃહકાર્યની કુશળતા આદિવડે સર્વ કુટુંબીઓને સંતોષ આપવો જોઈએ, સંસારમાં અનેક પ્રસંગો એવા આવે છે કે જ્યારે ગમે તેવી સંભાળ રાખ્યા છતાં પણ કેટલુંક વર્તન સર્વને અનુકૂળ ન પડે એવું થઇ જાય છે, સારા હેતુથી અમુક કાર્ય કરવામાં આવ્યું હોય તેપણ કેટલાકને વાંકું પડે છે, અને કેવળ નિર્દોષપણે બોલાયલા બોલમાં પણ કંઇક દુષ્ટ માર્મિકતા કલ્પવામાં આવે છે. જ્યાં છોકરાંની જંજાળ ઉમેરાઇ કે તેની સાથે તેના પ્રમાણમાં એવા એવા વિકટ પ્રસંગોની

સંખ્યામાં પણ વધારો થાય છે. આવા પ્રસંગનું દુઃખ કેવું અસહ્ય હોય છે તે અનુભવ વિના સમજાવું મુશ્કેલ છે. એવે પ્રસંગે તે સ્ત્રીને પતિ શીવાય અન્ય કોણ આશ્વાસન આપવાનું હતું ? પતિને ઘરની ન્હાની ન્હાની ખટપટોથી વાકેફ કરીને દુઃખી ન કરવો એવા વિચારની બુદ્ધિમતી સ્ત્રીને પણ એવા બારીક સમયે તેનાં સાહાય્યની જરૂર પડે છે. પતિ, સારો, સમજુ અને સમર્થ હોય તો તેવે વખતે તેની સલાહથી, રે ! તેના સ્નેહ માત્રના આવિર્ભાવથી તે સ્ત્રીનાં હૃદયનો ભાર કેટલો હલકો થાય છે ! તેની અમુઝણ કેવી ક્ષણવારમાં ટળી જાય છે ! હૃદયનું મન્થન કરનારાં સઘળાં દુઃખો કેવી ત્વરાથી ભૂલી જવાય છે ! પોતાના જેવું સુખી કોઇ નથી એમ વિચાર આવીને દુઃખમાં ડુબાઇ હૃદય, શોકથી કરમાયલું બદન કેવું પ્રફુલ્લિત થાય છે ! એ સુખકર સ્થિતિનું ચિત્ર ઘણું રમણીય છે. દામ્પત્ય સુખની પરાકાષ્ટા એમાં આવી જાય છે, એ સુખ અનુભવ નારીના હૃદયમાં તે ક્ષણે એમજ થાય છે કે જ્યાં સુધી મ્હારાં બાળકોપર સ્નેહ રાખવાને મ્હારા પતિનો મ્હને આશ્રય છે ત્યાં સુધી મ્હારે અન્યની શી પરવા છે !

"સ્વજનના શુદ્ધ સાચા સ્નેહીની તો વાત જુદી;
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એજ જુદી"

એ પંક્તિનું ખરૂં રહસ્ય તેને ત્યારેજ સમજાય છે. એ સમયે 'મ્હારો પ્રેમાળ પતિ અને મ્હારાં નિર્દોષ બાળકો શીવાય બીજું મ્હારૂં કોઇ નથી, એના તરફનો ધર્મ હું યોગ્ય રીતે બજાવું એટલુંજ બસ છે, બીજાં કોઈની મ્હારે કંઇ પણ નિસ્બત નથી એમ તે સ્ત્રીને લાગે છે. એ વિચારથી જે આશ્વાસન મળે છે તે અમોલુંજ છે, પણ તે છતાં પ્રેમી હૃદયની એ માત્ર ભ્રમણાજ છે એમાં શક જેવું નથી. એ સ્થિતિમાં અન્ય કુટુંબીઓના તરફનું કર્તવ્ય ક્ષણવાર ભૂલી જવાય એ સ્વાભાવિકજ છે, પણ તેથી તે કર્તવ્ય નષ્ટ નથી થતું. સાસરાંના સમ્બન્ધીઓ તેમજ પીયરનાં સમ્બન્ધીઓ, માતપિતા, ભાઇબ્હેન વગેરે સર્વની તરફનાં કર્તવ્યો મ્હોટું મન રાખીને યોગ્ય રીતે બજાવવાં એજ એનો ધર્મ છે, **એટલુંજ નહીં પણ કુટુમ્બની પાર જઇને સમાજના સામાન્ય લાભના વિચાર પણ છેક દ્રષ્ટિ બિન્દુથી તેણે આઘા ખસેડવા જોઇએ નહીં.** ગૃહિણી તરીકેના ધર્મ બજાવતાં આડકતરી રીતે જે સમાજનું તથા દેશનું કલ્યાણ સધાય છે તે ઉપરાંત અનુકૂળ સંજોગોમાં સારી રીતે પણ જે કંઈ સમાજ સેવા બની શકે તે કરવાનો ધર્મ દરેક સ્ત્રીએ સમજવો જોઇએ. "સેવાસદન" જેવી સંસ્થાની સ્થાપનાથી એવા પ્રકારની કર્તવ્ય બુદ્ધિ આપણી આર્ય મહિલાઓમાં સતેજ થાય તો તે લાભ જેવો તેવો નથી.

**કેળવણીમાં વિઘ્ન કરનારા કેટલાક રીવાજો:-**

"હિંદુસ્થાની રીવ્યુ" માં પ્રસિદ્ધ થયેલા બનારસ કૉલેજનાં પ્રિન્સીપાલના હિંદુસ્થાનની સ્ત્રીઓની કેળવણી વિષેના લેખમાં એ અંગ્રેજ બાનુ એ હાલના પડદાના રીવાજ વિરૂદ્ધ ટીકા કરેલી છે. આપણામાં હાલના પડદાનો રીવાજ નથી, પણ તેને ઘણે અંશે મળતો લાજ કાઢવાનો રીવાજ છે, અને તેના કારણ તરીકે જે સ્ત્રીઓના સ્વભાવનો અણભરોસો માલૂમ પડે છે તે પણ છે. તેથી એ વિષે એ વિદુષીબાઇના વિચારો નીચે ટાંકવા યોગ્ય ધાર્યા છે.

" હિંદુસ્થાનના પુત્રો કેળવાય છે, અને સારી રીતે કેળવાય છે. પશ્ચિમની સઘળી વિદ્યાનાં દ્વાર હિંદુસ્થાનમાં છોકરાને માટે ખુલ્લાં છે, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, વૈદકશાસ્ત્ર, એ સઘળું એ શીખી શકે છે. પણ બિચારી છોકરીનું શું ? તેની કેળવણી માટે એટલી સંભાળ લેવામાં આવે ખરી ? મી. રૌમેશચંદ્ર દત્ત કહે છે કે વિકટોરિયા રાણીના રાજ્યના છેલ્લા વર્ષમાં બ્રિટિશ ઈંડિયામાં નિશાળમાં જતી છોકરીઓની સંખ્યા દસ લાખ કરતાં કંઈક ઓછી હતી. એ કહે છે તે પ્રમાણે ખરૂં છે કે " આ આંકડો હિંદુસ્થાનની સ્ત્રી કેળવણીના ફેલાવા વિષેની ખરી સ્થિતિ બતાવતો નથી," પણ ઘરોમાં ખાનગી રીતે શિક્ષણ અપાતું હોય, અને નીચલી વર્ણમાં થોડી ઘણી ધાર્મિક કેળવણી અપાતી હોય તેને માટે ઘટતી છૂટ મુકીએ, તોપણ એટલું તો તે છતાં કબુલ કરવુ પડશે કે હિંદુસ્થાનમાં છોકરીની કેળવણી એના ભાઈની કેળવણી કરતાં ઓછી છે. એનાં કારણોને હિંદુસ્થાનનાં ધાર્મિક અને સાંસારિક જીવન સાથે ઘણે ભાગે સૂક્ષ્મ સમ્બન્ધ છે. મ્હે ઉપર કહ્યું છે તે પ્રમાણે છોકરીને માટે કુંવારાં રહેવું એ ગેરઆબરૂ ભરેલું ગણાય છે, અને તેને પરીણામે ૧૧ કે ૧૨ વર્ષની કન્યાને પરણાવી દેવી એ વ્યાજબી ગણાય છે. લગ્ન પછી હોજસ પડદાના સવાલને લીધે અને દેશના કેટલાક ભાગમાં ખાસ કરીને પરણેલી છોકરીને કોઇ પણ રીતની છુટ આપવા સામું જે ખોટો વિચાર ધુસી ગયો છે તેને લીધે મુસ્કેલીમાં ઘણો વધારો થાય છે, આ ગંભીર વિષય ઉપર હિંદુસ્થાનના દરેક વર, બાપ, અને ભાઈનું હું લક્ષ ખેંચવા માગું છું, ઉંચી કોમની હિંદુસ્થાનની દરેક સ્ત્રી ઉપર સખ્ત ચોકી પ્હેરો રાખવાની જે જરૂર પડે છે તે એ જાતિની નીતિ અને પવિત્રતા વિરૂદ્ધ મજબુત સાખ પૂરે છે. આપણે બધા જાણીએ છીયે કે પુરૂષો અને સ્ત્રીઓનાં કોઈપણ મ્હોટા મંડળમાં કેટલાંક માણસ એવાં નિકળી આવે કે જેના નીતિ વિષેના વિચારો અને ખ્યાલો છેક ઉતરતા હોય. અલબત, એવાં માણસોથી પુરૂષો અને સ્ત્રીઓ પોતાનું રક્ષણ કરે એ વ્યાજબી છે. દરેક સાધુપુરૂષની ફરજ છે કે જાતિનાં પવિત્રતાનાં ધોરણને નીચું કરનારને કોઇ રીતે પણ ટેકો ન આપવો. પણ કેટલાક દુષ્ટ હોય માટે એ દુષ્ટતાનું કલંક બધાંનેજ માથે શા માટે ચોંટાડવું ? નક્કી. હિંદુસ્થાનના પુરૂષો બીજા દેશના પુરૂષો જેટલાજ શુદ્ધ ગણાવા જોઇએ. પણ જો પુરૂષો સ્ત્રીને ભાઈ, બાપ, કે વરની સાથે પણ જાહેરમાં ન નીકળવા દે તો તે પરથી એમ માલૂમ પડે છે કે તેઓને પોતાની જાત ઉપર બીલકુલ ભરોસો નથી. સ્ત્રીઓને ગોંધી રાખવાની આ રૂઢિ હિંદુસ્થાનના કોઇ જુલ્માતના કાળમાં ઉભી થઇ હશે એમ હશે; તે વખતે એ જરૂરની હશે એમ પણ ખરૂં, અને લાંબા કાળથી પડેલી ટેવોમાં ફેરફાર કરતાં ડહાપણ અને સંભાળની જરૂર છે એમ પણ ખરૂં. પણ એમ કહેવું કે " સ્ત્રીજાતિનો સ્વભાવજ એવો છે કે આ શાન્તિના કાળમાં પણ તેઓને એકાન્તમાં રાખવાં એજ સલાહ ભર્યું છે " એ તો એક જાતનો એવો અણભરોસો બતાવી આપે છે કે જેને માટે પુરૂષ જાતિ અને વ્યક્તિ બન્નેએ શરમાવું જોઇએ. સ્ત્રીઓની પવિત્રતાને માટે જે ઘણું બોલાયું અને લખાયું છે તે માત્ર અર્થહીન બકવાદ છે. પવિત્ર રહેવું એનો અર્થ પાપનું અજ્ઞાન અથવા વિલોભન-લાલચની ગેરહાજરી એવો નથી થતો, પણ મનની એવી સ્થિતિ હોવી જોઇએ કે જેથી

પાપતરફ સ્વાભાવિકજ તિરસ્કાર આવે. એક બાળક ચોરી કરતા ન શીખે એવા હેતુથી શું આપણે ચોરી કરવાની લાલચ ઉત્પન્ન થાય એવી સઘળી વસ્તુઓ એનાથી દૂર રાખીયે છીયે? આપણે તેનું નૈતિકબળ એટલું વધારવાને પ્રયત્ન નથી કરતા કે જેથી એ બાળકનાં મનથી ચોરવાની લાલચ દૂર રહે ! " સ્ત્રી જાતિ નિર્બળ છે, એનો સ્વભાવ એવો છે કે ફસાવાનો પ્રસંગ આવતાં તે ફસાયા વગર રહે નહીં. " એવો વિચાર અહોનિશ પુરૂષના મનમાં રમ્યાં કરતો હોવાથી પરિણામ એ થયું છે કે જાતિના વિકાસને હાનિ પહોંચી છે અને ઉભય પક્ષનો એક બીજા તરફ અણભરોસો ઉત્પન્ન થયો છે. ઘરમાં પોતાનાં ન્હાની વયનાં ભાંડુઓની સલાહકાર અને દોરવનાર તરીકે, પોતાનાં મ્હોટી વયનાં ભાંડુઓની સાથી અને સખી તરીકે સ્વચ્છન્દે ધુમતી પ્રાચીન કાળની હિંદુસ્થાનની સ્ત્રી હાલમાં ક્યાં છે ? જીવનના શ્રમમાં ભાગ લેનાર સાથીને માટે દુરના પ્રદેશોમાં ભટકવાને સ્વતંત્ર એવી સાવિત્રી હાલમાં કયાં છે ? પુરૂષ એકલો રહે તે સારૂં નહીં, તેમજ સ્ત્રી જાતિને સંસાર તરફ વિશાળ દૃષ્ટિથી જોવાની શક્તિ જેથી આવી શકે તેવો અવર જાતિની સાથે વ્યવહાર ન હોય તે પણ સારૂં નહીં. પોતાનાં ઘરનાંજ પુરૂષોને છુટથી અને ખુલ્લાં મનથી મળતાં, તેની સાથે ગાઢો સ્નેહ અને સમ્બન્ધ રાખતાં સ્ત્રીને શા માટે રોકવી જોઇએ ? એવા વ્યવહારથી જીવન તરફ દરેક રીતે તે વિશાળ દૃષ્ટિથી જોતાં શીખશે, અને પોતાનાથી બહારના વિષયો તરફ તેનું મન ખુલ્લું રહેશે, પુરૂષોએ એકલાં રહેવું એ ખોટું છે, પણ સ્ત્રીઓએ એકલાં રહેવું એ તેથી પણ વધારે ખોટું છે. એના સઘળા વિચારોનો કુટુંબના સાંકડા પ્રદેશમાંજ સમાપ્ત થાય છે, અને માત્ર પોતાના જેવી-અરે પોતાથી પણ અજ્ઞાન એવી ચાકરડીઓ-ના સહવાસમાંજ એનો સમય જાય તો ઘરના પુરૂષોને કુટુંબની સ્ત્રીઓમાં બુદ્ધિની સમાનતા ન જણાય, અને તેઓના તરફ ઘણોએ પ્રેમ હોય છતાં માનસિક તૃપ્તિને અર્થે ઘર બહાર જવાની જરૂર પડે તેમાં નવાઇ જેવું નથી. હીંદુસ્થાનનું કોટુંબિક જીવન જોવાનો જેને લાભ મળ્યો હોય તેનું લક્ષ સ્ત્રીઓનાં અને પુરૂષોના જીવનની વચ્ચે જે વિશાળ અન્તર છે તે તરફ ખેંચાયા વિના રહ્યું નહીં હોય. પુરૂષો પોતાના માનસિક અને રસિક વ્યાપારોમાં ગુંચાયલા રહે છે, પણ કુટુમ્બની સ્ત્રીઓથી તદન અલગ રહીને પોતાનું એ કામ તેઓ કરે છે. કોઈ ઘણા મ્હોટા પ્રસંગોએજ સ્ત્રીઓને પુરૂષના આનન્દમાં ભાગ લેવા દેવામાં આવે છે. પણ તેઓ પડદાની પાછળ સહીસલામતીમાં અને એકાંતમાં રહીને જો તેઓને મુસાફરી કરવાની હોય તો તેઓ કેવા નિરાધાર બને છે ! અને જુદા જુદા સ્થળોના દર્શનથી જે લાભ થાય તેનો મ્હોટો ભાગ તેઓને મળતો નથી. હિંદુસ્થાનની સ્ત્રી એવાં બંધનમાં રહે એ શું જરૂરનું છે ? તેના પોતાના પ્રદેશમાં પુરૂષમાં પુરૂષની સહચરી તરીકે તેને યોગ્ય સ્થાન નહીં મળશે ? સંસારના વ્યવહારમાં અને બુદ્ધિની કેળવણીમાં સ્ત્રીને શું પુરૂષની ભાગિયણ તરીકે ઘટતી પદવી નહીં મળે ? "

છેવટે સ્ત્રીઓને ઉદ્દેશીને વૉલ્ટર સૅવેજ લૅંડારના શબ્દોમાં આપણે એટલુંજ કહીશું કે એ નાજુક અને સુન્દર સ્તંભો આપણી સમાજરૂપી ઇમારતની શોભારૂપજ નહીં, પણ આધારરૂપ છે. માટે સ્ત્રીઓની કેળવણીની બાબતમાં પુરૂષોની કેળવણીના

જેટલીજ બલકે તેથી પણ વધારે ખંત કે જેથી કેળવાયલી માતાઓનાં ઉત્તમ શિક્ષણનો લાભ મેળવીને આપણાં સંતાનો ખરા દેશાભિમાનથી ગાજી ઉઠે કેઃ—

" ધમ ધમ ધરણી ધ્રુજવીશું.
અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ કરીશું;
દઇશું મોંઘા અમ પ્રાણ;—
એ ભક્તિ વસી ઉર તે શી.
દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ. "

(સંપૂર્ણ).

# વર્તમાન રંગ.

**પુનામાં મળેલી ચોથી જૈનમહિલાપરિષદ્**—આપણા દેશની સ્ત્રીવર્ગની ઉન્નતિના વિષયનો વિચાર અત્યાર સુધી માત્ર પુરૂષોજ કરતા હતા, પરંતુ મહિલાઓમાં કેળવણી અને જ્ઞાનવિસ્તારના પરિણામે સુશિક્ષિત સન્નારીઓ પણ પોતાની ઉન્નતિના માર્ગમાં વિચાર કરવા લાગી છે, એ નિશ્ચય દેશનાં સદ્ભાગ્ય અને તેના ઉદયનાં મંગલ મય લક્ષણજ છે. પરમ જ્યોતિનો પ્રકાશ અંધકાર ફેડી અનેક ન્હાના પ્રકાશોને જન્મ આપે છે, તેમ પરમ પૂજ્ય દેશરત્ન સદ્ગત મહર્ષિ રાનડેનાં યશસ્વી પ્રતાપી ધર્મપત્ની ભગવતી રમાબાઇએ પાંચેક વર્ષ ઉપર મુંબાઇ શહેરમાં પ્રકટ કરેલો મહિલા-પરિષદ્નો જ્યોતિ દેશમાં સર્વત્ર વિસ્તરતો જાય છે. વિશેષે કરીને જૈન મહિલાઓએ આ જ્યોતિને અત્યાર સુધી અંધકારથી ઢંકાયેલાં પોતાનાં હૃદયોમાં પ્રવેશ કરાવ્યો છે, અને તેનાં પ્રતિબિંબો પ્રતિ વર્ષે જૈન કોન્ફરન્સના પ્રસંગે ઝળકી રહેછે. આ વર્ષે પુનામાં ભરાયલી જૈન કોન્ફરન્સ સાથે તેમની મહિલાપરિષદ્ પણ મળી હતી, તેમાં અનેક વિદ્વાન સન્નારીના ઉન્નત વિચારો પ્રસિદ્ધિમાં આવ્યા છે. તેમનાં પ્રમુખ સૌ. શ્રીમતી મીઠી-બાઇનું ભાષણ ઘણી વિદ્વત્તા, ડહાપણ, સુશીલતા, અને સહૃદયતાથી ભરપૂર, પ્રવાહ રૂપે, વહ્યું હતું. ઓહિન સાથે સંબંધ ધરાવતા અનેક સાંસારિક અને કેળવણીના જે વિ-ષયો હિંદ જનસમાજમાં ચળવળી રહ્યા છે, અને જેના ઉપર વિચારક પુરૂષોએ અનેક દૃષ્ટિ બિન્દુથી મતની ધારાઓ વર્ષાવી છે, તે વિષય પરત્વે સુશિક્ષિત વિચારશીલ સ-ન્નારીઓ પોતે શું ધારે છે, એ નિહાળવું પણું ઉપયોગી તેમજ રસિક થવાનો સંભવ છે. તેથી તેમાંનાં થોડાંક વિચાર પુષ્પોની મંજરી અમારાં વાચકવૃંદ આગળ ધરાવવી ઉચિત માની છે.

પ્રમુખ સૌ. મીઠીબાઇએ પોતાના પ્રથમ વ્યાખ્યાનમાં પૂર્વની અને હાલની આર્ય સ્ત્રીઓ વચ્ચેનું અંતર ચીતર્યાં પછી સંસારમાં સ્ત્રીઓના સ્થાન સંબંધી જણાવ્યું હતું કે—

"આપણી સારી કે ખરાબ સ્થિતિ ઉપરજ આપણા કુટુંબની સારી કે ખરાબ સ્થિતિનો આધાર છે. સંસારસમાજમાં આપણી પત્ની સચીવ યાને પ્રધાનના જેવી છે. જેવી રીતે એક રાજ્યની આબાદાની કે પાયમાલીનો આધાર તે રાજ્યના પ્રધાન ઉપર રહેલો છે, તેવી રીતે એક કુટુંબરાજ્યની આબાદાની કે પાયમાલીનો આધાર પણ ગૃહિણી રૂપી પ્રધાન ઉપરજ રહેલો હોય છે. રાજ્યનો પ્રધાન જો દીર્ઘદર્શી, ડાહ્યો, વ્યવહારકુશલ, અનુભવી અને વિદ્વાન હોય છે તો તે રાજ્યને પ્રથમ પંક્તિ ઉપર મુકી શકે છે. તેવીજ રીતે ગૃહિણી પણ જો ચતુર, સુશીલ, ભણેલી, ડાહી અને વ્યવહારકુશલ હોય છે તો તે પોતાના ગૃહરૂપી રાજ્યને ઉંચામાં ઉંચી પંક્તિ ઉપર મુકી શકે છે." કેળવણીના વિષય ઉપર બોલતાં તેમણે તેનું સ્વરૂપ પડયું હતું કે:—"કેળવણી એવા પ્રકારની મળવી જોઈએ કે તેથી દરેક પુરૂષ કે સ્ત્રી પોતાનું જે જે કર્તવ્ય હોય તે તે દઢપણે, સરલતાથી, અલ્પાયાસે કરી શકે પોતાના જીવનવ્યવહારના અંગનાં તેમને જેજે કામ કરવાનાં હોય તે તે સર્વ સુગમતાથી કરી શકે અને છેવટે નીતિમય અને ધાર્મિક જીવન ગાળી એકંદરે મોક્ષાભિગામી થઇ શકે. માત્ર લખતાં વાંચતાં આવડયું તેનું નામ કેળવણી નથી. આપણી સ્ત્રીજાતિની આવશ્યક બાબતો, જેવી કે પોતાની પતિ પ્રત્યેની ફરજો, સાસુસસરા જેઠજેઠાણી વગેરે વડીલ વર્ગ તરફની ફરજો, પોતાનાં બાળકો પ્રત્યેની ફરજો, વગેરેનું સંપૂર્ણ ભાન કરાવનાર,—ન્હાની ન્હાની કળાઓ જેવી કે રસોઇ, સીવવું, ગુંથવું, ભરતકામ, ચિત્રકળા, સંગીત, વગેરેનું જ્ઞાન આપનાર,—બાળકોને કેમ ઉછેરવાં, સામાન્ય તંદુરસ્તીના નિયમો કેમ જાળવવા, પરવેદુ વગેરેનું જ્ઞાન આપનાર એવી કેળવણીની બહુજ જરૂર છે. વળી પોતાના તથા કુટુંબના આરોગ્યમય જીવન ગાળવા માટે સ્ત્રીઓને શારીરિક જ્ઞાન જાણવાની ઘણી જરૂર છે. માણસના શરીરની રચના કેવી છે, શરીરના ધર્મ શા શા છે, દવા શું, દવાના પદાર્થો શું, હવાશુદ્ધિ, જળશુદ્ધિ, ખોરાકશુદ્ધિ, યોગ્ય કસરત, યોગ્ય વિશ્રાન્તિ, શારીરિક પવિત્રતા, માંદગી વખતે યોગ્ય ઉપચાર ઈત્યાદી માટે વિજ્ઞાનના અભ્યાસની જરૂર છે. આરોગ્યતાના નિયમો નહી જાણવાથી અનેક બાળકો પોતાની માતાની સોડમાં ગુંગળાઇ મરણ પામે છે, અનેક બાળકો રોહે છે, અનેક આંખો, કાન, નાક વગેરેનાં દરદો ભોગવે છે. વળી ઘરને પોતાની વિવેક બુદ્ધિથી, કરકસરથી, તારવું કે ઉડાઉપણાથી ડુબાડવું તે સ્ત્રીનાજ હાથમાં છે. માટે ગૃહવ્યવસ્થા બરાબર થઈ શકે, ઉપજ ખરચના હિસાબ ઉપર વિચાર રાખી પોતાના ઘર ખર્ચ ઉપર અંકુશ રાખી શકાય, ઘરની આવકમાં બચાવ કરી કુટુંબને આબાદ કરવામાં પ્રયત્નો કરી શકાય, તે માટે સ્ત્રીઓને વ્યવહાર ગણિતના જ્ઞાનની પણ જરૂર છે. વળી તેનું ચરિત્ર અને નીતિ ઉંચા પ્રકારનું બંધાય તે વાસ્તે અમુક ધાર્મિક જ્ઞાનની તેમજ નીતિનાં મૂળતત્વોના જ્ઞાનની પણ જરૂર છે. હું જણાવું છું તે મુજબ આપણી બાળાઓને શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવે તો હું ધારૂં છું કે આપણે એક ઉત્તમ પ્રકારનો સ્ત્રીવર્ગ ઉત્પન્ન કરી શકીએ." વિધવાઓની પુરતી સંભાળ ન રાખવા માટે પુરૂષ વર્ગનો તેમજ જૈનસમાજનો દોષ કઢાડયા પછી વિધવાધર્મ સંબંધે તેમણે દર્શાવ્યું કે—"પતિના મરણ પછી સ્ત્રીએ કોઇ પણ પ્રકારનો શણગાર રાખવો એ નીતિનિયમથી વિરૂદ્ધ છે. પતિની પત્ની એજ

શણગાર છે. અને તેના મૃત્યુ પછી પત્નીને આ સંસારમાં કોઇ પણ એવો સંબંધી નથી રહેતો કે જેને લઇને તે શણગાર ધારણ કરવાની અધિકારીણી હોઈ શકે. માટે તેણે પોતાના વૈધવ્યધર્મને યોગ્ય જે જે આચારવિચાર હોય તેનું પરિશીલન કરવું જોઇએ. અને પોતાના જીવનનો મ્હોટો ભાગ જનસેવા અર્થે કે આત્મકલ્યાણ અર્થે ગાળવો જોઇએ. "

તે પછીનું ભાષણ સૌ. બ્હેન પ્રાણકુંવર પરમાનંદદાસે " આર્યગૃહસંસાર અને હાલની સ્ત્રીકેળવણી " એ વિષય ઉપર આપ્યું હતું; તેમાં કેળવણી અને ધર્મનો અનિવાર્ય સંબંધ સાંધતાં તેમણે ઘણા ગંભીર વિચારો જણાવ્યા હતા. "આપણો ગૃહસંસાર ધર્મના પાયા ઉપર રચાયેલો છે. આપણા ગૃહમાં પાળવામાં આવતી આરોગ્ય શાસ્ત્રની ક્રિયાઓ પણ ધર્મના રૂપે મુકાયેલી છે. આપણામાં ધર્મ એજ જીવન છે. તે જીવનથીજ આપણામાં આનન્દ, ઉત્સાહ અને પ્રેમ રહેલાં છે. ધર્મના જીવન વિના આપણે નિર્જીવ છીએ, જડ છીએ. આ પરથી માલમ પડશે કે હિન્દની પવિત્ર ભૂમિમાં ગૃહસંસાર અને ધર્મ બંને સાથેજ જોડાયેલાં છે, અને તેથીજ આપણામાં નમ્રતા, દીનતા, વિવેક અને આદર રહેલાં છે. ઇંગ્લાંડમાં તો સાંસારિક અને ધાર્મિક જીવનોમાં હાથી ઘોડા જેટલો તફાવત છે, અને તેથી ત્યાં કેટલાંક વિપરીત પરિણામો આવે છે, એટલે તેમનાનાં પોતાપણાના કરતાં નમ્રતા સ્વાર્થત્યાગ વગેરેના ગુણો ઓછા અંશમાં હોય છે. આવાં પરિણામો આપણામાં ધર્મને લીધે આવશે નહીં. હાલની કેળવણીમાં ધર્મને બાજુએ મુકવામાં આવ્યો છે, તેથી વિપરીત પરિણામો આવવા સંભવ છે. જેમ કેળવણી વધારે લેવાતી જાય છે તેમ ધર્મનો કક્કો ભૂલાતો જાય છે. માટે કેળવણીમાં ધર્મના સંસ્કાર લેવા ઘટે છે. બન્ને એકત્ર કર્યાથીની આપણે યોગ્ય સન્નારી બનીશું. ધર્મમાં એકલી બ્હારની ક્રિયા સમાઇ જતી નથી. બ્હાર ક્રિયાની સાથે પતિનું પ્રેમથી પૂજન, સ્વજનનો ખુલ્લા દીલથી સત્કાર, બાલકોનું પાલન વગેરે પણ છે. સ્ત્રી કુટુંબની દેવી છે. માતા, પત્ની અને બ્હેન તરીકે તે જીંદગીને આનન્દ આપનારી છે. તેઓ કુટુંબ માટે જે મહેનત કરે છે, તે મહેનતમાં પણ પ્રેમની મધુરી મીઠાશ છે, અને તે પ્રજાનું અંગ હોવાથી તેનાથી પ્રજાની આબરૂ રહેલી છે. તેને અનુસાર વર્તવાની ફરજો આપણાં શાસ્ત્રોમાં કહેલી છે તેથી તે ધાર્મિક ફરજો છે, અને તે યોગ્ય રીતે પાળવાથીજ આપણે ધર્મ આચરીએ છીએ, અને તેથી કાયા તપ અને ઉપવાસની બહુ જરૂર રહેતી નથી. "

આ પત્રની આજની રકાબીમાં આટલાંજ પુષ્પોની મંજરીનો સમાવેશ થઈ શકે એમ છે.

પાન્થ, બન્ધુ સમાજ.

---

# સમયતરંગ.

ગયા માસમાં ખંભાત સંસ્થાન તરફથી મુંબાઇના સેવાસદનના જેવા ધોરણ ઉપર એક પુખ્ત વયની સ્ત્રીઓ માટે શિક્ષણશાળા ઉઘાડવામાં આવી છે.

ગુજરાતમાં આવેલા ખેડા જીલ્લામાંના કપડવંજ ગામમાં શ્રીમત્ શંકરાચાર્યના ઉપદેશથી મોઢ બ્રાહ્મણની સ્ત્રીઓ માટે, તેમજ વૈશ્ણવ સન્નારીઓ માટે તેજ ગામના મ્હોટા વૈશ્ણવ મન્દિરમાં, એમ બે વનિતાશ્રમો સ્થપાયાં છે.

પાન્થ, બંધુસમાજ.

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી એઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતરૂ-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૬ ઠું. ] ઈ. સ. ૧૯૦૯ અગષ્ટ-શ્રાવણ, વિ. સં. ૧૯૬૫. [ અંક ૧૨ મો.

## ज्ञानसुगन्ध.

### सेविकानी मंत्रमाळा.

श्वेत साळुडो सोहामणो, सदा साजजे संग,
शुद्ध सरितामां शोधीने राखुं स्वच्छ निःशंक,
श्वेत साळुडो सोहामणो.
व्हेनी श्वेत साळूडो सोहामणो
भगवा भेखने शुं करूं, जेनो भयानक रंग,
भीरु भांडुणां जोइ डरे, करे क्यां गृहभंग.
भगवा भेखने शुं करूं.
श्वेत साळुडो सोहामणो.
काळा कामळीयानुं काम शुं, एना कुडा छे ढंग,
वाळुडां म्हाराने शोहामणो न गणे पापनो पंथ;
काळा कामळीयाने शुं करूं.
श्वेत साडालु सोहामणो.

धजा धारीने हुं शुं करुं, मने जीतनी आण,
हारेलाने हरावी मारता मनु मानना काम;
धजा धारीने हुं शुं करुं.
श्वेत साळुडो सोहामणो.

शस्त्र सजीने हुं शुं करुं, शान्ति मम सामराज्य
शत्रुको न संसारमां अमर रो गृहराज.
शस्त्र सजीने हुं शुं करुं.
श्वेत साळुडो सोहामणो.

मंदिर बांधीने शुं करूं, एना विकारी तंत्र,
भेद भर्या जेना सूत्रमां जेना कामी छे मंत्र.
मन्दिर बांधीने शुं करूं.
श्वेत साळुडो सोहामणो.

मन्दिर तोडीने शुं करुं, वाल्हैयां आधार,
भलेने रमेल्यां बाळुडा तेमां आशाना संभार.
मन्दिर तोडीने शुं करुं.
श्वेत साळुडो सोहामणो.

संसार अमारुं क्षेत्र छे, शान्ति छे अम शस्त्र,
अमृत पान करावशुं एक प्रभु पथ संघ;
संसार अमारुं क्षेत्र छे.
श्वेत साळुडो सोहामणो.

पूर म्हाराने पाज नहि, नहि तट नहि पार,
रेले अखिल ब्रह्मांडमां रेले शाश्वत सार.
पूर म्हाराने पाज नही.
श्वेत साळुडो सोहामणो.

श्वेत अमारो सन्यास छे श्वेत हो गृहसूत्र,
सरळ अमारो मार्ग छे मुक्ति मार्गनो पंथ.
भगिनी भाइ पधारीए,
अमीरस पीवा पधारीए.
मुक्ति मार्गे पधारीए.
संसारमां शुद्धि शोधीए.
संसारमां रस झीलीए,
मुक्ति मार्ग पधारीए,
श्वेत साळुडो सोहामणो.

मूळज

# કાવ્યકુંજ.

## સપ્તપદીમાં કન્યાની પ્રતિજ્ઞાઓ.

" પુનમચાંદની ખીલી-એ રાગ. "

રાસડો.

સુખ દુઃખ સર્વેમાં, હું આજથકી સમભાગિણિરે;
જ્યાં જે સ્થિતિ મહિં, રેહ વ્હાલા મ્હારા પ્રાણ.
ત્હાં તે સ્થિતિ મહિં, હું સદા રહીશ આનંદથીરે;
તો તો સચવાએ મુજ શીયળ અને સૌભાગ્ય;
એ મ્હેં કરી પ્રતિજ્ઞા, પ્હેલે પગલે લગ્નમાંરે.

બાલકથી વૃધ્ધો સહુ ઉપર રાખી પ્રેમ
ભલું કરી કુટુમ્બનું પોષું સહુને તેમ
ઘરમાં શું છે શું નહિં, તે સર્વે સંભાળનેરે,
કરતાં યોગ્ય ખર્ચ, રાખી ત્હેનો હિસાબ;
એ મ્હેં કરી પ્રતિજ્ઞા, બીજે પગલે લગ્નમાંરે.

સ્વામી ભક્તિ હું કરૂં, પ્રભુ ભક્તિથી વિશેષ;
સત્ય મીઠી વાણીથકી રીઝવું પતિ હમેશ.
સબળ કારણ વિણુ પતિ સન્મુખ ઉદાસ થવું નહિંરે,
જેથી પતિને દુઃખી થવાનું કારણ થાય;
એ મ્હેં કરી પ્રતિજ્ઞા ત્રીજે પગલે લગ્નમાંરે.

પતિને કૈં દુઃખ આવતાં, પ્હેલું મુજને થાય;
મ્હારા સુખના સ્વાર્પણે પતિનું સુખ સચવાય.
પતિને પ્રભુ માનીને ત્હેની આજ્ઞા પાળવીરે,
અનુસરી વિચારમાં આ પાળી સેવક ધર્મ,
એ મ્હેં કરી પ્રતિજ્ઞા ચોથે પગલે લગ્નમાંરે.

અભિગમન ઇચ્છું નહિં, કર્યા વિના શુચિસ્નાન;
પણ પછીથી મન શુદ્ધથી, દઉં પતિને રસદાન.
પતિવિણ અન્ય પુરૂષ સહુ પુત્રો ભાઇ બાપ છે રે,
તોએ દૃષ્ટિ નહિં તેઓ સાથે જોડીશ;

એકાંતે નવ હસી રમી બોલીને, શીયળ સાચવુંરે,
સીતા અનસૂયા જેવીને અનુસરીશ;
એ મ્હે કરી પ્રતિજ્ઞા પંચમ પગલે લગ્નમાંરે.

આ સહુમા સાક્ષિ પ્રભૂ, તેથી વ્હીને છેક,
શબ્દે શબ્દે પળીશ હું પાળી ધર્મની ટેક,

કો કે લગ્ન પહેલાં પણ બન્નેની પ્રીતિ હતીરે,
ના છે મ્હને છળેલી પતિ એ લગ્નથી કાંઈ;
એ મ્હેં કરી પ્રતિજ્ઞા, છઠે પગલે લગ્નમાંરે.

હોમ યજ્ઞ કર્તવ્યમાં સદા રહીશ હું સાથ,
કર્તવ્યો—તમ સેવના ! તેજ યજ્ઞ મુજ નાથ !

સમજી એ સહુ ધર્મ સદા પાળીશ ઉમંગથીરે,
જપ-તપ-વ્રત પણ નવ આજ્ઞા વિણ મુજથી થાય;
એ મ્હેં કરી પ્રતિજ્ઞા, છેલ્લે પગલે લગ્નમાંરે.

નૂતનશ્રી.

---

## પક્ષી સરખાને દુઃખ ન દેવા બાળકને શિખામણ.

( ઓધવજી સંદેશો કે'જો શ્યામને—એ રાગ. )

બાળુડા કયમ મારે નિર્મળ પંખીને,
કોમળ છે એ પંખી કેરી જાત જો;
જગતપતિ નિજ બાળક સમ તે નિર્ખીને,
દયા હેતથી તુજ સમ લે સંભાળ જો.
બાળુડા કયમ મારે કોમળ પંખીને. ૧

પથ્થર ઘાથી હૃદયજ તેનું ફાટશે,
ચીંચીં કરતું મરી જશે પળમાંય જો;
માતા આવી વિલાપ કરશે શોકમાં,
કરૂણ સ્વરેથી રડશે હૃદયા ફાટજો.
તે વખતે તું પડશે ભારે શોકમાં. ૨

હું પણ તુજ સમ હતો બાળકો ન્હાનો,
પથ્થર ફેંક્યો તેપર ગમ્મત કાજ જો;
વાગ્યો દિલપર શ્વાસ રૂંધાયો તેહનો,
પળમાં આવી પડ્યું ભૂપર[1] ત્યાંજ જો.
મરણ શરણ થાતું મેં જોયું શોકથી. ૩

તર્તજ દોડયો રક્ષણ કરવા કાજ હું,
આવી પહોંચ્યો પળમાં તેની પાસ જો;
નિરખી માતા રૂદન કરંતી શોકમાં,
આંટા મારે મૃતક[2] બાળની પાસ જો.
રૂદન થકીજ ઘવાયું મનડું માહરૂં. ૪

પાણી સિંચ્યું હિમ્મત લાવી પક્ષીને,
શુધ[3] કરવાને કર્યા કોટી ઉપાય જો;
મર્યું જીવતું કયાંથી થાયે બાપડું,
જોઇ મરેલું રડયો ઘણું તે ઠારજો.
પ્રભુ પ્રાર્થના કરી છૂટવા પાપથી. ૫

વિશ્વપતિ તુજ ક્ષમા ચાહું કરજોડીને.
પાપ નિવારણ રહે તારણહારજો.
કોકિલ કંહુ પક્ષી માર્યું મેં અરે!
મારતાં મેં કર્યો જરી ન વિચારજો.
કર સંપુટ[5] કરી નમું છૂટવા પાપથી. ૬

અભ્યાસી.

# વાર્તાલહરી.

## વિધવા.

( સાંધન પાના ૩૪૫ થી.)

૩

### " શોક્યનું સાલ. "

" ત્યારે બ્હેન, તમારા ઉપર સપત્નિ લાવવામાં આવી છે, કેમ " ? અંદર બે-ઠેલી સ્ત્રીઓમાંથી એક બેસા બાંધાની તથા શ્યામળા રંગની વનિતાએ, આપણી બાપણ કર્તાને પુછયું.

" બાઇ, મારા દુઃખની શી વાત કહું ? મારા શ્વસુરનાં ઘરનાં દરેક જણુ મારી તરફ તિરસ્કારની નજરથી જુવે છે, અને જાણે હું તો અપરાધી ના હોઉં, તેમ મારી તરફ દ્દષ્ટીપાત સરખો પણ કરતાં નથી. " પોતાના સંસારિક દુઃખનું વર્ણન કરનારી ચન્દ્રકાન્તાએ જવાબ આપ્યો.

વાચકને આ ઉપરથી ચન્દ્રકાન્તાનું વૃત્તાંત જાણવાની જીજ્ઞાસા થઈ હશે. તેનું સાસરૂં ઇંદિરાના પિતાના ગૃહની જોડેજ હતું. અને તેથી ઇંદિરાના મળતાવડા સ્વભાવને લીધે બન્નેને સાધારણુ પરિચય હતો. પણુ તેનો સ્વભાવ ઇંદિરાને બરોબર મળતો ન હોવાથી ગાઢ મિત્રતા બંધાઈ નહોતી. ઇંદિરા તેને " ભાભી " કહીને સંબોધન કરતી અને તેથી ગર્વિષ્ઠ ચંદ્રકાન્તા આનંદ પામતી. તેનો પિતા સારા હોદ્દાપર હતો, પણુ તેના સ્વભાવમાં આસુરી તત્વોનું સંમેલન વધારે હતું. અજ્ઞાનતા અથવા કેળવણીનો અ-ભાવ એ તેનું કારણુ હતું. દયા, ધર્મ, તથા પિતાના છોકરાં તરફના પ્રેમથી તદ્દન તે અજાણ્યો હતો. પિતાના પ્રેમથી વિમુખ બાળક ચન્દ્રકાન્તા, પોતાની માતા તથા તેનાં સગાંઓ તરફ પ્રેમનાં સ્થાનને માટે વળી. પણુ સોબત તેવી અસર પ્રમાણે, તેમના ગુણો તેનામાં આવ્યા. તેની માતા એક તદ્દન અભણુ તથા પશુવત્ જીવન ગુજારનારી સ્ત્રી હતી. ચારિત્ર્ય વિહીન પતિએ તેને પતિ પ્રેમની અધિષ્ઠાતા ન કરી, અને પરિણામમાં તે પોતાને પિયરજ રહેવા લાગી. અંતે માતાની આસપાસના વાતાવરણુના ગુણ પુત્રી માં પણુ આવ્યા. સાસરે આવ્યા પછી શ્વસુર શ્વશ્રુ, પતિ, દેવર વગેરેની મહેનતથી તે ગુજરાતી સાત ચોપડી ભણુવાને શક્તિમાન થઇ. પણુ ગોરની સોબતથી કાગ મયુર ન થઇ શકે. કેળવણિ પહેલી છાપ ધોઈ શકી નહીં, અને આસુરી તત્વોનો વિજય થયો ચન્દ્રકાન્તા જેવી પિયરથી આવી તેવીજ રહી. તેનાં સાસરીઆં ઘણાંજ કેળવાયલાં તથા સુધારામાં આગળ વધેલાં હતાં. તેનો શ્વસુર એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરનો માનવંતો હુદ્દો ધરાવતો હતો, અને શ્વશ્રુ પણુ ભણેલાં હતાં. જો કે ચન્દ્રકાન્તાનાં માન ભર્યાં પગલાં ઘરમાં થવાથી, તેના પતિએ ભણુવાનું છોડી દીધું હતું. તો પણુ થોડી ઘણી અંગ્રેજી તથા ગુજરાતી કેળવણીના સંસ્કાર તેનામાં રહેવા પામ્યા હતા. ખરેખર ચન્દ્રકાન્તા પોતાના સાસરામાં એક કંટક રૂપજ હતી, કારણુ કે તે ગૃહ આપણા પૂર્વના આર્ય લોકોનાં ગૃહનો એક નમુનોજ હતું, અને તેમાં રહેનારાં પોતાનું જીવન કેવી રીતે ગા-ળતાં હતાં તેનું અત્રે સ્હેજસાજ વર્ણન કરવું, વાચકને અમુલ્ય થઈ પડશે. વાનપ્ર-

સ્વાત્તરયામાં રહેતા યજ્ઞદત્તની ઉમર લગભગ અઠ્ઠાવન વર્ષની હતી. સવારમાં ચાર વાગ્યામાં તેઓ ઉઠતા. પોતાને હાથે પાણી ઉનું મૂકીને સ્નાન કરી લેતા અને પછી એક દોઢ કલાક સુધી પોતાનાં યોગ સાધનમાં નિમગ્ન થતા. આશરે ૭ વાગે જાગૃતાવસ્થામાં આવતાં શંકરાચાર્યનાં પ્રભાત સ્તોત્ર રસિક વાણીમાં બોલવાનું શરૂ કરતા, તથા દેવની આરતી ઉતારતા. આરતીના ઘંટા નાદથી તથા સ્તોત્રનું ઉચ્ચારણ સુતેલા પુત્ર-તથા પુત્રવધુઓના કર્ણેદ્રિમાં અથડાતાં તેઓ આનંદમય ચેહરે જાગતાં, અને પ્રથમ ભૂમિને નમસ્કાર કરીને પછી ઇશ્વર ભજનમાં બેઠેલા ગૃહના વૃદ્ધને નમન કરવા તથા આશિર્વાદ લેવા જતાં. પિતા તેમને "ઇશ્વર તમને આજનો દીવસ સારા કાર્યમાં વ્યતીત કરાવો" એમ આશિર્વાદ દેતા અને પછી સર્વે પોત પોતાનું સવારનું કાર્ય કરવામાં પ્રવૃત્ત થતાં. સાત વાગતાં ગૃહ હવનનો સમય થતો. માતા પિતા વચ્ચે બેસતાં જમણી બાજુએ પુત્રો બેસતા, અને ડાબી બાજુએ સામાં પુત્ર વધુઓ મર્યાદા સહીત બેસતી ( ચન્દ્રકાન્તાને પણ મરજી ઉપરાંત બેસવું પડતું ) વૃદ્ધ પિતા મંત્રો બોલીને હોમતા અને તેમને જોઇ બીજા સર્વે સુખડ, ઘૃત વગેરે હવ્ય હોમતાં. હવન પુરો થતાં વૃદ્ધ પિતા પોતાના પાઠ પુજાદિમાં પ્રવૃત્ત થતા, તથા પુત્રો સંધ્યાવંદનાદિ કરીને પોતાના કાર્યમાં જોડાતા. પુત્ર વધુઓ સૂર્ય પૂજન કરીને શ્વશ્રુ, શ્વસુરને પગે લાગતાં અને ગૃહકાર્યમાં જોડાતાં અગીયાર વાગતાં પુરુષ મંડળી બહાર પોતાનાં આર્થીક જીવનમાં જોડાતા અને ગૃહમાં શ્વશ્રુ ભાગવત તથા ગીતાજી વાંચતાં પુત્ર વધુઓ, એક જણ હાથમાં ભરવાનું લઇને બીજી શાક વગેરે લઇને તથા ત્રીજી શીવવાનું લઇને શ્વશ્રુ પાસે કથા સાંભળવા બેસતાં, સાંજરે ગૃહકાર્યમાંથી પરવારીને સર્વે મંડળી ભજન મંડળમાં દાખલ થતી. વૃદ્ધ પિતાએ પોતાના પુત્રોને ગાયન કળામાં કેળવ્યા હતા અને તેઓ થોડાં ભજન બોલતાં તેમનાં ભજન પુરાં થયા પછી તેમનાં માતા એક બે ભજન બોલતાં અને પછી વૃદ્ધ મહાભારત વાંચવાનું શરૂ કરતા. એક બાજુ સ્ત્રી મંડળ બેસતું અને બીજી બાજુ પુરુષ મંડળ બેસતું. કથા સમાપ્ત થયા પછી સર્વે મંડળ ઉભું થઇને "ઇશ્વર પ્રાર્થનામાળા" માંથી એક સાથે પ્રાર્થના કરતાં, અને પછી પુત્ર વધુઓ માતા પિતાને પ્રણામ કરીને શયનગૃહમાં આરામે જતાં આ પ્રમાણે ચંદ્રકાન્તાના શ્વસુરગૃહના જીવનનો ક્રમ હતો. આથી સ્વાભાવિક રીતેજ તેના પિયરમાં તથા તેના સાસરામાં આસમાન જમીન જેટલો ફેર હતો અને કનિષ્ટ લોકોમાં ઉછરેલી ચન્દ્રકાન્તાને, શ્વસુરગૃહનું જીવન લુખુ લાગતું. સાસુજીના ધાકને લીધે પાડોશીઓની નીંદા કુથલીઓની ટોળીમાં તેનાથી જોડાતું નહીં અને તેથી જેમ ધુંધવાયલો અગ્નિ એકદમ ભડકામાં સળગી ઉઠે છે તેમ તે પોતાની સઘળી દાઝ પોતાના પતિ ઉપર કાઢતી "તમારાં માતુશ્રી નથી મને વાતો કરવા બહાર જવા દેતાં નથી સારાં સારાં ઘરેણાં પહેરાવતાં, કે નથી અમને ઘડીભર પણ આરામ આપતાં, આતે કાંઇ રીત છે ! મારા શા ભોગ!" મહેણાં મારતી સોક્રેટિસ જેવા શાન્ત સ્વભાવનો તેનો પતિ શાંત મ્હોંએ હમેશાં હસીને તેને જવાબ આપતો. આથી,તો ચન્દ્રકાન્તાનો ગુસ્સો વધ્યો; દહાડે દહાડે વધારે ને વધારે નફટ તે થવા લાગી, અને પોતાના પતિને દુઃખ દેવા લાગી. શાંત તથા સુખી કુટુંબમાં આ સહન ન થયું. ઘણા વિચારો કર્યા પછી

ઘણી ... દીધા પછી અને ઘણા ઉપાયો યોજ્યા પછી છેવટે કંટાળીને માબા-પથી પુત્રને દુઃખી થતો ન જોઈ શકવાથી પુત્રના ઘણા વખતની આગ્રહપુર્વક માગણી અનુસાર મરજી વીરૂદ્ધ બીજીવાર લગ્ન કરવામાં સંમતી આપી. એક શુશીલ તથા કેળવાયલી બાળાજોડે લગન થયાં. અને ચન્દ્રકાન્તાના સ્વભાવમાં હવે અચાનક જુદુઈ ફેરફાર જણાવવા લાગ્યો. અને હવે પતિને મુકીને તેણે શ્વશ્રુને પોતાનાં મ્હેણાંનું પાત્ર કરવા માંડ્યાં. ઇંદિરા આ બધો તાલ જોયાં કરતી હતી, અને ઘેરથી નિકળ્યા પહેલાં પોતા સાથે મુસાફરીમાં આવતી હસમુખી સખીયો સુશીલા તથા સરોજીની જોડે તેમ સંમતી લઇને રસ્તામાં ચન્દ્રકાન્તાને સુધારવાનો દઢ નિશ્ચય કર્યો. આ નિશ્ચયના પરિણામમાંજ આ પ્રકરણ મથાળે પુછેલો પ્રશ્ન સરોજીનીએ પુછયો અને તેનો જવાબ ચન્દ્રકાન્તાએ શો આપ્યો તે આપણે જોઇ ગયા પણ આ જવાબ સાંભળીને ઇંદિરા બટક બોલી તથા ચંચળ સખી શુશીલાથી રહેવાયું નહીં અને બોલી ઉઠી-" બ્હેન તમે કહ્યું કે તમારા સાસરામાં બધાએ તમારા તરફ દ્વેષ રાખે છે. ત્યારે તમારાથી ત્યાં રહેવાય છે કેમ ? પણ મને તમારૂં વૃત્તાન્ત સાંભળીને એક મારી માએ મને નાનપણમાં કહેલી વાત યાદ આવે છે, તે વાત એવી છે કે એક પુત્રીએ સાસરે જઈ આવ્યા પછી પોતાની માતા આગળ ફરીયાદ કરી કે મારા સાસરીયાં બહુજ ખરાબ છે, માતાએ સાસુ, સસરો, દીયેર, નણંદ વગેરે બધાના પૃથક પૃથક ગુણ દોષ પુછયા પણ પુત્રીએ તો બધામાં દોષજ દીઠા હતા. આથી માતાએ કંટાળી કહ્યું કે બ્હેન સઘળાંને ખરાબ કહે છે માટે તમારામાંજ દોષ છે કારણકે કમળો હો તે પીળું દેખે. ચન્દ્રકાન્તા બહેન તમારી બાબતમાં તો એમ નથી ને ? ઉપર રહીં સાંભળતી ઇંદિરાએ જોયું કે અટકચાળો સુશીલાએ કાચું કાપ્યું, કારણ જે દુર્જન કો દીવસ મ્હેણાં મારેથી સુધરતું નથી પણ સામું વધારે ગુસ્સે થાય છે. આથી હળવે રહીને તેણે ચન્દ્રકાન્તાની વહાર કરી " કેમરે સુશીલા તું તો હજુ એવીજ રહી કે તને તો બોલતાંજ આવડયું છે એમ મને તો લાગે છે કે તનેજ કમળો થયો છે. ચન્દ્રકાન્તા ભાભી આટલું ભણેલાં તે વળી એવાં હોય ? કદાચ તેમનો સ્વભાવ કોઇની જોડે મળતો ન આવે પણ તેથી શું ?

સરોજીની ભાભી ખરૂં કે નહીં ?

ઇંદિરાની ચપળતા ભરેલી વાણીથી ધારેલી અસર થઇ. ચન્દ્રકાન્તાની આંખમાં આભારનાં અશ્રુ આવ્યાં અને કંઈક સંતોષથી તેણે તેના સામું જોયું. સદ્દગુણી સરોજીની ઇંદિરાના પ્રશ્નની મતલબ સમજી ગઈ અને બોલી નારે, ઇંદિરા બ્હેન, ચન્દ્રકાન્તા ભાભીની બાબતમાં હું એવું ધારૂં નહી. કારણ કે ઘણાં અભણ પણ એવાં દુષ્ટ નથી હોતાં તો પછી આમના જેવા ભણેલાંની શી વાત ? અને પછી પારકાં આગળ પોતાનાં ગૃહનાંની નિંદા કરવી એવું અધમ કાર્ય તો કેળવાયલું કોઈકજ કરે, કેમ ઇંદિરા બહેન.

"અરે હારે બ્હેન," ઇંદિરાએ જવાબ આપ્યો. "મને તમારૂં કહેલું અક્ષરશઃ ખરૂં લાગે છે. અને જુવોને આ બાબતમાં કણ્વ મુની પોતાની દુહિતા શકુન્તલાને કેવી શીખામણ આપે છે ? તે કહે છે " कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने " એટલે કે તારી સપત્નિ તરફ

સારો ભાવ રાખજે. વારૂ ચન્દ્રકાન્તા ભાભી, તમે ભામિનીભૂષણ તથા
પુસ્તકો વાંચ્યાં છે કે ? મને તો સુબોધભાઇએ એ મુંબઇથી લાવી આ
એટલાં તો સરસ લાગ્યાં કે મારા મત પ્રમાણે દરેક ગૃહીણિએ તે વાંચવાં જોઇએ. હું
ધારૂં છું, તમારા શ્વસુરના ગૃહમાં તો એ હશે ? ઇંદિરા તરફ હવે કંઇક માનની દૃષ્ટિથી
જોતી ચન્દ્રકાન્તાએ જવાબ આપ્યો, " મારે સાસરે તો એ પુસ્તકો છે. પણ વખત
નહીં મળવાથી હું વાંચી શકી નથી. "

આ ઉત્તર સાંભળીને ઇંદિરાને કંઇક આશા આવી કે આ સ્રીની જોડે ચડાવીને
કામ લેવાથી તે સુધરશે. તેથી તેણે હસતાં હસતાં રમુજી દાખલાઓ વગેરે આપીને
ચન્દ્રકાન્તાને શીખામણ દેવાનું શરૂ કર્યું. અને આ કાર્યમાં પોતાની સહાયક તરીકે સ-
રોજીનીને જોડી. સરોજીની એક અભણ પણ સદગુણી વધુ હતી. તેનો જન્મ વૈશ્ય જ્ઞા-
તિમાં થયો હતો, અને પિતા દુકાન માંડીને ગુજરાન ચલાવતો હતો. તેનો શ્વસુર સર-
કારી ન્યાય ખાતામાં નોકરી કરતો હતો અને પતિ મુંબઇમાં સુબોધનીજ કોલેજમાં
બીવીયસનો અભ્યાસ કરતો હતો, સરોજીની કંઇ સ્વરૂપવાન્ નહોતી. તેનો વર્ણ શામળો
હતો અને શરીરનો ઘાટ ઠીંગણો હતો. પણ ઇશ્વરે તેને રૂપને બદલે સારા ગુણોનો ભંડાર
આપ્યો હતો. ઇંદિરાના પરિચયમાં આવતાં તેને પણ ભણવાનું મન થયું અને પહેલી
ગુજરાતી શરૂ કરી હતી. ઇંદિરા તથા સરોજીનીના પ્રયત્નોથી ધારેલું કામ થયું ચન્દ્રકાન્તાએ
ભામિની ભૂષણ તથા સતી મંડળ વાંચવાનું વચન આપ્યું. અને ઇંદિરાએ પોતાને સાસ-
રેથી તેને નથુરામ શર્માનું " દ્વિજ સ્રીઓનું આહ્નિક " મોકલવાનું કબુલ કર્યું.

## ૪

## છેલ્લી મુલાકાત.

આ પ્રમાણે જ્યારે ઇંદિરાનું મંડળ વાતોમાં રોકાયું હતું. અને જ્યારે સુબોધ તેમ-
ની વાતો કંઇક રસથી તથા આનંદથી સાંભળતો હતો, ત્યારે બ્હાર કુદરતની લીલામાં
જુદોજ ફેરફાર થવા માંડયો હતો. શીતળ વાયુના મંદમંદ ઝપાટા આવવા લાગ્યા. ચં-
દ્રમા કંઇ નીરતેજ થતો ગયો અને ગ્રહમંડળ એકેએક અદૃષ્ય થવા માંડયાં હતાં. મું-
બઇનો કીનારો હવે ઝાંખો ઝાંખો દેખાવા લાગ્યો હતો, અને આગબોટ પરનાં ઉતારૂઓ
એક પછી એક બગાસાં ખાતા ઉઠવા માંડયાં હતાં. પૂર્વમાં વ્યોમનો રક્તવર્ણ ભગવાન્
સૂર્યનારાયણ થોડા વખતમાં પોતાના કાર્યમાં જોડાશે એમ દુનિયાને સુચવતો હતો, અને
ખલાસીઓ હવે પોતાના ધારેલા મુકામ પાસે આવતા હોવાથી આનંદમાં દેખાતા હતા.
થોડાજ વખતમાં મુંબઇનું બંદર આવી પહોંચ્યું, અને આગબોટપરનાં ઉતારૂઓમાં અ-
સાધારણ જાગૃતિ આવેલી જણાઇ—સૌએ પોતપોતાના દાગીના સાંભળવા માંડયા અને
સુબોધ પણ પોતાની ટ્રંકની અંદર સામાન મુકવા લાગ્યો. કેબીનની અંદરનું સ્રીમંડળ
પોટલાંઓ બાંધવામાં ગુંથાયું, અને આપણી વૃદ્ધ ડાશીઓએ પણ પોતાના કોથળા ભરવા
માંડયા. ઇંદિરા બીજાઓને સામાન બાંધવામાં મદદ કરવા લાગી. અને તે કાર્ય પુરૂં થઇ
રહ્યા પછી બિંદુમતીના બાળકને લઇને ઉપર આવી. સુબોધ ક્યારનોએ પરવાર્યો હતો,
અને હવે તેના મુખ આગળ કોલેજના વિદ્યાર્થિ આલમનો ચિનાર ખડો થયો હતો.

એટલામાં બાળકે સાથે ફરતી ઈંદિરાએ પુછયું "કેમ સુબોધભાઈ તમારી કોલેજ હવે આવી પહોંચી. તેનાજ વિચારમાં પડયાછો કે ? સુબોધે ફક્ત હાનો જવાબ દીધો અને ડોકું ધુણાવ્યું. અંદરથી તેની કાકી હાક મારતી હોવાથી ઈંદિરા ચાલી ગઇ, અને સુબોધ ઈંદિરાને કેબીનની અંદર અદૃષ્ય થઈ જોઇને વિચાર માળામાં પડયો. પણ એટલામાં ઉતરવાનું સ્થળ આવી પહોચ્યું. ઉતારૂઓ ચપોચપ ઉતરવા માંડયા, અને આગબોટપરના અમાત્ય કુટુંબને ઉતારવા માટે ખલાસીઓ અને નોકરો ધમાલ કરવા લાગ્યા. ડોશીઓ તો ક્યારનીએ કોથળાઓ માથે ચડાવીને રસ્તે પડી ગઈ હતી. ઈંદિરાનું સ્ત્રીમંડળ પણ હવે ઉતરવાની તૈયારી કરવા મંડયું. તેમને તો રેલ્વેની મુસાફરી પાછી કરવાની હતી. સુબોધ પહેલો ઉતર્યો. અને પોતાની ટ્રંક પોતે ઉપાડીને હેઠળ મુકી અને પછી ઈંદિરા વગેરેને મદદ કરવા ગયો. પહેલાં તેણે બધાનાં પોટલાં ઉતરાવ્યાં અને પછી ઈંદિરાના હાથમાંથી બિંદુમતીનો પુત્ર લઇ લીધો. સ્ત્રી મંડળ હળવેથી સંભાળીને ઉતરવા માંડયું. અને અટકચાળી શુસીલા બેદરકારીને લીધે પડતાં પડતાં સુબોધની સમય સુચકતાથીજ બચી. આખરે સર્વે મંડળ સંભાળીને ઉતર્યું. હવે સર્વેના માર્ગ બદલાવાના હતા. સુબોધ બારોબાર મુંબઇમાં જવાનો હતો, જ્યારે ઈંદિરા તથા બિંદુમતી રેલ્વે મારફતે સુરત જવાનાં હતાં. ચન્દ્રકાન્તા પોતાને પિયર વડોદરે જવાની હતી. શુસીલા અને સરોજીની એકજ ગામનાં હોવાથી સાથેજ અમદાવાદ જવાનાં હતાં. પણ તેઓનાં સગાં મુંબઇમાં હોવાથી ત્યાં ઉતરવાનાં હતાં. સુબોધે ગાડી ભાડે કરીને ટ્રંક મુકી અને જતાં જતાં ઈંદિરાને મળવા આવ્યો. પહેલાં તો બન્નેમાંથી કોઇ બોલી શકયું નહીં. ૭ મહીના પહેલાં સૌભાગ્યના સુખમાં અને બાલ્યાવસ્થાની નિર્દોષતામાં મ્હાલતી ઈંદિરામાં અને આજની વૈધવ્ય દશાની ઈંદિરામાં તેને અવર્ણનીય ફેર લાગ્યો. અને તેથી કોમળ હૃદયના સુબોધથી રડી જવાયું. ઈંદિરા પણ સુબોધ ભાઈ તરીકે ચહાતી હોવાથી રડી પડી. બન્નેની આંખોમાંથી અશ્રુધારા ચાલી અને બીજાં બધાં મુગે મ્હોંએ જોવા લાગ્યાં. આખરે ઈંદિરા કંઇક હીમતથી બોલી. "સુબોધભાઈ, આપણે હવે ફરીને મળવાનું ભાગ્યેજ થશે તમે બી. એ. થયા પછી નોકરીમાં જોડાશો, અને કયાંએ પરદેશ જશો. જ્યારે હું તો હવે ઘણોખરો કાલ સાસરેજ રહીશ. ભાઇ, આ હતભાગિની ભગિનીને યાદ કરતા રહેજો, અને તમને યોગ્ય લાગે એ પુસ્તકો મારા ઉપયોગને માટે મોકલજો. કાગળ પત્ર લખવાનું ભુલતા નહીં, અને સુમિત્રા ભાભીને મારા પ્રણામ કહજો."

સુબોધ પહેલાં તો કંઇ જવાબ આપી શકયો નહીં; પણ થોડીવાર પછી આંખ્યો લુછીને બોલ્યો "ઈંદિરા બ્હેન, જો કે આપણે ફરીથી ભાગ્યેજ મળીશું, તોપણ તમારો સમાગમ મને હમેશાં યાદ રહેશે, અને તમારૂં હસતું મુખારવિંદ તો હું કોઈ કાળે પણ નહીં ભૂલું. પણ બ્હેન, તમે મને આગબોટમાં મારા સવાલનો જવાબ પૂરો આપ્યો નથી કારણ કે ચન્દ્રકાન્તાની વાતોમાં આપણું ધ્યાન જતાં અધુરેથીજ તમે એ વાત પડતી મુકી હતી. તમારા એ બાબતના વિચાર જાણવાની મારી બહુ ઉત્કંઠા છે.

ઈંદિરા કંઇક હસી અને બોલી "ભાઇ, હું તમને એ બાબતનો એક કાગળ લખીશ." સુબોધને આથી સંતોષ થયો અને બીજુ કંઇક કહેવા જતો હતો એટલામાં ગાડીવાને ઉતાવળ કરવા માંડી સુબોધ ગાડીમાં બેઠો. અને ગાડી ચાલવા માંડી. "સુ-

બોધભાઇ આવજો, " કહીને ઈંદિરા પાછી વળી " વારૂ, બ્હેન પત્ર જરૂર લખજો " એમ કહેતાં કહેતાં સુબોધ ગાડીની જોડે અદૃશ્ય થઇ ગયો. હવે ઈંદિરાથી ન રહેવાયું. બિંદુમતીના પુત્રને હાથમાં લઇને તે પુષ્કળ રડી. અને સુશીલા તથા સરોજનીનાં ચક્ષુમાં પણ ઝળઝળીયાં આવ્યાં. ચન્દ્રકાન્તા તો આ બધું જોઇને સ્તબ્ધજ બની ગઇ. આ મંડળે પણ હવે છુટાં પડવાની તૈયારી કરી. " કેમ ત્યારે ચન્દ્રકાન્તા ભાભી તમે પણ જવાનાં કે " છુટાં પડતાં પહેલાં ઈંદિરાએ પુછયું " વારૂ બ્હેન મારી શિખામણ યાદ રાખજો હો " " ઈંદિરા બ્હેન, તમારો ઉપકાર હું કોઈ કાળે નહી વિસરૂં. અને બ્હેન જરૂર મને પેલી ચોપડી મોકલાવજો " એમ કહેતાં કહેતાં ચન્દ્રકાન્તા અને ઈંદિરા છુટાં પડયાં. પણ તે પહેલાં અટકચાળી અને હસમુખી શુશીલાએ ઈંદિરાના કાનમાં કંઈક કહ્યું. ઈંદિરાએ હસતાં હસતાં તેને એક તમાચો લગાવ્યો અને આ મંડળ, આ રમુજી નાટક પછી પંખીના મેળાની પેઠે પોત પોતાને રસ્તે છુટું પડયું.

૫

## સુબોધની વિચારમાળા.

આ વાતને થોડા એક દહાડા વહી ગયા છે, અને સુબોધ એક દહાડો પોતાનો સંસ્કૃતનો ઐચ્છિક વિષય વાંચતો બેઠો હતો એટલામાં તેના હાથમાં ટપાલ મારફતે આવેલું એક પરબીડીયું પડયું. તરતજ તેણે સરનામા ઉપરના ઈંદિરાના અક્ષર ઓળખ્યા અને કંઈક ઉત્સાહથી ધ્રૂજતે હાથે તેણે કવર ફોડયું. અંદર તે ઘણા દહાડાથી રાહ જોતો હતો તે પત્ર હતો, અને તેણે ઓરડીનાં દ્વાર વાસીને વાંચવાનું શરૂ કર્યું.

### ઈંદીરાનો પત્ર.

પ્રિય ભાઈ સુબોધચંદ્ર,

આપણે જ્યારે મુંબઇમાં છુટા પડયાં ત્યારે તમે મને પત્ર લખવાનું કહ્યું હતું તે હજુ તમને યાદ હશે. નવરાશ ન મળવાથી હું પત્ર વહેલો લખી શકી નથી. પણ અવકાશ મળતાં આ પત્ર લખ્યો, જે આપ વાંચીને ભૂલચૂક હોય તે ક્ષમા કરશો અને જ્યાં આપને મારા વિચાર સારા ન લાગે ત્યાં ન્હાની ભગિની જાણીને બોધ કરવાની તસ્દી લેશો.

ભાઇ મેં મારી આસપાસ દૃષ્ટિ નાંખીને જોયું. અને સર્વત્ર દુઃખજ દીઠું. લોકોના અજ્ઞાન ઉપર મને હસવું આવ્યું, આ નાશવંત દેહ માટે કેટલી તેમની મમતા કેટલી અહંતા અને કેટલી બધી અજ્ઞાનતા ! સર્વે મનુષ્યોને મેં સુખને માટે દુનિયાની અંદર યત્ન કરતાં જોયાં, પણ જેમ અંધારામાં ફાંફાં મારવાં એ વ્યર્થ છે તેમ આપણી અજ્ઞાનતા છતાં સુખને માટે વલખાં મારવાં એ નિરર્થક છે. સુખ શેમાં છે, એ જ્યાં સુધી મનુષ્ય જાણે નહીં, ત્યાં સુધી તેના યત્નો નકામા છે. આ ઉપરથી ત્યારે સ્હેજ સમજાશે કે સુખની બાબતમાં દરેક મનુષ્ય જુદા જુદા વિચારો બાંધે છે. અને તે પ્રમાણે કાર્યમાં પ્રવર્તે છે. અને આ પ્રમાણે સંસારિ મનુષ્યોનો અમને વિધવાઓને સુખમાંથી હમેશને માટે વિમુખજ ધારે એમાં કાંઈ નવાઇ નથી. પણ ભાઈ, વિચાર કરી

જોતાં એમ નથી. આ દુનિયાની અંદર એવાં પણ કેટલાંક મંડળો છે કે જે સંસારથી દૂર રહીને પણ સંસારિ મનુષ્યોને માટે ખાસ પરોપકાર બુદ્ધિથીજ ઉપયોગનાં કાર્યો કરી શકે છે, અને અમારૂં વિધવા મંડળ પણ જો સારી કેળવણી આપવામાં આવે તો આવી રીતે ઉપયોગી થઈ પડે. અરણ્યમાં વસતા અને યોગાભ્યાસમાં લીન, સંસારથી વિરક્ત સાધુ સંતો પણ જો ધારે તો અમુલ્ય સામાજીક સેવા બજાવી શકે, તો પછી અમારી વ્યવહારમાં રહેનારી વિધવાઓની વાતજ શી. શું પોતાનાં સગાં વ્હાલાંનાં છોકરાં ઉછેરવાં એ વિધવાઓનું કર્તવ્ય નથી? જેવી રીતે ઇંગ્લાંન્ડ, જાપાન, વગેરે દેશોમાં સ્ત્રીઓ લડાઇના વખતમાં "નર્સીસ" તરીકે કામ કરે છે. તેમ મંદવાડના વખતમાં ઘર ઉપયોગી વૈદું શીખીને શું વિધવાઓ નર્સ તરીકેનું કામ ન કરી શકે? જો તેઓને સાદાં ઉપયોગી કામ જેવાં કે,ભરવાનું, શીવવાનું, બાંધણું બાંધવાનું,હીર કાઢવાનું, ગંજીફરાક, મોજાં સીપારો, વગેરે સંચાથી કપડાં બનાવવાનું વગેરેબીજા જાપાન તથા ચીન દેશની સ્ત્રીઓની પેઠે ઉદ્યોગિક કાર્યો શીખવવામાં આવે તો તેઓનું જીવન કદી પણ આળસમાં તથા દુરાચારમાં ગુજરશે? *ભાઇ એટલુંજ કહેવું બસ છે કે જો તમે વિધવાઓનું ( અરે ગૃહિણીઓનું કહોને )* જીવન સુધારવા માગતા હો, જો તેમને દુરાચાર તથા આળસમાંથી મુક્ત કરવાને ધારતા હો, અને જો તેમને આર્ય લોકોના લગ્ન રિવાજનું કંઇપણ અભિમાન હોય, અને બીજા દેશોના રિવાજોમાં તેનું ગૌરવ જેવું ને તેવું રાખવાને માટે ઇચ્છા હોયતો તો વિધવાઓને પુનર્લગ્ન કરાવવાં કરતાં આવા કાર્યોમાં જોડો. સ્થળે સ્થળે, અરે જ્ઞાતે જ્ઞાતે, નાની નાની સંસ્થાઓ સ્થાપો. દરેક જ્ઞાતિમાંથી ખાસ વિધવાઓને માટે હુન્નર ઉદ્યોગીક કામો શીખવાને કેળવાયલાં મનુષ્યોને ( સ્ત્રીઓ તથા પુરૂષોને ) જાપાન, ઇંગ્લંન્ડ અમેરીકા જેવા દેશોમાં મોકલો, અને તેમની મારફત જ્ઞાતિની દરેક વિધવાઓને કેળવો, જ્ઞાતિઓમાં વિધવાઓનાં મંડળો સ્થાપો સમાજને ઉપયોગી થઇ પડે એટલા માટે તેમને ઘર ઉપયોગી વૈદું શીખવો, પોતપોતાનું ગુજરાન ચલાવી શકે એટલા માટે તેમને હુન્નર ઉદ્યોગ શીખવો, અને આર્ય લોકોના લગ્ન રિવાજના મંત્રોનું ગૌરવ રહે, અને તે બીજા દેશોના રિવાજોને આદર્શ રૂપ થઇ પડે એટલા માટે દરેક વિધવાને ગીતાનું રહસ્ય સમજાવો, અને યોગના મૂળ તત્વોનું અધ્યયન કરાવો.

આ પ્રમાણે જ્યારે શ્વેતવસ્ત્ર પહેરી, કપાળમાં ભસ્મ લગાડી, યોગમાં લીન થઇને પોતાના મૃતપતિઓનું ધ્યાન કરતી તથા સગાં વહાલાંઓમાં માંદા માણસોની આવજાત કરવાનું શરૂ કરતી અને હુન્નર ઉદ્યોગના બળે પોતાનું ગુજરાન ચલાવતી વિધવાઓથી આપણી જ્ઞાતિઓ ઉભરાઇ જશે, ત્યારે આ બહુ ચર્ચાએલા વિષયનું સમાધાન થઇ જશે. અને સુબોધભાઇ, તમારી રાંકડી ઇંદિરાએ પણ આ કાર્યમાંજ જીવન અર્પણ કર્યું છે એમ જાણજો, અને તે કાર્યમાં બી. એ. પાસ થયા પછી આ કાગળ મારફતે આપને નીમંત્રણ કરે છે એમ માની લેજો હું ઇચ્છતી નથી કે તમે આ બાબતમાં મોટાં ભાષણો કરો અને લખાણો લખો, હું કહેતી નથી કે આ ઉપરથી સુધારાવાળાઓ જોડે તકરારમાં ઉતરો, પણ મારી તમારી પાસે નમ્ર વિનંતિ છે કે બહુ વાતો કર્યા કરતાં કાર્યમાં જોડાવ. ભાઇ, હું સુધારકોને ધન્યવાદ આપુછું કે તેમણે કાર્ય કરી બતાવ્યું છે, અને તે છતાં મારા વિચારને મળતાઓમાંના કેટલાકને ધિક્કારૂં છું કે પોતે

ખરૂં કાર્ય કર્યા વગર સુધારાવાળાઓના કાર્યોમાં વિક્ષેપ નાંખ્યો છે, હવે તો સુધારકો અને સુદ્ધારકો બંને જણા એક સાથે કાર્યમાં જોડાવ, તથપિ સુધારાવાળાઓએ પણ એમ માનવાનું નથી કે પુર્નલગ્ન કરાવ્યાં એટલે તેમની ફરજ પતી. ખરા સુધારાવાળાઓએ તો સુદ્ધારકોની જોડે પણ કાર્યમાં જોડાવું જોઈએ. અને મેં ઉપર જણાવ્યું તે પ્રમાણે વિધવાઓને માટે કાર્યો કરવાં જોઇએ. ભલે, તીવ્રતર ઇચ્છાવાળી વિધવાઓ ફ્રીથી પરણો મારે તેની તરફ કાંઈ પણ કટાક્ષથી જોવું નથી. પણ મને આશા છે કે મેં જણાવ્યા પ્રમાણે જો વિધવાઓને સુધારવામાં આવશે, તો પુર્નલગ્ન કરનારીઓ થોડીજ નીકળશે. જેણે આપણા આર્યના વિવાહ મન્ત્રોનું રહસ્ય જાણ્યું છે, અને તેથી જાણે છે કે પતિ, પત્નિ જુદાં નથી પણ આ સંસારમાંજ નહીં પણ મૃત્યુ પછીના જીવનમાં પણ જોડાયલાંજ છે, જેણે ગીતાના રહસ્યનું જ્ઞાન મેળવ્યું છે, જેણે યોગના અભ્યાસથી મૃતપતિના સૂક્ષ્મ દેહનો યોગ સાધ્યો છે. તથા જેણે, માંદાની સારવાર કરવી, છોકરાં ઉછેરવાં, બાળવિધવાઓને ઉપદેશ આપવો, વગેરે પરોપકારમાં જીવન ગાળવાનો નિશ્ચય કર્યો છે તેવી વિધવા કોઈ પણ દીવસ પુર્નલગ્ન કરશે ? એટલુંજ બસ છે કે આવા વિચારો કરતાં તેઓ શી રીતે શીખે, અને પરોપકારનાં કાર્યમાં શી રીતે જોડાય તે વિચારવું તે તમારા જેવા કેળવાયલા યુવકોનું કામ છે. સુબોધભાઈ, વધારે લખવા કરતાં થોડું કરી બતાવવું વધારે સારૂં છે. પહેલાં મારી ઇચ્છા હતી કે મોત વહેલું આવે તો સારૂં. હવે મને વધારે જીવવાની ઇચ્છા થાય છે. પહેલાં હું ધારતી હતી કે મારાં સાસરાનો પુષ્કળ પૈસો મને નકામો છે, હવે મને લોભ થાય છે કે મારી પાસે વધારે પૈસો હોય તો સારૂં. ભાઈ આ વિચારોના ફેરફાર શાથી થયા ? એનું કારણ હવે મને સમજાયું. હું પહેલાં જાણતી હતી કે મારૂં જીવન નકામું છે. હવે જાણવા પામી છું કે પરોપકારમાં હું તે ગાળી શકીશ. અને એથી મને બહુજ અવર્ણનીય આનન્દ થાય છે સુબોધભાઇ તમે કદાચ જાણીને ખુશી થશો કે આ ફકત પત્રજ નથી. આમાં લખેલા ઘણા વિચારો મેં અમલમાં મુકયા છે. મારૂં એમ માનવું છે કે જ્યારે આપણે મોટી કોમમાં કંઇ સુધારો કરવા ધારીએ, ત્યારે ન્હાનાં ન્હાનાં મંડળો સ્થાપવાં એ આવશ્યક છે, અને તેથીજ મારી જ્ઞાતિમાં પ્હેલાં મારા વિચારો પ્રમાણે મેં કાર્ય શરૂ કર્યું છે. તે નીચે પ્રમાણેઃ—

( ૧ ) મારા વિધવા સંબંધીના બધા વિચારો ટુંકા લેખમાં છપાવીને જ્ઞાતિમાં વ્હેંચ્યા.

( ૨ ) મારો બધો પૈસો આ કાર્યમાંજ વાપરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

( ૩ ) જ્ઞાતિમાં કેળવાયલી વિધવાઓનું એક મંડળ સ્થાપ્યું.

( ૪ ) અમારા ગામના મંદિરમાં એક સાધ્વી સ્ત્રી રહેલી છે તેની મારફત યોગ તથા ગીતા અમારી જ્ઞાતિની વિધવાઓને શિખવવાનું શરૂ કર્યું.

( ૫ ) અમારી જ્ઞાતિની પાસ થયેલી બે મહેતીજીઓને મારા ઘરના ખરચે જાપાન હુન્નર ઉદ્યોગ શીખવાને મોકલી, અને તેમણે અને આવ્યા પછી બધી વિધવાઓને શીખવવાનું કબુલ કર્યું છે.

( ૬ ) 'ઘર ઉપયોગી વૈદું" એ વિષયનું પુસ્તક લખવાને ઇનામ જાહેર કર્યું.

( ૭ ) 'સતીમંડળ' 'સ્ત્રીપુરૂષના ધર્મ' 'ભામિની-ભૂષણ,' 'દ્વિજ સ્ત્રીઓનું આહ્નિક' વગેરે બીજાં પુસ્તકો મફત વાંચવાને આપવા ખરીદ્યાં.

( ૮ ) એક શાસ્ત્રી પાસે "આર્ય લગ્ન મન્ત્ર રહસ્ય" નામનું પુસ્તક તથા બીજું 'વિધવા-ધર્મ' એમ બે પુસ્તક લખાવ્યાં. વગેરે.

આ પ્રમાણે મેં કાર્ય કર્યાં છે સુબોધભાઇ, આ કાર્યમાં તમારૂં જીવન અર્પણ કરશો ? મારા જીવનની એક આશા વિધવાઓને સુમાર્ગે ચઢાવવાની છે, અને તેથીજ જીવન મને પ્રીય થઇ પડયું છે. પણ જેવી રીતે, મારી વિધવાઓની સુધારવાની ઇચ્છા છે, તેવીજ રીતે, બાલકો તથા બાલકીઓને પણ સુધારવાની છે, કારણ કે આપણી જ્ઞાતિનો, તથા દેશનો અભ્યુદય તેમના ઉપરજ આધાર રાખે છે. અને સુબોધભાઇ, તમે પણ, જ્ઞાતિમાં મંડળો સ્થાપીને તથા ભાષણો આપીને વિધવાઓ વધવાનું મૂળ કારણ જે બાળ લગ્ન તે થતાં અટકાવો. એટલે બાળ વિધવાઓ ઓછી થાય. તમે કદાચ કહેશો કે આ પત્રમાં મેં નવા વિચારો શા બતાવ્યા ? તો હું કહું છું કે કદાચ નવા નહીં હોય પણ મારી મતલબ એવી છે કે ભાષણો આપ્યાં કરતાં તથા પુસ્તકો અને લેખો લખ્યા કરતાં કાર્યમાં પ્રવૃત્ત થાઓ. જ્ઞાતિઓને તમારા સુધારાનો મૂળ પાયો રચો અને તેમની મારફત સુધારાઓ કરો. એ તો દેખીતુંજ છે કે કેળવણી એજ સુધારાનો ઉપાય છે, પણ તેની સાથે બીજા પણ વિચાર કરવાના છે. અને તેમાં કેળવણી કેવા પ્રકારની આપવી એ મુખ્ય છે. ચીન તથા જાપાનનાં બૈરાં જરા પણ નવરાં બેસતાં નથી. જ્યારે આપણી સ્ત્રીઓ નકામી કુથલીઓમાં વખત ગાળે છે. ભાઈ મારા પત્રનો સારાંશ એટલો જ છે કે મેં મારૂં તથા બીજી વિધવાઓનું જીવન પરોપકારમાં શી રીતે વ્યતીત કરાય તે વિચાર્યું છે. અને તે વિચારો મેં અમલમાં મુકયા છે. સુબોધ ભાઇ તમે પણ મારી સાથે આ કાર્યમાં જોડાવ ' બી. એ. થયા પછી એક માસ્તર તરીકેનું જીવન તમારા જેવા ચાલાક તથા વિચારશીલ યુવકને માટે લાયકનું નથી, અને ઘણા ખરા હાલના ગ્રેજ્યુએટોનું હું કયા શબ્દોમાં વર્ણન કરૂં એ મને બરોબર સુજતું નથી. સુબોધભાઇ સર્વે નાશવંત છે. આપણે માટીનાં પુતળાં માટીમાં મળી જઇશું પણ આપણું કાર્ય અમર રહેશે. મારે ભાઇ મારૂં કહ્યું માનીને પરોપકારના કાર્યમાં જોડાવ કારણ કે કહ્યું છે કે. ' परोपकाराय सतांविभूतयः । સુજન મનુષ્યો ની વિભૂતીઓ પરોપકારને અર્થેજ છે. પત્ર લાંબો લખવાને માટે ક્ષમા કરશો, કારણ તમારો ઉપયોગી સમય જશે. પણ તમે તેના ઉપર વિચાર કરી જશો એમ ધારીને હું પત્ર સમાપ્ત કરૂં છું.

હાલ તો એજ.

લિ. હતભાગિની ઇંદિરાના

આશિર્વાદ.

પત્ર પુરો વંચાઈ રહ્યો અને સુબોધના વિચાર સાગરમાં ભરતી આવી, અને મો-જાંઓ પૂર્ણ જોરમાં ઉછળવા લાગ્યાં. વારે વારે તેણે ઇંદિરાને પત્ર વાંચ્યો અને ફરીથી

તેને આગબોટમાં બોલેલી લોંગફેલોની ઈંગ્રેજી કવિતા યાદ આવી આખરે તે જીવન પરોપકારમાં ગાળવાના દૃઢ નિશ્ચય ઉપર આવી ગયો. પણ તેની સાથે કર્તવ્ય વિમુખ ન થવાના વિચારે તેને અભ્યાસમાં ખૂબ ઉશ્કેર્યો. પરિક્ષાના દિવસ પાસે આવી પહોંચ્યા હતા, અને સુબોધે હવે નિયમીત વાંચનાં માંડયું. પરિણામમાં ડીસેમ્બર મહીનામાં તેનું નામ, બી. એ. પાસ થયેલાઓની અંદર સારે નંબરે જાહેર કરવામાં આવ્યું.

૬

## ઉપસંહાર.

પ્રિય વાંચનાર આ ન્હાનકડું ચિત્ર પુરૂં થયું છે. સુબોધ બી. એ. થઈને ઈંદિરાના કાર્યમાં જોડાયો છે. આ જે ઈંદિરાનું નામ વિધવાઓની મહાન્ સુધારક તરીકે આખા આર્યાવર્તમાં પ્રસિદ્ધ થઈ ગયું છે અને તેને સીસ્ટર નીવેદીતા તથા એની બીસાન્ટની સરખામણીમાં મુકવામાં આવી છે. હિંદુસ્તાનની બજારોમાં આજે ઠેરે ઠેર વિધવાઓએ બનાવેલા સ્વદેશી માલથી દુકાનો ભરેલી છે, અને જ્યાં જુઓ ત્યાં માંદાની સારવાર વિધવાઓજ ચલાવી લે છે તેથી ડાકટરોની કમાણી ઓછી થઇ છે. હવે જ્ઞાતિઓમાં આર્ય લગનમન્ત્રો સમજી શકે એવી બાળાઓનાંજ લગ્નો થવા માંડયાં છે, અને હિંદુ વિધવાઓના યોગશાસ્ત્રના અદ્ભૂત ચમત્કારો જોઇને વિદેશી મહિલાઓ અચંબો પામે છે. ન્યુસપેપરોમાં પતિનું ધ્યાન ધરતાંજ સમાધિસ્ત થઇ ગયેલી વિધવાઓનાં વર્ણન આવવા માંડયા છે. બીજા દેશો હવે આર્યાવર્તને પૂજવા લાગ્યા છે અને તેનું ગયેલું ગૌરવ પાછું આવ્યું છે.

વાંચનાર, તું પુરુષ હો કે સ્ત્રી હો, રસિક હો કે અરસિક હો, સુધારક હો કે સુઉદ્ધારક હો, વિધવા, હો કે વિધૂર હો, કે સહયોગી હો, જે સ્થિતિમાં હો તે હો. પણ આ ચિત્રમાંના વિચારોનું મનન કરજે. તેમાંના કેટલાક વિચારો તને હવાના કિલ્લા લાગે કે ખરા પથ્થરના, પણ તેમાંથી એક શીખામણ યાદ રાખજે અને તે એ છે કે " કંઈ પણ પરોપકારી કાર્યમાં તારૂં જીવન ગાળજે. પછી ભલે તે કાર્ય સંસાર સુધારાનું હોય કે રાજ્ય સુધારાનું હોય કે દેશ સેવાનું હોય ! એજ. અસ્તુ. ૐ શાંન્તિ. શાંન્તિ. શાંન્તિ.

તુજ હૃદય પર ઉપકારનાં શુભ શુભ્ર કિરણો છાઇ રહો
તુજ મન વિષે પરમાર્થ વૃત્તિ ઝળકતી સ્થાયી રહો.
તુજ કાર્યમાં હરનીશ, હજારો હસ્ત સુંચાયા રહો
તુજ અચળ કીર્તિ જગતમાં, તુજ નામને રાખી રહો.

**હરિશંકર હરજીવન ત્રિપાઠી.**

## સ્ત્રી.

### ( તેની કેળવણી અને ગૌરવ. )

આપણામાં ઘણા વખતથી એમ મનાતું આવ્યું છે કે સ્ત્રીને ગમે તેટલી કેળવણી આપીએ તો પણ તે આખરે મૂર્ખજ રહેવાની " શરદ પુનમની ચાંદની અજવાળી પણ રાત " ગમે તેટલી ચંદની ખીલી હોય. શાંત સુખદ અજવાળું આપનારી શરદ પુનમની ચાંદની આખરે રાતજ. તે દિવસ જેટલો પ્રભાવતો નહીંજ આપે તેમ ગમે તેટલી સ્ત્રીને કેળવીએ તો પણ તેની બુદ્ધી પાનીએ. એમ પણ મનાય છે કે કોઇ પણ પ્રયત્નમાં જો પુરૂષ પછાત પડશે તો તે માત્ર સ્ત્રીને સુધારવાના પ્રયત્નમાંજ છે. એનામાં અદેખાઈ ઈર્ષા-મારૂ તારૂં વીગેરે દુર્ગુણો એટલે દરજ્જે વધી પડયા છે કે તે કદી નાબુદ થવાના નથી. આ દુર્ગુણો પેઢી દર પેઢી તેનામાં ઉતર્યાજ આવવાના. હાલની કેળવણીથી તેમનામાં દંભ ડોળના ભાવ વધી પડે છે. પણ મૂળ સદ્ગુણ જે કેળવવામાં પુરૂષ પ્રયત્ન પણ ઘણે ભાગે નિષ્ફળ થાય છે તો સ્ત્રી જેવી નરમ જાતીનામાં તેને કેળવવાની શક્તિ કયાંથી હોય.

આ અપવાદ કેટલે દરજ્જે ખરો છે તે શોધિ કાઢવું ઘણું સુગમ છે. અલબત સાધારણ દાખલામાં આ દોષો જોવામાં આવે છે. પણ તે માત્ર તેમને શુદ્ધ અને સારી કેળવણી નથી મળતી તેને લીધેજ છે. આપણાજ દેશનો ઇતીહાસ તપાસીશું તો સ્ત્રીઓ ઘણી પ્રતાપી નીકળી છે. કાદમ્બરી, દશકુમારચરિત્ર તેમજ પ્રાચિન કેળવણીની સ્ત્રી ચરિત્રની વાર્તાઓમાં સ્ત્રીઓનામાં શાશા સદ્ગુણો અને શાશા બુદ્ધીનો પ્રભાવ હતો તે તાદશ જણાઈ આવે છે. કદાચને આ વાર્તાઓ કવિની કલ્પનાનો નમુનો છે પણ તે સદ્ગુણની પરીસીમાના નમુનાનો ચિતાર છે. પણ જે સદ્ગુણો સાધારણ વ્યવહારમાં ગૂઢાંતર રહેલા હોય છે તેનોજ તેને પ્રકાશમાં લાવી તેનો તાદૃશ્ય ચિતાર આપવાજ તે પ્રયત્નો થયા છે. કેવળ કપોળકલ્પિત વાત ઉપર લાંબા વખત સુધી શ્રદ્ધા રહેજ નહીં. તેનામાં ઐતિહાસીક સત્યતા રહેવીજ જોઇએ. તો ઝીણી નજરથી જોતાં એમ ચોકસ જણાય છે કે જેમ પુરાણીક કાળના દાખલા ઘણા છે તેમ આપણા ઐતિહાસીક વખતમાં સુશિક્ષિત સદ્ગુણી સ્ત્રીના નમુના ઘણા છે.

હાલ જે અધોગતિ જોવામાં આવે છે તેમાં દોષ માત્ર પુરૂષોનોજ છે. તેને લાંબા કાળ સુધી અજ્ઞાનતાના અંધારામાં એટલી બધી દાટી રાખી છે જે સ્ત્રીનો જે અદ્ભૂત પ્રભાવતે છુપાઈ રહ્યો છે અને તેના ઉપર દુર્ગુણના રાફડાજ માત્ર નજરે પડે છે. અને જો આજ સ્થીતિમાં તેને રાખશે તો આથી વધારે અધોગતિને પહોંચવાનું છે. એક લેખક એમ પણ કહે છે કે ઘણીજ સારી રીતે ઉત્તમ ફળ પ્રાપ્ત કરવા પ્રભુના હાથમાં આ દુનિઆમાં સ્ત્રીના કરતાં વધારે પ્રબળ સત્તા નથી. ખૂબસુરતીમાં વદનની લાવણ્યતામાં તો સ્ત્રીના કરતાં ચઢીયાતાં ઘણાં વનસ્પતીના છોડ યા પંખી નજરે ચઢશે, પણ તેનામાં જે દિવ્યઅંશ રહેલો છે તેને ખીલવવામાં આવે તો સ્ત્રી એક અદ્ભુતશસ્ત્ર છે. સ્ત્રીને પ્રથમથીજ સારી રીતે કેળવણી મળી હોય તો તે પુરૂષના કરતાં પછાત રહે-

શે નહીં બલ્કે એમ છે કે મન ઉપર નિગ્રહ રાખવામાં તે પુરૂષના કરતાં ચઢતીજ છે. જ્યાં સુધી જનસમુદાયમાં જે પદને સ્ત્રી લાયક છે તે પદ તેને પ્રાપ્ત કરાવ્યું નથી ત્યાં સુધી તે જનસમુદાયને સજા ભોગવવીજ કરશે અને તેનું માઠું પરીણામ સહન કરવુંજ પડશે.

સ્ત્રીને સાવ અજ્ઞાન રાખવાથી દેશનો ઉદય કાળ પાછો પાછો જાય છે. શરીરની તંદુરસ્તી ને મનની કેળવણી ખીલવવામાં તેની અજ્ઞાનતાજ નડે છે. મનુષ્ય માત્રની પ્રથમની શાળા તેની માતાની નજર તળે ઉમ્મર ગાળે છે તેજ છે. માતાની બુદ્ધીના સંસ્કાર બાળક ઉપર પડે છે. માતા અભણ હોય છે તો બાળક પણ તેવુંજ રહે છે. પુરૂષને સારો કરવામાં વા નઠારો કરવામાં સ્ત્રીની બહુજ પ્રબળ અસર થાય છે. બચ્ચાંના જન્મથી તે જ્યાં સુધી તે સમજણું થાય છે ત્યાં સુધી માતાનીજ સર્વ સત્તા બાળક ઉપર છે. પોતે સુશિક્ષિત હોય છે તો પોતાના ફરજનને તેના શરીરના બંધારણ સુધારવામાં સદ્‌વર્તન તરફ તેની લાગણી દોરવામાં બુદ્ધીની કેળવણીમાં જે ન્યુનતા હોય છે તે પુરૂ પાડે છે. માતાના વા પિતાના શરીરમાં જે રોગ હોય છે તે પોતાના સંતાનમાં જન્મથીજ ઉતરે છે. ઘણું કરીને એવો નિયમ છે કે શરીરના બંધારણમાં માતાની અસર બાળક ઉપર થાય છે અને બુદ્ધીના વિકાસમાં પિતાની અસર થાય છે. જન્મ પહેલાંજ કેટલાક રોગો બાળકનામાં આવે છે. આ સ્થીતિ જો માતાનું શરીર નિરોગી હોય તો આવે નહિ. પોતાનું શરીર સંભાળવું પોતાનાજ હાથમાં છે. દરેક સ્ત્રી વા પુરૂષ પોતાની પુખ્ત ઉમર થાય ત્યારે પોતાને શેશી ચીજો અનુકુળ પડે તે સમજી શકે અને તે પ્રમાણે વર્તવાથી પોતાનું તેમજ પોતાના સંતાનનું આરોગ્ય પોતાનાજ હાથમાં રાખી શકે. બાળક જન્મથી નીરોગી હોય છે તો પણ માતાની બેદરકારીને લીધેજ કેટલાક રોગો શરીરમાં વાસ કરી લે છે.

બુદ્ધીના વિકાસમાં ખોટા વહેમ બાળકનામાંથી ખસેડી નાંખવાથી છોકરાને વિચાર કરતાં, સારા નરસાની પરિક્ષા કરતાં, માતા પોતેજ શીખવાડે છે. પોતાના જીવનનો હેતુ સદ્‌ગુણજ છે. એવું ઠસાવવાથી પોતાના બચ્ચાને સુખી કરે છે. દરેક કામમાં પોતાની બુદ્ધિ વડે ચાલવું તેમ જ્યાં લાભ હોય પોતાનો શ્રેય થતો હોય તે વખતે ખોટી મગરૂબી ન રાખતાં બીજામાંથી શિક્ષણ લેવું અને તીવ્ર બુદ્ધિથી કામ કરવું આ શિક્ષણ પણ સ્ત્રીજ આપી શકે છે.

માતાએ કરકસરનો ગુણ બચ્ચાનામાં ખાસ ખીલવવો જોઇએ. બીજા પાસે માગવા જવાથી આપણું માન ઘટે છે તેમ એમજ બને છે કે જ્યારે કોઈ વસ્તુ આપણને જોઇએ તે તુરત બીજા પાસેથી મળી આવે છે તેથી આપણા પોતાના પ્રયાસથીજ તે વસ્તુ મેળવવામાં જે શ્રમ પડે છે તે શ્રમ નથી લેવો પડતો તેને લીધેજ માણસની ચઢતી થતી નથી. આપણી સારી સ્થીતિ હોય છે તે વખતે જો પેઠાજ, મોજશોખ ઓછાવીએ અથવા સાદાઇથી રહીએ તો જીંદગીની દરેક છાંયમાં આપણને એક સરખી રીતે શાંતિ રહે છે. સોક્રેટીસ તત્વવેત્તાનું કહેવું છે કે જેમ માણસ થોડી ચીજોનો ભોગી રહે છે તેમ તે પ્રભુપદને પામવા લાયક થાય છે.

જુઠું બોલનાર માણુસ હલકા પ્રાણી જેવો છે. એટલુંજ નહીં પણ આગળ ઉપર તેનો કોઇ વિશ્વાસ કરતું નથી. અને તિરસ્કારને પાત્ર થાય છે. જુઠું બોલવાથી આ દુર્દશા થાય છે, તેનું ભાન માતાએજ પોતાના સંતાનને કરાવવાનું છે. અભણ માતા આંધળા લાડને લીધે પોતેજ પોતાના નિર્દોષ બાળકને જુઠું બોલતાં શીખવાડે છે. નજીવા પ્રસંગે તેને ખાસ જુઠું બોલવાનુંજ કહે છે તેથી તે દુર્ગુણ છુપી રીતે તેની દેહલતા જોડે ઉગે છે અને પાછળથી તેજ દેહલતાને કાંટા રૂપે કાપે છે. ટુંકાણમાં એટલુંજ કે પુરૂષનામાં ઇશ્વરી દિવ્ય અંશ ખીલવવો, સુખનું સાધન આપણા પોતાનાજ હાથમાં છે એવા સંસ્કાર નાનપણથીજ મનમાં પ્રદિપ્ત કરવા. આ બીજ વાવનાર માતાજ છે. પૈસા કમાઇ જનસમુદાયનું શ્રેય ન કર્યું, આપણામાં જે સત્તા છે તે ધર્મ પ્રતે વાપરી નહીં, વ્યવહારમાં જે મલીન વાસનાઓ નડે છે તે નાબુદ કરી આજીવીકા મેળવવાનો માર્ગ, એક નેકીથી વર્તવાથી સુધારવાથી કોઇ પણ રીતે હલકો હૈજ નહીં. મોજશોખમાં કે આરામમાં ગરક રહેનાર માણસની જીંદગીજ નથી. સારી છાપ ઉચ્ચદેશીય વર્તન એજ ફળ પ્રાપ્ત કરવા શ્રમ કરવાનો છે માણસના ગુજરી ગયા પછી તે કેવો હતો એવોજ પ્રશ્ન સર્વ પુછે છે. તે કેવો હતો તેનો આધાર તેની માતાએ જ્યારે તેને સારે યા નઠારે રસ્તે દોરવાની જ્યારે તેનામાં સત્તા હતી ત્યારે તેને જે રીતે કેળવ્યો હોય તે ઉપરજ છે. જેવું વાવશું તેવું લણશું. પુરૂષ યા સ્ત્રીને ખરે વખતે કેળવણી આપ્યા વિના કાંઇ સુધારો આવતો નથી. પુરૂષનો સ્વભાવ સારી રીતે સમજી તેની નબળાઇને દબાવી દઇ અથવા તો જે સદ્‌ગુણ હોય તે ખીલવી માણસ માત્રને સ્ત્રી ઉચ્ચ સ્થાને પહોંચાડે છે. પોતાનામાં જે પ્રેમ સદ્‌ગુણ સ્વાભિમાન અને પુજ્ય ભાવના હોય, તે સ્ત્રીએ કેળવવાની છે. આ માર્ગે સ્ત્રીએ પુરૂષની સહચરી થવાનું છે. કુટુંબની અગ્રણી થઇને પોતે પોતાના કુટુંબમાં જે સ્થાને બિરાજે છે તે સ્થાનેથી પુરૂષનું શ્રેય સાધવામાં તેની સાથમાં રહી પોતાના સરખા હકની હરીફાઇ કરવામાં સ્ત્રીએ પોતાનું બળ બતાવવાનું છે. જીંદગીની મુસાફરીમાં જે જે સપાટા આવે છે, તે પોતાના દીવ્ય પ્રભાવથી સહન કરવા ઇશ્વર દત્ત નિયમ પ્રમાણે વર્તી પોતાની જીંદગીને પવિત્ર સુખમય બનાવવી. જીંદગીમાં જે ઉપાધી નડે છે તેમાંની કેટલીક તો અજ્ઞાનતાને લીધે વ્હોરી લીધેલી છે, સંસાર દુઃખમયજ છે એમ માનવું ખોટું છે. ઇશ્વરે મનુષ્યનું જીવન દુઃખ ભોગવવાને વાસ્તે બનાવ્યું નથી. સર્વ ભૂમંડળનું યથાર્થ દર્શન સ્ત્રી યા પુરૂષ કરી શકે છે. વિવેક બુદ્ધિથી સુખના સાધન શોધવાં. અને સુખ ભોગવવુંજ જોઇએ.

સ્ત્રી આ દુનીયામાં આપણને કાંતો નર્કની ખાણ બનાવી દે છે કે કાંતો સ્વર્ગનું ભાન કરાવે છે. જેવા તે આપણા મન ઉપર સંસ્કાર પાડે છે, તેવી દુનીયા આપણને દેખાય છે. આપણી ચાલચલગત પવિત્ર કરવી. જીવનનો હેતુ સુધારવો આપણામાં જે પવિત્રતાનો અંશ છે તે અંશને લીધે જે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે, તે સ્થાનેથી આપણા સંબંધી તરફ આપણો ધર્મ બજાવવામાંજ આપણા જીવનું સાર્થક થાય છે. મતલબ કાંતો વીર પુરૂષ કે કાંતો બાયલા કાંતો ક્ષુદ્ર પશુ કે કાંતો દીવ્ય પુરૂષ કાંતો સેતાન કે કાંતો દેવ એ બનાવવાનું કામ સ્ત્રીનું છે.

એક ગ્રેજ્યુએટ.

# સ્ત્રિઓની ઉન્નતી વગર દેશની ઉન્નતી નથી.

## અમદાવાદની વનિતા વિશ્રામમાં અપાયેલું ભાષણ.

સ્ત્રીલેખ.

હે ! પરમાત્મા ! તું નિત્ય શુદ્ધ મુક્ત છે. તારૂં આદિ નથી. અંત નથી તારા મંગળ ગુણોની સિમાં નથી. આ સૃષ્ટીમાં જેટલા પ્રાણી છે, તે સર્વ ત્હને અવલંબીને રહ્યા છે. તું તેઓને પાળે છે, પોષે છે, તથા તેઓની મનોવાંચ્છના પુરી પાડે છે. સર્વની ચિંતા ત્હને છે. તારી દયા કદી વિરામ પામતી નથી તું સૃષ્ટીનો કર્તા છે ભુત માત્રને ત્હેં કર્તવ્ય કર્મની બક્ષીસ દીધી છે હે ! સત્ય સ્વરૂપ ! ! જગદાધાર પ્રભુ ત્હને મારા પ્રેમ પુર્વક પ્રણામ હો ! !

વ્હેનો, આજે પ્રભુ કૃપાથી તમારી આગળ એક અગત્યનો વિષય રજુ કરવા હિંમત ધરી છે. દેશના વિદ્વાનો કહે છે અને બીજા દેશોએ સિદ્ધ કરી આપ્યું છે કે, **સ્ત્રીઓની ઉન્નતી વગર દેશની ઉન્નતી થવાની નથી.** તો વ્હેનો, એજ વિષય ઉપર હું આજે આપની સમક્ષ બોલવા ઈચ્છા રાખું છું તેથી તે માંહેની મારી નમ્ર સુચનાઓ ધ્યાન દઈ સાંભળવા કૃપા કરશો એવી આશા છે. વ્હેનો કોઈ પણ દેશનો ઉન્નતી વા અવનતી તે તે દેશની સ્ત્રીઓ ઉપરજ આધાર રાખે છે.

હાલ આપણા ભારતવર્ષનું વાતાવરણ બદલાયલું લાગે છે. દેશના હુન્નર ઉદ્યોગો પાછા સજીવન થવા લાગ્યા છે, તો આપણે ક્યાં સુધી ખુણામાં પડી રહેવું ! તમારી આંખ ઉઘાડી ચારે તરફ દ્રષ્ટી ફેરવી જોશો તો જણાશે કે દરરોજ નવી શોધો થાય છે, બીજા દેશોમાં મહાન્ કાર્યોમાં સ્ત્રીઓ મુખ્ય ભાગ લે છે ત્યારે આપણે સમગ્ર ભારતવર્ષની સ્ત્રીઓ, કેવળ લોકનિંદા અને ટેલટપ્પા ઉડાવી ઘરમાં કંકાસ કરી આપણા હાનીકારક રિવાજોમાં ગોથાં માર્યા કરીએ છીએ એ કેટલું દીલગીર થવા જેવું છે ? તે છતાંએ એ રિવાજોનો ત્યાગ નહિ કરતાં એમને એમ ચલાવે જઈશું તો આપણી ઉન્નતી ક્યારે અને કેમ થશે તે ભારે વિચારની વાત છે.

વ્હેનો ! જુઓ ! ! જાપાને ઉન્નતી કરી. ચિનની સ્ત્રીઓ પોતાનાજ દેશનો બનેલો સ્વદેશી માલ વાપરવા અને પરદેશીનો બહિષ્કાર કરવા તન તોડ પ્રયાસ કરે છે. દરરોજ દુનિઆમાં શા શા ફેરફાર અગર શોધખોળો થાય છે નવા નવા ઉદ્યોગો, રાજ્યવહિવટમાં, લશ્કરમાં, ગૃહવ્યવસ્થામાં સુધારા વધારા થયા કરે છે, તે વર્તમાનપત્રો દ્વારા વાંચે છે ને તેમાંથી સારાસાર ગ્રહણ કરીને પોતાના હિતની વાત ધ્યાનમાં લઈ તે વ્યવહારમાં મુકવા પ્રયાસ કરે છે ત્યારે આપણે સમગ્ર ભારત વર્ષની સ્ત્રીઓ કેવળ આળસ, નિરૂદ્યમ, કંકાસ, મોજશોખ, અને લોકનિંદામાંજ દિવસોના દિવસો નિર્ગમન કરીએ છીએ, અને જનસમાજના કલ્યાણને માટે કાંઈજ કાર્ય આપણે કરતાં નથી. આ બાબતના વિચાર કરતાં ક્યારે આપણો ઉદ્ધાર થશે તે અંધકારમય કાળા ઘોર વાદળ તળેજ ઢંકાયેલું છે. આ ચિત્ર ઘણુંજ ભયંકર અને દુઃખકર છે ! !

દિનોદીન ભારત વર્ષમાં નવા નવા ઉદ્યોગો અને નવિન સુધારા થાય છે, આપણી નિર્ધનતા વધતી જાય છે, દેશના ઘણા લોકો દુકાળના દુઃખકર પંજામાં સપડાય છે. દેશના બાંધવો ભુખના-દુખના પોકારો કરે છે, દેશના મહાત્માઓએ તેમને તે દુઃખકર સ્થિતિમાં મદદ કરવા તેમના ઉદ્યોગો ખીલવવા અને તેમને મહેનત કરવાથી પણ પેટ પુરતું અન્ન નહિ મળતું હોવાથી તે આપવા રાત દિવસ તાઢ તડકો વેઠી મહેનત કર્યા કરે છે. સ્વદેશ પ્રેમી મહાત્મા **લાલા લજપતરાય** જેઓનું નામ ઘેર ઘેર જાણીતું થયું છે તે મહાત્માએ એક " દુકાળફંડ " ઉઘાડી દેશ બાંધવોને માટે ઘેર ઘેર ભીખ માંગવાને જરાપણ નાનમ ગણી નથી. બંગાળના મહાનવક્તા સ્વદેશ ભક્ત **બાબુ સુરેન્દ્રનાથ બેનરજી** સ્વદેશી હીલચાલ શરૂ કરી મહોલે મહોલે અને ગલીયે-ગલીયે દેશ પરદેશ કાંઈ પણ સ્વાર્થ વગર દેશના હુન્નરો અને વ્યાપારની ઉન્નતી કરવાને માટે સ્વદેશી હિલચાલનો ઝુંડો ફેરકાવે છે, અને સમગ્ર દેશને નવું ચૈતન્ય આપી જાગૃત કર્યો છે. બ્હેનો ! આવા આવા મહાન પુરૂષોનાં કાર્યોની હકીકતો કવચીતજ તમારે કાને પડતી હશે. માટે મ્હારી વ્હાલી બ્હેનો ! જાગો ! ! તમારી ઘોર નિંદ્રાનો ત્યાગ કરી તમારી ઉન્નતીનો માર્ગ પકડો ! દુનિઆંના એક ખુણામાં પડી રહિ કેવળ નિર્જીવ જીવન ગાળશો.માં. ઘણાં માંનતા હશે કે સ્ત્રિઓ તે કોણ માત્ર ઘરનું કામકાજ કરનાર ગુલામડી પણ તે ભુલ છે. જનસમાજની ઉન્નતી કરવામાં સ્ત્રીઓની મુખ્ય જરૂર છે. ભવિષ્યની પ્રજાની કેળવણીનો આધાર પણ સ્ત્રીઓ ઉપરજ છે. શાથી ભવિષ્યની પ્રજા પોતાના કર્તવ્યો સમજે શાથી પોતાની પ્રજા દુનીઆંમાં સૌથી મહાન ગણાય શાથી ત્હેને પોતે કોણ છે તેમ કુળ ગૌરવનું અભીમાન વધે. સ્વદેશપર પ્રિતી થાય વિગેરે સદ્ગુણો તેમના મનમાં નાનપણથીજ ઠસાવવાનો ભાર પણ સ્ત્રીઓ ઉપરજ છે.

પોતાના બાળકોની શારીરીક માનસીક, નૈતીક, સાંસારીક, અને ધાર્મીક કેળવણીની ફરજ પણ સ્ત્રીઓને શિર છે. ગૃહસંસાર ચલાવવો એ પણ સ્ત્રીઓનુંજ કર્તવ્ય છે. આમ છે તો આપણે આળસુ અને નકામા ગણાતાં ક્યાં સુધી ખુણામાં પડી રહેવું ? **વ્હાલી બ્હેનો, ઘરની દાનો ત્યાગ કરી આપણી ઉન્નતિનો માર્ગ પકડો.** કન્યાઓને સંપુર્ણ જ્ઞાન આપો વાંચતાં લખતાં, ઐતીહાસીક ચરિત્રો, સતી સ્ત્રીઓના શાં શાં કર્તવ્યો છે દાંપત્ય ધર્મ કોને કહે છે સ્ત્રીઓએ બીજા પ્રત્યે કેમ વર્તવું અતીથ્ય સત્કાર કેવી રીતે કરવો અને કરકસરથી ગૃહસંસાર કેવી રીતે ચલાવવો વિગેરે વ્યવહારીક જ્ઞાન બાળકોને ન્હાનપણથીજ આપો અને જરા ઉમ્મર લાયક થાય ત્યારે તેમને છોકરાં કેમ ઉછેરવાં, તથા તેમને નીતીનું અને મનનું શીક્ષણ કેવા પ્રકારનું આપવું એ તેને સારી રીતે શીખવો. આપણે ઉન્નત બનો અને બીજાને ઉન્નતિનો માર્ગ બતાવો હાલના હાનીકારક રિવાજોનો પડછાયો પણ તેઓના કોમળ મન ઉપર પડવા દેશોમાં.

બાળલગ્નોથી હાલની પ્રજા નિર્માલ્ય થઈ છે રોગીષ્ટ અને માંદકાંગલા જેવી પ્રજાની દેશને જરૂર નથી શરીરે બળવાન અને દિર્ઘાયુષ ભોગવે એવી પ્રજા ઉત્પન્ન કરવી હોય તો બાળલગ્નનો ત્યાગ કરો, બાળલગ્નથી કેવી કેવી ખરાબી થાય છે તે આપ સર્વે બ્હેનોને ખબર હશેજ.

વળી બ્હેનો, કન્યાવિક્રયનું મહા સંકટ આપણી ઘણી જ્ઞાતિઓમાં ઘણે ભાગે ચાલે છે. નામદાર અંગ્રેજ સરકારે ઘણા પ્રયાસથી ગુલામગીરીનો નાશ કર્યો છે. માણસ વેચનારને ભારેમાં ભારે સજા કરવામાં આવે છે છતાં પણ આપણા આ રિવાજોને તે કાયદો કશી અસર કરી શકતો નથી. ઘણા નીચ કુલોમાં તે કન્યા વેચવાના હજારો દાખલા બને છે. પોતાની વ્હાલી અને કોમળ બાળકીને પૈસાની લાલચે ગમે તેવા બુઢાને કાંતો ગાંડા ઘેલા કનીષ્ટ જેવાને પણ પોતાની કન્યાનું સુખ નહિ જોતાં કેવળ જે પૈસા વધારે આપે છે તેને તે કન્યા ભર બજારે વેચે છે. પછીથી ગમે તો તે ભુખે મરો અનહદ દુઃખના ડુંગરો તેના ઉપર તુટી પડો તે બીચારી બાળકી પાસે ગજા ઉપરાંત વૈતરૂં કરાવે અને કેટલાક મુર્ખ લોકો તેને કુમાર્ગે દોરાવી પૈસા મેળવવાના રસ્તા પણ શોધે છે. આવા અસંખ્ય દુઃખો તેને ભોગવવાં પડે છે ત્યારે સુખી થનારના દાખલા ભાગ્યેજ નજરે પડે છે **"દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય"** એ કહેવત મુજબ કોમળ બાળા પોતાના કર્મના પતી સંગાથે સુખ દુઃખ વેઠતાં પોતાનું આયુષ્ય પુરૂં કરે છે. આવા દાખલાઓ હજારો બનતાં આપણે સાંભળીએ છીએ. આ ગુલામગીરી નહિ તો બીજુ શું ? ઘણી સુધરેલી ન્યાતોમાં પણ આ જુલ્મી રિવાજ છે અને આ જુલ્મી રિવાજથી ઘણી ન્યાતોની પાયમાલી થઇ છે. વળી કહેવત છે કે "નાગર ભરે ગાગર" નાગર જેવા સુધરેલી કોમમાં પણ કન્યાના મા બાપને રૂપિઆ આપવાનો રિવાજ છે અને રૂપિઆ આપે તોજ કન્યા મળે નહિ તો વાંઢા મરે. આવા પૈસા લીધેલા ઝાઝો વખત ટકતા નથીજ. મહાત્મા તુળસીદાસે કહ્યું છે કે:–

તુલસી હાય ગરીબકી કભુવ ખાલી જાય,
મુવા ઢોરકે ચામસે લોહ ભસ્મ હો જાય;

ખરેખર ઉપરના સુત્રો પ્રમાણે તે ગરીબ કન્યાના દરરોજના વિશ્વાસથી તેને વેચી પોતાનું પેટ ભરનાર નીચ માબાપ બાપડાંકુ દુઃખદ સ્થિતિને મરણ પામે છે. સમજુ લોકો તેને ધીટકાર દેછે આવા રિવાજો તાકીદે બંધ કરવા જોઇએ. દેશને ઉન્નત કરવો હોયતો **સ્ત્રીઓને ઉન્નત કરો.**

બ્હેનો સંસાર ચક્રની ઘટમાળામાં તમોને સુખ હો કે દુઃખ હો તમે ધનવાન્ હો કે નિર્ધન હો ગમે તે હો પણ સુખ આવે ત્યારે સુખને સેવવું અને દુઃખ આવે ત્યારે શાંતી અને ધીરજ રાખી દુઃખના દીનસો પસાર કરવા. સુખ અને દુઃખ એ માણસના કર્મ અને મનને આધીન છે. બ્હેનો તમે ગમે તેવી સ્થિતીમાં હો પણ તમારા સ્વામીનો અનાદર કરશો ના. તમારા ધર્મ મુકશો ના. સૌભાગ્યવંતીનો સુર્ય પોતાનો સ્વામીજ છે. ચાહે તો સ્વરૂપવાન્ હો કાંતો કદ્રુપો હો પણ પરમાત્માએ નસીબે સોપ્યો છે તેને હલાવી ફુલાવી દેવ તુલ્યગણી તેની પુજા કરો. પતિને સંતુષ્ટ કરો. **સ્ત્રીઓને સ્વામી જ પરમ દેવતા છે.** શાથી સ્વામી સુખી થાય એવાં વિચારો સ્ત્રીઓએ હમેશાં કરવા જોઇએ. બ્હેનો પતીને ખુશી રાખવા પ્રયત્ન કરો. ભલે તમને બીજા અલંકાર ના મળતા હોય પરંતુ સ્વામીજ ઉત્તમ અલંકારરૂપ છે તેનો કદી પણ તીરસ્કાર કરશોના. પતીવ્રતા બની શીયળ ધર્મનું રક્ષણ કરો તમારી મનોવૃત્તિને કબજે રાખી સર્વદા પતીને આધીન માનવામાં તત્પર રહો, બ્હેનો ! તમારા ભવિષ્યના સંતાનોનો ઉદ્ધાર કરવા સર્વદા પ્રયાસ કરજો. એક પળ પણ નકામી જવા દેશો ના. ગૃહીણી થઈ ગૃહસંસાર કરકસર અને

દિનોદીન ભારત વર્ષમાં નવા નવા ઉદ્યોગો અને નવિન સુધારા થાય છે, આપણી નિર્ધનતા વધતી જાય છે, દેશના ઘણા લોકો દુકાળના દુઃખકર પંજામાં સપડાય છે. દેશના બાંધવો ભુખના દુખના પોકારો કરે છે, દેશના મહાત્માઓએ તેમને તે દુઃખકર સ્થિતિમાં મદદ કરવા તેમના ઉદ્યોગો ખીલવવા અને તેમને મહેનત કરવાથી પણ પેટ પુરતું અન્ન નહિ મળતું હોવાથી તે આપવા રાત દિવસ તાઢ તડકો વેઠી મહેનત કર્યા કરે છે, સ્વદેશ પ્રેમી મહાત્મા લાલા લજપતરાય જેઓનું નામ ઘેર ઘેર જાણીતું થયું છે તે મહાત્માએ એક " દુકાળફંડ " ઉઘાડી દેશ બાંધવોને માટે ઘેર ઘેર ભીખ માંગવાને જરાપણ નાનમ ગણી નથી. બંગાળના મહાનવક્તા સ્વદેશ ભક્ત બાબુ સુરેન્દ્રનાથ બેનરજી સ્વદેશી હીલચાલ શરૂ કરી મહોલે મહોલે અને ગલીયે-ગલીયે દેશ પરદેશ કાંઈ પણ સ્વાર્થ વગર દેશના હુન્નરો અને વ્યાપારની ઉન્નતી કરવાને માટે સ્વદેશી હિલચાલનો ઝુંડો ફેરકાવે છે, અને સમગ્ર દેશને નવું ચૈતન્ય આપી જાગૃત કર્યો છે. બ્હેનો ! આવા આવા મહાન પુરૂષોનાં કાર્યોની હકીકતો કવચીતજ તમારે કાને પડતી હશે. માટે મ્હારી વ્હાલી બ્હેનો ! જાગો ! ! તમારી ઘેર નિંદ્રાનો ત્યાગ કરી તમારી ઉન્નતીનો માર્ગ પકડો ! દુનિઆંના એક ખુણામાં પડી રહિ કેવળ નિર્જીવ જીવન ગાળશો.માં. ઘણાં માનતા હશે કે સ્ત્રિઓ તે કોણ માત્ર પરનું કામકાજ કરનાર ગુલામડી પણ તે ભુલ છે. જનસમાજની ઉન્નતી કરવામાં સ્ત્રીઓની મુખ્ય જરૂર છે. ભવિષ્યની પ્રજાની કેળવણીનો આધાર પણ સ્ત્રીઓ ઉપરજ છે. શાથી ભવિષ્યની પ્રજા પોતાના કર્તવ્યો સમજે શાથી પોતાની પ્રજા દુનીઆમાં સૌથી મહાન્ ગણાય શાથી ત્હેને પોતે કોણ છે તેમ કુળ ગૌરવનું અભીમાન વધે. સ્વદેશપર પ્રિતી થાય વિગેરે સદ્ગુણો તેમના મનમાં નાનપણથીજ ઠસાવવાનો ભાર પણ સ્ત્રીઓ ઉપરજ છે.

વળી બ્હેનો, કન્યાવિક્રયનું મહા સંકટ આપણી ઘણી ન્યાતોમાં ઘણે ભાગે ચાલે છે. નામદાર અંગ્રેજ સરકારે ઘણા પ્રયાસથી ગુલામગીરીનો નાશ કર્યો છે. માણસ વેચનારને બારેમાં ભારે સજા કરવામાં આવે છે છતાં પણ આપણા આ રિવાજોને તે કાયદો કશી અસર કરી શકતો નથી. ઘણા નીચ કુલોમાં તે કન્યા વેચવાના હજારો દાખલા બને છે. પોતાની વ્હાલી અને કોમળ બાળકીને પૈસાની લાલચે ગમે તેવા બુઢાને કાંતો માંદા ઘેલા કનીષ્ટ જીવોને પણ પોતાની કન્યાનું સુખ નહિ જોતાં કેવળ જે પૈસા વધારે આપે છે તેને તે કન્યા ભર બજારે વેચે છે. પછીથી ગમે તો તે ભુખે મરો અનહદ દુઃખના ડુંગરો તેના ઉપર તુટી પડો તે બીચારી બાળકી પાસે ગજા ઉપરાંત વૈતરું કરાવે અને કેટલાક મુર્ખ લોકો તેને કુમાર્ગે દોરાવી પૈસા મેળવવાના રસ્તા પણ શોધે છે. આવા અસંખ્ય દુઃખો તેને ભોગવવાં પડે છે ત્યારે સુખી થનારના દાખલા ભાગ્યેજ નજરે પડે છે **"દીકરી અને ગાય જયાં દોરે ત્યાં જાય"** એ કહેવત મુજબ કોમળ બાળા પોતાના કર્મના પતી સંગાથે સુખ દુઃખ વેઠતાં પોતાનું આયુષ્ય પુરૂં કરે છે. આવા દાખલાઓ હજારો બનતાં આપણે સાંભળીએ છીએ. આ ગુલામગીરી નહિ તો બીજુ શું ? ઘણી સુધરેલી ન્યાતોમાં પણ આ જુલ્મી રિવાજ છે અને આ જુલમી રિવાજથી ઘણી ન્યાતોની પાયમાલી થઇ છે. વળી કહેવત છે કે "નાગર ભરે ગાગર" નાગર જેવા સુધરેલી કોમમાં પણ કન્યાના મા બાપને રૂપિઆ આપવાનો રિવાજ છે અને રૂપિઆ આપે તોજ કન્યા મળે નહિ તો વાંઢા મરે. આવા પૈસા લીધેલા ઝાઝો વખત ટકતા નથીજ. મહાત્મા તુળસીદાસે કહ્યું છે કે:-

તુલસી હાય ગરીબકી કબુવ ખાલી જાય,
મુવા ઢોરકે ચામસેં લોહ ભરમ હો જાય;

ખરેખર ઉપરના સુત્રો પ્રમાણે તે ગરીબ કન્યાના દરરોજના વિશ્વાસથી તેને વેચી પોતાનું પેટ ભરનાર નીચ માબાપ બાઇમાંડુ દુઃખદ સ્થિતિને મરણ પામે છે. સમજુ લોકો તેને ધીક્કાર દે છે આવા રિવાજો તાકીદે બંધ કરવા જોઇએ. **દેશને ઉન્નત કરવો હોયતો સ્ત્રીઓને ઉન્નત કરો.**

બ્હેનો સંસાર ચક્રની ઘટમાળામાં તમોને સુખ હો કે દુઃખ હો તમે ધનવાન્ હો કે નિર્ધન હો ગમે તે હો પણ સુખ આવે ત્યારે સુખને સેવવું અને દુઃખ આવે ત્યારે શાંતી અને ધીરજ રાખી દુઃખના દીવસો પસાર કરવા. સુખ અને દુઃખ એ માણસના કર્મ અને મનને આધીન છે. બ્હેનો તમે ગમે તેવી સ્થિતીમાં હો પણ તમારા સ્વામીનો અનાદર કરશો ના. તમારા ધર્મ મુકશો ના. સૌભાગ્યવંતીનો સુર્ય પોતાનો સ્વામીજ છે. ચાહે તો સ્વરૂપવાન્ હો-કાંતો કદ્રુપો હો પણ પરમાત્માએ નસીબે સોપ્યો છે તેને વ્હાલી ફુલાવી દેવ તુલ્યગણી તેની પુજા કરો. પતિને સંતુષ્ટ કરો. **સ્ત્રીઓને સ્વામી જ પરમ દેવતા છે.** શાથી સ્વામી સુખી થાય એવાં વિચારો સ્ત્રીઓએ હમેશાં કરવા જોઇએ. બ્હેનો પતીને ખુશી રાખવા પ્રયત્ન કરો. ભલે તમને બીજા અલંકાર ના મળતા હોય પરંતુ સ્વામીજ ઉત્તમ અલંકારરૂપ છે તેનો કદી પણ તીરસ્કાર કરસોના. પતીવ્રતા બની શીયળ ધર્મનું રક્ષણ કરો તમારી મનોવૃત્તિને કબજે રાખી સર્વદા પતીને આજ્ઞા માનવામાં તત્પર રહો, બ્હેનો! તમારા ભવિષ્યના સંતાનોનો ઉદ્ધાર કરવા સર્વદા પ્રયાસ કરજો. એક પળ પણ નકામી જવા દેશો ના. ગૃહીણી થઈ ગૃહસંસાર કરકસર અને

નીતીમય ચલાવજો. તમારા સ્વામી તથા સંતાનોને વારંવાર સ્વકર્તવ્ય કરવા ઉત્તેજીત કરજો. ધર્મનાં નીતીનાં પુસ્તકો વાંચજો અને વંચાવજો, ભવિષ્ય ઉજળુ કરજો. **સ્ત્રીઓની ઉન્નતી થશે તો પછી દેશની ઉન્નતી થતાં વિલંબ લાગશે નહિ.**

વ્હેનો, કર્મના સંજોગોને લઇને નસીબનાં દુઃખો આવી પડે, વૈધવ્ય પ્રાપ્ત થાય, તો પણ પોતાના સ્વામીના આત્માને શાંતી મળે તેમ સર્વદા નીતી અને જીતેંદ્રીય થઇને જન સમુહના કલ્યાણનાં કાર્યો કરજો. આડોશી પાડોશીની કન્યાઓને કેળવવા પ્રયાસ કરજો. માંદા માણસોની યથાશક્તિ સેવા ચાકરી કરજો, સ્ત્રીઓની ઉન્નતી કરવાને વિવીધ વિષયો ઉપર ઉપદેશો કરજો, પુસ્તકો કે લેખો દ્વારા સ્ત્રીઓનાં કર્તવ્યો બતાવજો, ગરીબ અને અનાથ બાળકોનું રક્ષણ કરજો સર્વત્ર ભગીનીભાવ દર્શાવજો દુનીઆના માનસિક દુઃખોને ગણકારશો ના. નસીબનાં દુઃખો ધૈર્ય રાખી સંતોષથી દુર કરજો **ચલી યસી કેવલમીશ્વરેચ્છા** પરમાત્માની ઇચ્છા બળવાન છે પરમાત્મા જેવી અને જે સ્થિતીમાં આપણને મુકે તેવી અને તે સ્થિતીમાં આપણે દૃઢ નિશ્ચય કરી લોક હિતનાં કાર્ય કરવાં મચ્યાં રહેવું. કદી પણ કોઇનું ભુંડુ ઇચ્છવું કે કરવું નહિ. પાપી વિચારને કોઈ પણ દિવસ તમારા મનમાં આવવા દેશોના. ગમે તેટલાં સંકટો પડે પણ તમારા ધર્મ ચુકશો ના. તમારા આત્માને ઉન્નત બનાવો અને તમારાથી ન્હાની વ્હેનોને ઉન્નતીના શીખરે ચઢાવો. જરૂર તમારા કાર્યમાં પરમાત્મા સ્હાય થશેજ.

કાળે કરી લક્ષ્મી જશે કાયા જશે જુવાની જશે. આ દુનીઆનું સઘળું નાશવંત છે. પરંતુ મૃત્યુ સમયે ધર્મજ એક ખરા બંધુ તરીકે સાથે રહેશે. માટે ધર્મ બજાવવા પાછી પાની કરશો ના. તમારી જીંદગીનો ઉદ્દેશ નક્કિ કરી કયો માર્ગ લેવાનો છે. કઈ રીતે સ્વકર્તવ્ય કરવા તમારૂં અંતઃકરણ તમને પ્રેરે છે તે ચોકસ વિચાર કરી મંત્ર ગ્રહણ કરજો. તમારા ઉદ્દેશમંત્રની સાધના સર્વદા કર્યા કરજો જનસમુહનું કલ્યાણ કરવા ઇચ્છા હોય તો **પારકા વાતો કરશે ટીકા કરશે તેથી ડરશોના.** નિર્ભયતાથી તમારા મહામંત્રની સાધના કરજો. સાધના કરવાથી જરૂર તમારા મહામંત્રની સિદ્ધિ થશેજ. જે જે કામ આપણે કરીએ છીએ તે પરમ કૃપાળુ પરમાત્માની સ્હાય અને સુચનાથીજ કરીએ છીએ. આપણે સઘળાં કર્મને માનવાં વાળાં એટલે કર્મવાદીઓ છીએ માટે આપણે સ્વાર્થ રહિત કર્મ કરવું તેમાંજ આપણું સર્વસ્વ સમાયલું છે. ભગવદ્‌ગીતા શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહ્યું છે કે—

**कर्मण्येवाधिकारस्ते माफलेषुकदाचन ॥**

આ સુત્ર પ્રમાણે આપણે આપણું કર્મ કરવું. ફળની આશા રાખવી નહિ આપણે જે કાંઈ કાર્ય કરવા તત્પર થઇએ તેનો ઉદ્દેશ નક્કિ કરીનેજ કર્તવ્ય બજાવવું. આમ કરવાથી જરૂર પરમાત્મા આપણા કામમાં મદદ કરશેજ અને જનસમુહમાં સ્ત્રીઓની ઉન્નતી કરવાના મહામંત્રની દીક્ષા લીધાથી સ્ત્રીઓને ઉન્નતીનો માર્ગ બતાવી શકાશે. વ્હેનો સ્ત્રીઓની ઉન્નતી થયાથી દેશોન્નતી થવાને વિલંબ લાગશે નહિ માટે સ્ત્રીઓની ઉન્નતી પ્રથમ કરો કારણ કે **“ સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, પ્રજા વિના રાજ્ય નથી રાજ્ય વિના સુખ નથી ”—સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ થવાની નથીજ.**

---

સૌ. પદ્માવતી.

## સ્ત્રીના હકો.

### સ્ત્રીના હકો ! તે શા છે ?

પરિશ્રમ કરવો, સ્નેહ રાખવો, અને પ્રભુની પ્રાર્થના કરવી, એ સ્ત્રીનો હક છે.
દુઃખીનાં દુઃખ જોઈ દુઃખી થવું એ સ્ત્રીનો હક છે.
જ્યારે અન્ય સર્વ ઉંઘતાં હોય ત્યારે જાગૃત રહેવું એ સ્ત્રીનો હક છે.
રોતાં જનનાં અશ્રુ લ્હોવાં એ સ્ત્રીનો હક છે.
ઉત્પન્ન થતી બ્હીકને શાન્ત કરવી એ સ્ત્રીનો હક છે.
ચિંતાતુરની ચિંતા દૂર કરવી એ સ્ત્રીનો હક છે.
નિરાશજનને આશ્વાસન દેવું એ સ્ત્રીનો હક છે.
અવસાન સમયે મૃત્યુશય્યામાં પડેલા જનની મનઃશાન્તિ કરવી એ સ્ત્રીનો હક છે.
જ્યારે જીવનની સર્વ આશાઓ નષ્ટ થઇ હોય તે સમયે આશાનાં કિરણોપ્રકટાવવાં એ સ્ત્રીનો હક છે.
વિમાર્ગે જતા જનને સુમાર્ગ દર્શાવવો એ સ્ત્રીનો હક છે.
પતિનો ઉદ્ધાર કરવો એ સ્ત્રીનો હક છે.
વિધવા-અનાથને સંતોષી સુખી કરવાં એ સ્ત્રીનો હક છે.
બાલકોને મંગલમય-કલ્યાણકારી પ્રભુ તરફ દોરવાં એ સ્ત્રીનો હક છે.
બાલ્યાવસ્થાના દિવસોમાં પ્રેમ અને ઉમંગથી આનંદ પ્રટાવવો એ સ્ત્રીનો હક છે'
બુદ્ધિને કેળવવી એ સ્ત્રીનો છે.
આત્માને ઉન્નત કરવો એ સ્ત્રીનો હક છે.
જગતનાં ક્ષુદ્ર વિષયોથી દૂર રહેતાં શિખવવું એ સ્ત્રીનો હક છે.
સ્વર્ગીય આનંદ તરફ આકર્ષવાં એ સ્ત્રીનો હક છે.
સ્નેહીજન માટે જીવવું એ સ્ત્રીનો હક છે.
પ્રેમીજન માટે જીવન અર્પવું એ સ્ત્રીનો હક છે.
આનંદજન્યસ્મિત અને કોમળ શબ્દથી ગૃહકુંજ પ્રકાશિત કરવો. એ સ્ત્રીનો હક છે.
શું આ ત્હમારા હકો છે ? તો ત્હેનો સદુપયોગ કરો.
ત્હમારી પવિત્ર અસર કેટલું કરી શકે એમ છે તે કોણ કહી શકશે !
આજ ત્હમારાં હકો હોય તો બીજાની શા માટે અપેક્ષા રાખવી ?
આટલુંજ બસ છે.
ઇશ્વરે અર્પેલી બુદ્ધિને ખિલવો.
જીવનનું કર્તવ્ય થશું કે સ્વર્ગમાં આરામ મળશેજ.

Indian Ladies Magazine. ઉપરથી — ભોગીન્દ્રરાવ દિવેટીયા. બન્ધુસમાજ.

# આર્ય સંસારમાં સ્ત્રીઓનું જીવન.

( લેખક.—ચમનલાલ છોટાલાલ દેસાઇ. )

હાલના સમયમાં સર્વ કોઇ પોતાનું કર્તવ્ય શું છે તેનો વિચાર કરવા લાગ્યું છે; અને સાથે સાથ સ્વતંત્રતાની ઇચ્છા પણ કરે છે. બાળક માબાપથી, સ્ત્રી પતિથી, પ્રજા રાજાથી, ધર્મભક્તો ધર્મસિદ્ધાંતો બાબતમાં ધર્મ ગુરૂઓથી એમ સર્વ કોઇ સ્વતંત્રતા માટે ઇચ્છા કરવા લાગ્યું છે. આ સ્વતંત્રતા ઇચ્છાનેજ આપણે કર્તવ્ય ભાન કહીએ તો ખોટું નથી.

પૂર્વ કાળમાં એવી સ્વતંત્રતા આપવામાં આવતી હતી અથવા સૌ પોતાની મેળે તેવી સ્વતંત્રતા લેઇ લેતું, અને હાલના સમયમાં પણ જે જે દેશોને ઉન્નતિના શીખર ઉપર ચઢેલા અથવા ચઢતા જોઇએ છીએ તે સર્વ દેશોમાં સ્વતંત્રતાની ઇચ્છા પ્રબળ થતી જોવામાં આવે છે.

ફ્રાન્સ, જાપાન, અમેરિકા, કે ઇગ્લાંડ એ દેશો હાલ ઉન્નતિએ પ્હોંચેલા જોવામાં આવે છે, ત્યાંની પ્રજા કેટલી બધી અને કેવી કેવી જાતની સ્વતંત્રતા સંપાદન કરી ચુકી છે અથવા કરતી જાય છે અને તે માટે કેવા કેવા પ્રયત્નો કરી રહી છે. એ સર્વ દેશના વર્તમાન માટે જેઓ વર્તમાન પત્રો વાંચવાનો શોખ ધરાવે છે તેમનાથી કાંઇ અજાણમાં નથી. અમેરિકામાં એક બ્રહ્મચારિણી સોસાયેટી ( સભા ) સ્થાપિત થઈ છે અને તે એવોજ વિચાર ધરાવે છે કે લગ્ન એજ જીંદગીને જકડામણમાં નાંખનાર છે અને તેથી તેમાંથીજ મુક્ત રહેવું જોઈએ. ફ્રાન્સમાં તો તે માટે અમુક ઉમ્મર કરતાં વધુ વખત કુંવારા રહેનારા સ્ત્રી અથવા પુરૂષો ઉપર કર નાંખવામાં આવ્યો છે. યુરોપએ સ્ત્રી સમાજ પાર્લામેંટમાં પોતાનો અવાજ રજુ કરવાને હક માગી રહેલ છે. એટલુંજ નહિ પણ તેને માટે કેદ ભોગવવાને પણ આગેવાન બાનુઓ પાછી પડી નથી.

આવી રીતે પ્રજાનું વાતાવરણજ બદલાયલું જોવામાં આવે છે. હિંદુસ્તાનની પ્રજા પણ તેમાં યથાશક્તિ પોતાનો ભાગ પડાવવા પ્રયત્ન કરી રહેલ છે. નેશનેલ કોંગ્રેસ દ્વારા સ્વરાજ્યની માગણી આજ વર્ષો થયાં કરવામાં આવે છે. સંસાર સુધારકો જ્ઞાતિઓનાં અંધ બંધનને નષ્ટપ્રાયઃકરી નાખવા પ્રયત્ન કરે છે, સ્ટુડન્ટસ (વિદ્યાર્થીઓ) ડીબેટીંગ સોસાયટી દ્વારા પોતાના હકોનું સંરક્ષણ કરવા મથન કરે છે અને તે માટે કેટલીક વેળા તેઓ શાળાના સત્તાવાળા સામે પોકાર પણ ઉઠાવે છે. અંત્યજો પોતાનો પણ સામાન હક છે એમ પોકાર કરી તે પોતાને પાછો આપવાનો આગ્રહ કરવા લાગ્યા છે. દરેક જ્ઞાતિઓ પણ આવી રીતે પોતાના જતા રહેલા હકો પાછા મેળવવાને સભાઓ, કોન્ફરંસો અને સંવાદ પત્રો દ્વારા ચર્ચા ચલાવી રહ્યા છે; એવા ચર્ચાનાજ યઇ રહેલા સમયમાં આપણા આર્યસંસારમાં સ્ત્રીઓનું જીવન એ વિષયની ચર્ચા કરીશું તો તે કાંઈ અપ્રાસંગિક કે નકામો ગણાશે નહિ.

ઉપરના વિષયનું મથાળું વાંચતાંજ તે મથાળું કાંઇ અધુરૂં અને તે વળી અપ્રમાર્થ દર્શક દેખાય છે અને વાસ્તવિકમાં છે પણ તેમજ. એ મથાળાને લેઇને આપણે ત્રણ વિષયની ચર્ચા કરવી પડશી. (૧) આર્ય સંસારમાં સ્ત્રીઓનું જીવન ભૂતકાળમાં કેવું હતું ? (૨) વર્તમાનકાળમાં કેવું છે ? અને (૩) ભવિષ્યમાં કેવું થાય એ પ્રશ્નો વિચારવા યોગ્ય છે ?

ભૂતકાળમાં આર્ય સંસારમાં સ્ત્રીઓનું જીવન શ્રેષ્ટ પ્રકારનું હતું એમ તે સમયના કેટલાક પુસ્તકો, ભાટ ચારણોની પાસેથી સંભળાતી કથાઓ અને બીજા પણ તેવા કેટલાક પુરાવાથી માનવું પડે છે. સીતા, ગાર્ગી, દ્રૌપદિ, સત્યવતિ, કૌશલ્યા, તારામતિ, દેવકીજી અને તેવી સ્ત્રીઓ હોવાનું પણ પુસ્તકો દ્વારા તેમના ચરિત્રો ઉપરથી જણાય છે. એ સ્ત્રી સમુહે જન સમાજને ઉપયોગી થઇ પડે તેવું પણું થોડું કર્યું છે તોપણ તેઓનું જીવન આજ વંદનિય અને સ્ત્રી સમાજ માટે તો પુજ્ય ગણાય છે.

ઉપર પ્રમાણે તે કાળમાં સ્ત્રીઓનું જીવન કેમ વંદનિય થઇ પડતું એ પ્રશ્નનું નિરાકરણ તો આપો આપજ થશે. તોપણ એ પ્રશ્ન અને ચર્ચા તો સ્વભાવિક રીતેજ ઉભી થશે કે સંજોગોમાં કાંઈ ફેરફાર હતો ખરો ? ઉત્તર 'હા' એટલોજ આપી શકાશે. તે વખતમાં સ્ત્રીઓ ઉપરજ સંસારનો સર્વ આધાર મનાતો. સ્ત્રીઓ પ્રતિ પુજ્ય ભાવથી જોવાતું અને સ્ત્રીઓને શીક્ષણ પણ અપાતું. તે શીક્ષણ ઉપર ઉપરનું નહિ પણ આધ્યાત્મિક તેમજ વ્યવહારિક વિષયનું શીક્ષણ હતું. તે શીક્ષણને માટે તેઓને પુરતા સંજોગો પણ પેદા કરી આપવામાં આવતા; અને તેથી તેઓ પોતાની માતા તરીકેની લાયકી સાબીત કરવા સાથે યથોચિત પોતાની ફરજો બજાવવાને પણ તેઓ શક્તિવાન થતી. પોતાના પતિને કેદમાં જઇને મુક્ત કરવા માટે શ્રીમતિ સત્યવતિએ કેટલું સાહસ કીધું હતું ? અને દમયંતિએ "નળ" "નળ" જપતાં જપતાં જે સંકટો સહન કીધાં તે શું અસાધારણ નથી જણાતાં ? ત્યારે દ્રૌપદીના સંકટો પણ ચોધાર અશ્રુ વહેવરાવે તેવાંજ હતો. આવા આવા દષ્ટાંતો આર્યાવર્તના પ્રાચિન ઇતિહાસમાંથી જોઇએ તેટલા મળી શકે છે. આર્યાવર્તની સ્ત્રીઓ ખુબસુરતીનો ખજાનો મનાતી; પ્રેમની સરિતા ગણાતી. એટલુંજ નહિ પણ આધ્યાત્મિક જ્ઞાન, વિરત્વ અને દયાળુપણાએ માતા ગણાતી. ગાર્ગી જેવી અધ્યાત્મિક જ્ઞાનવાળી સ્ત્રી આપણને કાંઇએ મળે તેમ છે કે ? ભીમ અને અર્જુન જેવા પુત્રરત્નો પેદા કરનારી માતા કુંતા જેવી સ્ત્રીઓ પૃથ્વીના કોઈપણ ખુણામાં જોવામાં આવે છે કે ? ક્યાંથી આવે ? આર્યાવર્તના એ પુરાતનકાળના જવાહીરોનું— જાહોજલાલીનું વર્ણન આવા નાનકડા લેખમાં વધારે થઈ શકે નહિ ; પરંતુ એટલુંજ ટુંકમાંજ વર્ણવવું બસ થશે કે સ્ત્રીઓને કોઇપણ રીતે ઉતારી પાડવાનો પ્રયત્ન ન થતો અને તેથી ઉલટું તેમને સાક્ષાત્ શક્તિ-દેવી મનાતી હતી. यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । એ વાક્યનું મહત્વ બરાબર જળવાતું અને સ્ત્રીઓ પણ તેથી પોતાના પતિને પરમેશ્વર સમાન માનતી-પુજા કરતી. દેવ અને દેવીજ જોવામાં આવતાં એવા પુરાતન કાળના મનુષ્યો હતા.

પુરાતનકાળના અવલોકન પછી વર્તમાનકાળના અવલોકન માટે આપણી દષ્ટિને

ફેરવીશું. વર્તમાનકાળ મુસલમાની રાજ્યના સમયથી ગણીએ તો તે યોગ્ય ગણાય અને તેથી ત્યારથીજ વર્તમાન જમાનો લેખીશું. એ વર્તમાન જમાનાની શરૂઆતથીજ સ્ત્રી જીવનની અધોગતિ અને સાથેસાથ સમસ્ત ભારતવર્ષની અધોગતિના પુરતાં પ્રમાણો મળી શકે છે; પરંતુ બીજી બાજુથી કેટલીક અભિમાન કરવાયોગ્ય પુજ્ય દેવીઓ-સ્ત્રીઓનું નિશાન છે ખરૂં ઘોરી વંશની શરૂઆતમાં તેવા દૃષ્ટાંતો મળે છે. અલ્લાઉદ્દીન ખુનીના સમયમાં પદ્મિની અને દેવળદેવી વિગેરે વીરાંગનાઓનું નામ જણાય છે અને તેના ગુણાદિનું ગાન થતાં તે માટે અભિમાન પણ ધારી શકીએ. મુસલમાની રાજ્યના મધ્યકાળથીજ સ્ત્રીઓની અધોગતિનું ભાન થવા લાગ્યું છે. શ્રીમતિ ચંદ્રાવતી જેવી મહારાણીને દુર્ગાદાસ અને ઇંદીરા જેવાના આશ્રિત થવું પડયું હતું અને એવાં બીજાં પણ પુષ્કળ દૃષ્ટાંતો મળી શકે છે પરંતુ તેમાંથી એક બીજું દર્શન પણ થાય છે. એ દર્શન સ્ત્રી જીવનની ઉજ્જવળતા સંબંધીનું છે. આવા અધોગતિના સમયમાં—જે સમયે સૌ સૌનું સંભાળો એવો જમાનો હતો, રાજાઓ ગાન તાનમાં ગુલતાન બનીને પોતાની પ્રજાનું તો શું પરંતુ પોતાના બૈરાં છોકરાંનું પણ રક્ષણ કરવાનું ભૂલી ગયા હતા તેવા કટોકટીનાં જમાનામાં દુર્ગાદાસ અને ઇંદીરા જેવા પોતાની જીંદગીના ભોગે પારકાને બચાવી લેવાને તૈયાર થનારા મનુષ્યો પણ માલૂમ પડતા હતા. વાચકવૃંદ! એ દુર્ગાદાસ વીર તરીકે આજે કોના પ્રતાપે પંકાય છે? રણભૂમિમાં જતાં પહેલાં પોતાની હ્રિયાંગનાને મળવા જતાં તે વીર રમણીએ જે વચનો કહ્યાં હતાં તેના પ્રતાપેજ દુર્ગાદાસ આજે વીરરત્ન તરીકે પંકાય છે. પરંતુ આ જમાના પછી ધીમે ધીમે બાદશાહી માનપાનના લાલચુ બની ગયેલા રાજાઓના હાથે પ્રજા નષ્ટપ્રાયઃ દશાને પામતી ગઇ ત્યાં પછી સ્ત્રી જીવનની ઉન્નતિનું સ્વપ્ન પણ ક્યાંથી આવે વારૂ? કોઇપણ સૌંદર્ય માયા જોવામાં આવે તો જેમ બને તેમ જલદીથી જનાનામાં મોકલી આપવાને તૈયારી થતી હોય, બાદશાહના વ્હાલા થવા, સુબેદારી અને માન પાન પામવાને બાદશાહની ઇચ્છાવાળી આંખની ટીકી દેખતાંવાર પોતાની બ્હેન દીકરીને ખુશીથી નવરોજે મોકલી તેમના પતિવ્રતનો ભંગ કરાવવામાં મદદ કરાતી હોય અને તે બાબતમાં કદાચ કોઈ સામો થાય તો શીરના જોખમે તે પાયમાલ કરવાને પ્રયત્ન થતો હોય એવા જમાનામાં સ્ત્રીઓની ઉન્નતિની આશા કેમ રાખી શકાય? આ પ્રમાણે સામાન્ય રીતેજ ચાલતું હતું અને તેથી સ્ત્રીઓએ તો પડદામાંજ રહેવું પડતું હતું. સ્ત્રીઓને શીક્ષણ આપવામાં આવતું નહોતું. આ જમાનાને અનુસરીને नारी नर्कस्य द्वारं । ઇત્યાદિ વાક્યોનો શાસ્ત્રિય સિદ્ધાંતના નામે જેમ પુષ્કળ ગપોળા ફેલાઇ ગયા હતા તેમ પ્રસાર થતો ગયો અને તેવી માન્યતા છેક થોડાંજ વર્ષ પુરવે સુધી જોશબંધ ચાલી આવી હતી.

ઉપરતો આપણે સ્ત્રીઓની અધોગતિના સમયનું વર્ણન કરી ગયા. પરંતુ તેથી સ્ત્રીસંસારની કેવી સ્થિતિ થઇ પડી હતી તેનું અવલોકન હવે કરીશું. એ જમાનામાં સ્ત્રીઓમાં સર્વત્ર અજ્ઞાન ફેલાવાને લીધે તેઓને પોતાનું જીવન પુરૂષજીવનના આશ્રે સોંપવું પડયું. પુરૂષ સમાજ તે સમયમાં અશક્ત હતો તેથી તેણે પોતાની સાથે સ્ત્રીજીવનને પણ નષ્ટપ્રાયઃ કીધું અને એવી માન્યતા ફેલાવી કે સ્ત્રીઓને સ્વતંત્રતા મળવી ન જોઇએ. સ્ત્રીઓ એ નર્કની ખાણ સમાન છે અને સ્ત્રીઓને ભણાવી પણ ન શકાય

ફેરવીશું. વર્તમાનકાળ મુસલમાની રાજ્યના સમયથી ગણીએ તો તે યોગ્ય ગણાય અને તેથી ત્યારથીજ વર્તમાન જમાનો લેખીશું. એ વર્તમાન જમાનાની શરૂઆતથીજ સ્ત્રી-જીવનની અધોગતિ અને સાથોસાથ સમસ્ત ભારતવર્ષની અધોગતિના પુરતાં પ્રમાણો મળી શકે છે; પરંતુ બીજી બાજુથી કેટલીક અભિમાન કરવાયોગ્ય પુજ્ય દેવીઓ-સ્ત્રીઓનું નિશાન છે ખરૂં. ઘોરી વંશની શરૂઆતમાં તેવાં દૃષ્ટાંતો મળે છે. અલાઉદ્દીન ખુનીના સમયમાં પદ્મિની અને દેવળદેવી વિગેરે વીરાંગનાઓનું નામ જણાય છે અને તેના ગુણાદિનું જ્ઞાન થતાં તે માટે અભિમાન પણ ધારી શકીએ. મુસલમાની રાજ્યના મધ્યકાળથીજ સ્ત્રીઓની અધોગતિનું ભાન થવા લાગ્યું છે. શ્રીમતિ ચંદ્રાવતી જેવી મહારાણીને દુર્ગાદાસ અને ઈંદીરા જેવાના આશ્રિત થવું પડયું હતું અને એવા બીજા પણ પુષ્કળ દૃષ્ટાંતો મળી શકે છે પરંતુ તેમાંથી એક બીજું દર્શન પણ થાય છે. એ દર્શન સ્ત્રી જીવનની ઉજ્જવળતા સંબંધીનું છે. આવા અધોગતિના સમયમાં—જે સમયે સૌ સૌનું સંભાળો એવો જમાનો હતો, રાજાઓ ગાન તાનમાં ગુલતાન બનીને પોતાની પ્રજાનું તો શું પરંતુ પોતાના બૈરાં છોકરાંનું પણ રક્ષણ કરવાનું ભૂલી ગયા હતા તેવા કંઠોકટીનાં જમાનામાં દુર્ગાદાસ અને ઈંદીરા જેવા પોતાની જીંદગીના ભોગે પારકાને બચાવી લેવાને તૈયાર થનારા મનુષ્યો પણ માલૂમ પડતા હતા. વાચકવૃંદ! એ દુર્ગાદાસ વીર તરીકે આજે કોના પ્રતાપે પંકાય છે? રણભૂમિમાં જતાં પહેલાં પોતાની દિવ્યાંગનાને મળવા જતાં તે વીર રમણીએ જે વચનો કહ્યાં હતાં તેના પ્રતાપેજ દુર્ગાદાસ આજે વીરરત્ન તરીકે પંકાય છે. પરંતુ આ જમાના પછી ધીમે ધીમે બાદશાહી માનપાનના લાલચુ બની ગયેલા રાજાઓનાં હાથે પ્રજા નષ્ટપ્રાય: દશાને પામતી ગઇ ત્યાં પછી સ્ત્રી જીવનની ઉન્નતિનું સ્વપ્ન પણ ક્યાંથી આવે વારૂ? કોઈપણ સૌંદર્ય માયા જોવામાં આવે તો જેમ બને તેમ જલ્દીથી જનાનામાં મોકલી આપવાને તૈયારી થતી હોય, બાદશાહના વ્હાલા થવા, સુબેદારી અને માન પાન પામવાને બાદશાહની ઇચ્છાવાળી આંખની ઠીકી દેખતાંવાર પોતાની બ્હેન દીકરીને ખુશીથી નવરોજે મોકલી તેમના પતિવ્રતનો ભંગ કરાવવામાં મદદ કરાતી હોય અને તે બાબતમાં કદાચ કોઈ સામો થાય તો શીરના જોખમે તે પાયમાલ કરવાને પ્રયત્ન થતો હોય એવા જમાનામાં સ્ત્રીઓની ઉન્નતિની આશા કેમ રાખી શકાય? આ પ્રમાણે સામાન્ય રીતેજ ચાલતું હતું અને તેથી સ્ત્રીઓએ તો પડદામાંજ રહેવું પડતું હતું. સ્ત્રીઓને શીક્ષણ આપવામાં આવતું નહોતું. આ જમાનાને અનુસરીને नारी नर्कस्य द्वारं । ઇત્યાદિ વાક્યોનો શાસ્ત્રિય સિદ્ધાંતના નામે જેમ પુષ્કળ ગપોળા ફેલાઇ ગયા હતા તેમ પ્રસાર થતો ગયો અને તેવી માન્યતા છેક થોડાંજ વર્ષ પુરવે સુધી જોશબંધ ચાલી આવી હતી.

ઉપરતો આપણે સ્ત્રીઓની અધોગતિના સમયનું વર્ણન કરી ગયા. પરંતુ તેથી સ્ત્રીસંસારની કેવી સ્થિતિ થઇ પડી હતી તેનું અવલોકન હવે કરીશું. એ જમાનામાં સ્ત્રીઓમાં સર્વત્ર અજ્ઞાન ફેલાવાને લીધે તેઓને પોતાનું જીવન પુરૂષજીવનના આશ્રે સોંપવું પડયું. પુરૂષ સમાજ તે સમયમાં અશક્ત હતો તેથી તેણે પોતાની સાથે સ્ત્રી-જીવનને પણ નષ્ટપ્રાય: કીધું અને એવી માન્યતા ફેલાવી કે સ્ત્રીઓને સ્વતંત્રતા મળવી ન જોઇએ. સ્ત્રીઓ એ નર્કની ખાણ સમાન છે અને સ્ત્રીઓને ભણાવી પણ ન શકાય

વતી નામની મૃદુભાષિણી રાણી હતી. રાજા રાણી પ્રેમ-આનંદમાં દિવસો ગાળતાં હતાં. અને સૈભવાદિમાં કુશળ હતાં. ભીમકની કીર્તિ સ્થળ-સ્થળાંતરમાં પ્રસરેલી હતી. તેઓ સર્વ વાતે સુખી હતા. પરંતુ તેમને સંતાન નાહ હોવાથી ઉભય ચિંતામાં અમુલ્ય વ્યય કરતાં હતાં. પ્રસંગોપાત બન્ને-ભુવનમાં આવા વિચારથી ગ્લાનિને અનુભવતાં વિલાપ કરતાં હતાં. સઘળી વાતે સુખ હોવા છતાં, જેને પુત્ર નથી તેનું જીવન નેષ્ટ લેખવતાં હતાં કારણ મરણ પાછળ યોગ ક્રિયા કરનાર-વા જીવન પ્રવાહમાં ઉત્તમ સંસ્કારોને પ્રેરનાર-માતા પિતાને સુખ આપનાર-સત્ય નીતિથી વડિલોની કીર્તિને ઉજવલ કરનાર, ધર્મને દ્દઢ રીતે પાળનાર પુત્ર શીવાય અનંત વૈભવો નહિવત્ જેવા છે.

આમ કેટલાક દિવસ ચિંતાને ક્લેશમાં ગાળ્યા. એવામાં એક રૂષિ તેમની વ્યવહારિક સ્થિતિમાં આતિથ્યેય સત્કાર કરાવવા માટે આવ્યો. રાજા રાણી ધર્મમાં અવિચળ હતાં. આતિથ્યેય સત્કાર કરવો એ વ્યવહારિક સ્થિતિમાં ભૂષણ રૂપ છે એમ સારી રીતે જાણતાં. વળી સાધુ સંત-ને વિદ્વાન પુરૂષો પોતાને ત્યાં કયાંથી ? એવા વિચારથી દમન ઋષિની તેમણે સારી સંભાળ કરી, પોતાને ત્યાં રાખ્યા. તેમના આવા સ્વાગતથી દમન ઋષિ પ્રસન્ન થયા. અને તેમની શુભ ઇચ્છા યોગે રાણીને શુભ વરદાન આપ્યું. રાજા રાણી અભય વરદાનથી પ્રસન્ન થયાં મહાન-ઉત્તમ સંસ્કારિત પુરૂષોની વાણિ સર્વદા ઉત્તમ દ્રવ્યને પોષ્યા કરે છે. અને તેઓનો વાગ-પ્રવાહે સતત્ નિર્મળ સાત્વિક-આર્થિક-ને શુભ સંસ્કારિત ઉર્મિઓને પ્રગટાવે છે. આવા મહાન્ પુરૂષોની વાણિ સફલિત થાય એમાં આશ્ચર્ય જનક કાંઇ નથી.

આ પછી રાણી સગર્ભા થઇ. અને તેમને અનુક્રમે ત્રણ પુત્ર તથા એક પુત્રી થઇ. ઋષિના નામને સંભારી રાખવા, અને તેમની કૃપા પ્રસાદી તરીકે પુત્રનાં નામ-દમન-દંત તથા દુરદ રાખ્યાં. અને પુત્રીનું નામ દમયંતી રાખ્યું. દમયંતીને સુશિક્ષિતા કરવામાં આવી હતી. વળી તેનું સ્વરૂપ અનુપમ હતું. કવિ પ્રેમાનંદનાં ને સંબંધમાં કેટલાંક ચરણો અમે ટાંકીએ છીએ.

ગુણ ચાલતે ચાતુરી, અદ્દભૂત સુંદર વેષ.

* * *

ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય.
ચંદ્રમા તો ક્ષિણ પામી, આભમાં સંતાય,
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર.
તે તેજનું પ્રજાપતિએ ઘડયું દમયંતીનું ગાત્ર.

* * * *

દિવસે દિવસે તેનું રૂપ અને ગુણ તથા વય વધતું ગયું. આ ઉમરની થવા આવી.

* * * * *

પૂણ્યવંત નૈષધ દેશમાં પ્રતાપી વીરસેન નામનો ધર્મ ધુરંધર રાજા રાજ્ય કરતો હતો. વિરસેનને શુરસેન નામનો એક ભાઇ હતો. બન્ને અરસ પરસ ઐક્યતાથી રહેતા હતા, તેમજ રાજ્યપર સારી દેખરેખ રાખી પ્રજાના સુખમાં ઉમેરો કરતા હતા.

આ બન્ને ભાઇઓને એક સ્વરૂપવાન પુત્ર પ્રગટેલો હતો. મહારાજ વિરસેનને નળ નામે પુત્ર હતો અને શુરસેનને પુષ્કળ નામનો પુત્ર પ્રગટયો હતો. નળ અને પુષ્કળને સારૂં વિક્ષણ આપવામાં આવ્યું હતું. બન્ને ભાઇ પૂર્ણ પ્રેમથી ઉભયને ચહાતા હતા. કદાપિ પણ કુસંપે તેમનાં હૃદયમાં વાસ કર્યો નહોતો. નળ તથા પુષ્કળ જાણે એકજ મા બાપના પુત્રો હોય તેમ વર્તતા. આથી વીરસેન તથા શુરસેનને ઘણોજ આનંદ થવા લાગ્યો, અને બન્નેને જણાયું કે નળ તથા પુષ્કળ રાજ્ય કરવાને યોગ્ય થયા છે. તેથી તેમને રાજ્ય આપી આપણે ઇશ્વર પ્રતિ અભિમૂખ વૃત્તિ રાખી તેની તન્મયતામાં લીન થવું, અથવા વાનપ્રસ્થાશ્રમ સ્વિકારવો. વીરસેન તથા શુરસેનની એવી પ્રબળ ઇચ્છા પ્રગટતાં નળને રાજ્ય ગાદિપર બેસાર્યો. તથા પુષ્કળને સૈન્યાધિપતિ બનાવ્યો. તેમજ વીરસેન તથા સુરસેન બ્રહ્મ ચિંતનમાં કાળ વ્યતિત કરવા વનમાં ગયા.

નળ અને પુષ્કળ ધર્મયુકત ન્યાયનું પોષણ કરતા હતા. ન્યાયાસન પૈર બેસી વિવેકને તેમણે પુષ્પાંજલિ આપી નહોતી. પ્રજાની કળાઆબાદી, કુશળતામાં એક નિષ્ઠાથી પ્રયત્ન કરતા હતા. ચોર, કપટી, દાંભિકોને યોગ્ય શાસન અપિતા. વળી તેમનામાં એવું બુદ્ધિ બળ હતું કે ચોરોને કારાગૃહમાં યોગ્ય શિક્ષણ આપવામાં આવતું, અને આવી પદ્ધતિથી તે પુનઃગુન્હાઓ કરતા નહોતા. તેથી પ્રજા પણ કુશળને અકબમય રહેતી.

લિખિત માપિ લલાટે પ્રોજ્ઝિતુમ્ કઃસમર્થઃ ॥ ભાગ્ય પ્રસંગોપાત બળવાન સત્તા ભોગવે છે. દિવસ પાછળ રાત્રિ ઉભી રહેતી હોય છે, સુખ પાછળ દુઃખ, આશા પાછળ નિરાશા, કીર્તિ પાછળ અપયશ જય અને અજય, સંપ અને કુસંપ, જ્ઞાન અને અજ્ઞાન એ-શબ્દો અરસ્પરસ સંબંધ કરીને રહ્યા છે.

સુખીઆ દુઃખીયા થાય, દુઃખીઆ તે સુખીઆ બને,<br>
કુદરત પણ પલટાય, ભવિષ્ય ભુલવણી અવનવી.

નળ તથા પુષ્કળને આમ નિર્વિઘ્ન રાજ્ય કરે કેટલોક સમય ગયો, એવામાં દુરાત્માઓથી ભરમાતા પુષ્કળના મનમાં નવિન તર્ક વિતર્કો પ્રગટવા લાગ્યા. હમેશાં એટલું તો લક્ષ પૂર્વક યાદ રાખવું કે જ્યારે આપત્તિ આવવાની હોય છે ત્યારે સર્વ દિશામાં તેનાં બિજકો વૃક્ષ ભાવને પામેલા હોય છે. હૃદયમાં અસત સમાયેલો છે, નળનો ઉદય પુષ્કળના ખુશામતીઆઓથી સહન થઇ શકયો નહિ. તેઓએ તેને ભંભેરવા માંડયો આથી નળને મુકી તે વનમાં તપ કરવાને ગયો તેણે માનસિક સુખ ભોગવવા માંડયું. એ સંબંધમાં કવિ પ્રેમાનંદ કહે છે કેઃ—

જઇ સેવ્યું પર્વતનું શૃંગ, તળે વહે છે નિર્મળ ગંગ,<br>
શલ્યાનું કીધું સિંહાસન, પત્રનું છત્ર ધરે રાજન;<br>
માનસિ રાજ્ય માંડયું વન તણું, કોકિલા ગાન કરે છે ઘણું,<br>
અંશત અશ્વ મારે આંગણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે,<br>
શુંડ હસ્તી પૃથિવી પરસંગ, એ રાજ્ય મારૂં ન થાયે ભંગ.<br>
કો લુંટવા ન આવી ચડે, ઉઘાડે બાર આંતર નવ પડે,<br>
એણિપેરે માંડયું રાજ્યાસન, અચાલતે વશ કીધું મન,